સૌ. પાર્વતીકુંવર સ્મારક ગ્રંથમાળા, નં. ૮ મો.

# ગૃહિણી-કર્ત્તવ્ય દીપિકા.

૬૯૭૨ બંગાલી ઉપરથી રચનાર,

કૃપાશંકર દોલતરામ ત્રવાડી.

પ્રકટ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

અમદાવાદ.

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં
ઘેલાભાઈ નરસિંહદાસે છાપ્યું.



કિંમત ૧૦ આના.

બાઈ પાર્વતીકુંવર ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સ્વદેશભક્ત અને સંસારસુધારક સ્વર્ગવાસી રા. સા. મહિપતરામ રૂપરામનાં પત્ની સૌ. બાઈ પાર્વતીકુંવર ઇ. સ. ૧૮૮૦ માં ગુજરી ગયાં, તેમના સદ્વિચાર અને સદ્ગુણોના સ્મારક તરીકે સ્ત્રીઓમાં સુનીતિ અને સદ્ધર્મ વૃદ્ધિ કરવાના હેતુથી એક ફંડ રૂ. ૨૦૦૦)નું ઊભું થયું હતું. તેની વ્યવસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપી છે. એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે ગ્રંથો આજ સુધી પ્રકટ થયા છે:—

૧. સીતા અને દમયંતીનાં આખ્યાન.
૨. નારીશિક્ષા, ભાગ ૧ લો.
૩. નારીશિક્ષા, ભાગ ૨ જો.
૪. પાર્વતીકુંવર ચરિત્ર.
૫. કુમારી કારપેન્ટરનું જીવનચરિત્ર.
૬. કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ.
૭. નસીબ અને ઉદ્યોગ વિષે નિબંધ.
૮. ગૃહિણી-કર્ત્તવ્ય દીપિકા.

---

૧૦૩૫

# गृहिणी-कर्त्तव्य दीपिका.

## ઉપદેશ પહેલો.

### ઘર.

"The home is the Woman's domain-her kingdom where she exercises entire control"—*Smiles.*

**यथावायुंसमाश्रित्य वर्त्तन्ते सर्व जन्तवः।**
**तथा गृहस्थमाश्रित्य वर्त्तन्ते सर्व आश्रमाः ॥—मनु.**

બેટા લક્ષ્મી! મનુએ કહ્યું છે કે, "કન્યાનું પાલન કરવું અને પ્રયત્નપૂર્વક શિક્ષણ આપીને વિદ્વાન વરની સાથે તેને પરણાવવી." પરંતુ બહુ જ દિલગિરીની વાત છે કે, બાળલગ્ન વગેરે કેટલાક સામાજિક કુચાલ ચાલતા હોવાથી; આપણે આપણું કર્ત્તવ્ય કરી નહિ શકતાં, કેવળ પ્રત્યવાયનાં ભોગી થઇએ છીએ. કન્યાઓને સુશિક્ષિત કરવાનું તો દૂર રહ્યું, પણ તેમને સાધારણ બાલ્યજ્ઞાન થાય તે પહેલાં તો તેઓ પરણીને સાસરે જતી હોવાથી તેમના શિક્ષણનો માર્ગ જ બંધ થઈ જાય છે, અને તેથી શિક્ષણ નહિ મળ્યાને લીધે નારીજાતિની અવસ્થા દિનપરદિન શોચનીય અને અણગમતી થતી

જાય છે. હાલ આપણી સ્વદેશી સ્ત્રીઓ કોઈ ઠેકાણે દાસીના જેવી તો કોઈ ઠેકાણે રમતગમતની પૂતળીના જેવી દશામાં દહાડા કા'ડે છે.

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી જ સર્વ વાતની કર્તા હર્તા અને અધિકારી છે–ઘરરૂપ રાજ્યની રાણી સ્ત્રી જ છે. પરંતુ કેવી પરિતાપની વાત છે કે શિક્ષણની ખોટને લીધે આપણે આપણા અધિકાર વિનાનાં અને રાજ્યથી પદભ્રષ્ટ થઇને અનાદરની સાથે પીલાતાં રહીએ છીએ. હજી તું તરૂણી છે, તેથી નારી જાતિની શોચનીય અવસ્થા વિષે કાંઈ સમજી શકતી નથી. અમે સમાજનાં એટલે નાતજાત વગેરે આપણા લોકનાં દાસ જેવાં હોવાથી, છેક ના'નપણમાં જ તને લગ્નરૂપી બંધનથી બાંધી દેઇ–પરણાવીને—ગૃહિણી—ઘર માંડીને રહેનારી સ્ત્રી—બનાવી દીધી છે, પણ તું તો આપણાં કર્ત્તવ્ય કેવાં ભારે છે અને તે બજાવવાને આપણે કેવાં બંધાયલાં છીએ, તેનો જરાએ અનુભવ કરી શકતી નથી. તેમજ હું મા થયા છતાં પણ સમયની જેવી જોઇએ તેવી અનુકૂળતા નહિ મળ્યાથી, એ સઘળા અવશ્યે શીખવવા જોગ વિષયોનો તને કંઈ પણ ઉપદેશ આપી શકતી નથી.

દીકરી! તારે છેક હલેતી અવસ્થામાં સંસારરૂપ વિશાળ કાર્યક્ષેત્રમાં દાખલ થઇને ગૃહિણીનાં બહુ ભારે કર્તવ્ય કર્મોનો ભાર માથું નીચું રાખીને ઉચકવાની ગરજ પડી છે; તેથી કરીને તને આ સુખમય સંસાર, અસુખ અને અશાંતિના આશ્રમસ્થાન જેવો જણાય, તો તેમાં જરાએ આશ્ચર્ય પામવા જેવું નથી. એટલુંજ નહિ, પણ જે પ્રેમથી ભરપૂર જણાય એવું પતિગૃહ–સાસરવાસ–

પણ સમયે સમયે જમપુરીના જેવું લાગવાનું પણ કાંઈ અસંભવિત નથી. આવા કારણથી જ મનુએ આમ કહ્યું લાગે છે કે—"પતિની મર્યાદા, પતિની સેવા અને ધર્મ કર્મના આચાર વિચાર તથા વર્તનના વિષયમાં જેને શિક્ષણ મળેલું ના હોય, તેવી કન્યાને પરણાવવી, એ પિતાનું અકર્તવ્ય છે—મતલબ કે બાપના ધર્મથી એ ઉલટું આચરણ છે."

બે'ન! લોકો નવી સાસરે રહેતી થયેલી વહુઓ ઘરના કામકાજમાં અણુભોમિયણો હોય છે તેમની માઓનો જ તિરસ્કાર અને નિંદા કરે છે તે કાંઈ અઘટતું નથી. કારણ કે, દીકરીને ઘરનું કામકાજ વગેરે બરાબર શીખવીને ભોમિયણ કરવી એ માનું એક મુખ્ય કર્ત્તવ્ય કર્મ છે. પરંતુ દુઃખની વાત છે કે, આંધળું જેમ આંધળાને રસ્તો દેખાડવાને સમર્થ હોતું નથી, તેવું જ આપણા સંબંધમાં પણ છે. આપણે એવાં અભણ છીએ અને આપણાં કર્ત્તવ્યકર્મ કેવાં ભારે છે તથા તે બજાવવાને કેવાં બંધાયલાં છીએ તે બાબતથી એટલાંબધાં અજ્ઞાન છીએ કે, મા થવાને માટે સંપૂર્ણ રીતે નાલાયક છીએ. કોઈ એક આધુનિક ગ્રંથકારે તેના ગ્રંથમાં લખ્યું છે કે,—"આપણા દેશમાં મા નથી, માં વગરના મુલકમાં આપણે વસિએ છીએ," તે અક્ષરેઅક્ષર ખરૂં છે.

પણ બે'ન! અવસ્થા અને અદૃષ્ટની નિન્દા કરીને વખત નકામો ગાળવો તેમાં કાંઈ ફળ નથી. તેથી જે મનસુબાથી આજ તારી પાસે બેસીને આવી વાત મેં ઉપાડી છે તે સંબંધી જ હવે બોલું છું. મારી એવી ઈચ્છા છે કે જ્યારે જ્યારે નવરાશ જેવું હશે ત્યારે ત્યારે વખતોવખત તને ગૃહિણીનાં કર્તવ્ય અને એ કર્તવ્ય કેવાં ભારે

છે તે સંબંધી મારાથી બની શકતો ઉપદેશ આપ્યા કરીશ. અને તે સાથે એવી આશા પણ રાખું છું કે તું પણ તે સકળ ઉપદેશ બરાબર ધ્યાન રાખીને સાંભળીશ તથા તા'રાથી બની શકે તે પ્રમાણે તેને અનુસરીને તારાં સંસાર વ્યવહારિક કામકાજ કરવાનો પ્રયત્ન કરીશ. આજ, ઘર એ કેવું સ્થાન છે તે વિષે તથા ગૃહસ્થાશ્રમમાં ગૃહિણીનાં કર્તવ્ય કર્મોના ભારેપણા સંબંધી કેટલીક વાત કહુંછું.

મહાભારતના શાન્તિપર્વમાં કહ્યું છે કે—"લોકો બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય (ગૃહસ્થાશ્રમ) વાનપ્રસ્થ અને ભક્ષ્ય (સંન્યાસ) એ ચાર આશ્રમોનું અવલંબન કરીને રહે છે. (પણ) શાસ્ત્રના અનુસારે જોતાં ગૃહસ્થાશ્રમમાંજ સર્વથી શ્રેષ્ઠ ધર્મોનું પાલન કરી શકાય છે. ગૃહધર્મનો પરિત્યાગ કરી અરણ્યમાં જઇને વાસ કરવો એ કર્તવ્યકર્મથી છેક ઉલટું છે. દેવતા, પિતૃલોક અને અતિથિ એ સર્વ માત્ર ગૃહસ્થને જ અવલંબન કરીને તૃપ્તિ પામી શકે છે તેમજ સેવકો અને પશુ પક્ષા વગેરે પ્રાણિયોનું પ્રતિપાલન પણ ગૃહસ્થોની પાસે થાય છે. તેટલા માટે ગૃહસ્થ એ સર્વનાથી શ્રેષ્ઠ છે અને ગૃહસ્થાશ્રમના ધર્મનું પ્રતિપાલન કરવું એ છેક સહેજ કામ નથી. જે મનુષ્યની ઇન્દ્રિયો તેના પોતાના કબજામાં ના હોય તે ગૃહસ્થાશ્રમના ધર્મોનું પ્રતિપાલન કરવાને કદી પણ સમર્થ થાય નહિ."

એજ શાન્તિપર્વમાં વળી બીજે એક સ્થળે એવું લખ્યું છે કે—"ગૃહસ્થાશ્રમ એ બીજો આશ્રમ છે. જેમણે બ્રહ્મચર્યાશ્રમ પૂરો કર્યો હોય અને સદાચરણમાં દૃઢ નિશ્ચિત થઇને ધર્મ કર્મ કરવાને માટે જેમની ઈચ્છા હોય, તેઓને માટે જ ગૃહસ્થાશ્રમ યોગ્ય અને બંધબેસતો છે. એ આશ્રમમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનો લાભ

મળી શકે છે. એ આશ્રમ સઘળા આશ્રમોનું મૂળ છે. ગૃહસ્થાશ્રમમાં યજ્ઞયાગાદિ કર્મો કરીને દેવલોકની, શ્રાદ્ધ તરપણાદિ કરીને પિતૃ લોકની, વેદશાસ્ત્રનો અભ્યાસ કરીને ઋષિ લોકની અને સંતાનોની ઉત્પત્તિ કરીને પ્રજાપતિની પ્રસન્નતા મેળવી શકાય છે. શાસ્ત્રમાં કહેલું છે કે, સર્વની સાથે સારૂં મધુર અને પ્રિય લાગે તેવું સંભાષણ કરવું એ અવસ્યનું કર્તવ્ય છે. અને નિન્દા કરવી, કઠોર ભૂડાં વચનો કહેવાં, તિરસ્કાર કરવો, તથા અહંકાર અથવા દાંભિકપણું દેખાડવું તે કેવળ અનુચિત છે. અહિંસા, સત્ય અને અક્રોધ ( ક્રોધ કરવો નહિ તે ) એ સઘળા આશ્રમોની ઉત્તમમાં ઉત્તમ તપસ્યા સ્વરૂપ છે. ગૃહસ્થાશ્રમમાં ઘરેણાં અને પુષ્પોના હાર પહેરીને, તરેહતરેહનાં લૂગડાંલત્તાં પહેરીને, તેલ ચોળીને, કેસર, કસ્તુરી, ચંદન, અત્તર વગેરે સુગંધીદાર પદાર્થોનું સેવન કરીને એટલે ચોળી ચર્ચીને, નાચ તમાસા વગેરે જોઇને, ગાયન અને વાદિત્રોના લલિત મધુર નાદ સાંભળીને, વિહાર ક્રીડા કરીને, અને ચાવવાની, ચૂસવાની, ચાટવાની તથા પીવાની વગેરે વિવિધ પ્રકારની વસ્તુઓનું ખાનપાન કરીને અપાર સુખ પામી શકાય છે. જે મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં રહીને ધર્મ, અર્થ અને કામ એ ત્રણું પુરુષાર્થની સિદ્ધિ કરી શકે, તથા સત્વ, રજ અને તમો ગુણનો યથાર્થ લાભ મેળવી શકે, તે સાધુ જનોને ઘટે તેવી ગતિ મેળવવાને સમર્થ થાય છે."

વળી કોઇએક યૂરોપીઅન પંડિતે ઘરને ઉદ્દેશીને કહ્યું છે કે—"માણસ સ્વર્ગચ્યુત થઇને ( સ્વર્ગરાજ્યમાંથી વિદાયગિરી પામીને પૃથ્વી પર જન્મ ધારણ કર્યાથી ) તે રાજ્યનાં બીજાં બધાં સુખ ખોઈ બેઠો છે; પરંતુ તેના પતન પછી પણ, હે ગૃહસુખ ! સ્વર્ગનાં સુખમાંનું એક તું કાયમ રહ્યું છે. તું ધર્મનો આશ્રય છે; ધર્મ તારા ખોળામાં

મલકાતા મોંડે અપૂર્વ શોભા ધારણ કરે છે. તેનું એ મંદ મંદ હસવું એવું મધુર અને શાન્તિદાયક તથા એવું મનોહર છે કે, તે જોયાથી, સ્વર્ગ એ જ જાણે તારૂં જન્મસ્થાન હોય એવો વિશ્વાસ સહજ જ ઉત્પન્ન થાય છે."

સ્માઈલ્સ નામના વિદ્વાન પુરૂષે કહ્યું છે કે—"ઘર એ ઘરધણિઆણીઓ (ગૃહિણીઓ)નું એક એક નાનું રાજ્ય છે; ત્યાં તેઓ સંપૂર્ણ કારભાર કરે છે. સ્વાધીન ભાવથી રાણીઓની પેઠે તેમની ઈચ્છા પ્રમાણે સર્વ કામકાજ કરાવી લે છે અને ઘરનું કોઈપણ માણુસ તેમની ઇચ્છાની વિરૂદ્ધ વર્ત્તી શકતું નથી. મતલબ કે ઘરની અંદર તેઓ જ સર્વ જે કાંઈ કહો તે છે."

આ પ્રમાણે પ્રાચીન અને અર્વાચીન અનેક પંડિતોએ ઘર અને ઘરધણિઆણીના મહિમા વિષે અત્યંત અનુકૂળ અભિપ્રાય જણાવેલા છે; પરંતુ તેમને જુદા જુદા જણાવવા બેસું તો કદી પાર ના આવે અને ધારેલી ધારણા પેશ પહોંચે નહિ. માટે બેન! તે બધાના સારાંશરૂપ મુખ્ય મુખ્ય અતિ ઉપયોગી અને આપણી ફુરસદના ટૂંકા વખતમાં બરાબર સમજાવી શકાય એટલી મુદ્દાની બાબતો વિષે જ અત્યારે તને ઉપદેશ કરવાનું મને ઠીક લાગે છે. ત્યારે હવે લક્ષ રાખીને સાંભળ.

૧. ઘર એ લક્ષ્મીના નિવાસનું સ્થાન—ધન રત્નોનો આધાર છે. ગૃહિણી એ ઘરની લક્ષ્મી સ્વરૂપ છે. ઘરને ધન અને જનથી પરિપૂર્ણ કરવું, સંસારની જે જે જરૂરીઆતો હોય તે પૂરી પાડવી, ઘરની દરેક ચીજ બરાબર સાફ સ્વચ્છ અને જે જ્યાં ઘટે ત્યાં ગોઠવીને રાખવી, એ ગૃહિણીનું કર્ત્તવ્ય કર્મ છે. તે ધનની રક્ષક અને ખરચ તથા સંગ્રહનું મૂળ છે.

લક્ષ્મી–ચરિત્રમાં લખ્યું છે કે, એક દિવસ નારાયણે લક્ષ્મીને પૂછ્યું હતું કે, "તમે કેવી ગૃહિણીના ઘરમાં વાસ કરોછો?" તેના ઉત્તરમાં લક્ષ્મીએ જે કહ્યું હતું, તે ધ્યાન દેઇને સાંભળ્યાથી સમજી શકાશે કે, ઘરની અંદર ગૃહિણીઓના કાર્યનું ભારેપણું અને દાયીત્વ એટલે ફરજ અથવા જોખમ કેટલું બધું છે, તથા તેમણે કેવી ગુણ-વાન થવાની જરૂર છે. લક્ષ્મીનું તે કહેવું એવું હતું કે, "ઉત્તમરૂપે વિભુષિત પતિવ્રતા, પ્રિયવાદિની (પ્રિય લાગે તેવાં વચન બોલનારી), કરકસરથી ખરચ કરનારી, દ્રવ્યનો સંગ્રહ કરવામાં પ્રયત્નવાળી, દેવ-તાઓની પૂજા કરવાનું જેને પ્રિય હોય તેવી, ઘરને સાફ અને સ્વચ્છ રાખવાને સદા તત્પર, ઇન્દ્રિયોને જેણે વશ કરી હોય તેવી, ક્લેશ કંકાસના અણગમાવાળી, અતિશય લોભ વિનાની, ધર્મ કર્મમાં જેનું મન ખરેખરૂં લાગેલું હોય તેવી અને દયાવાન નારીનામાં હું વાસ કરૂંછું. મધુસુદન—(અભિમાનના ઉતારનાર અથવા તોડનાર) ભગ-વાન જેવા મને પ્રિય છે તેવી જ પ્રિય એવી સ્ત્રીઓ પણ છે." વળી એજ ગ્રંથમાં (લક્ષ્મી–ચરિત્રમાં) બીજે એક સ્થળે લખ્યું છે કે, "એક માત્ર શુદ્ધ સત્ત્વ સ્વરૂપવાળી આદિ પ્રકૃતિ વૈકુંઠમાં મહાલક્ષ્મી, સ્વર્ગમાં સ્વર્ગલક્ષ્મી, મૃત્યુ લોકમાં અને પાતાળમાં રાજલક્ષ્મી, કુળ-માં કુળલક્ષ્મી અને ગૃહસ્થના ઘરમાં ગૃહલક્ષ્મી ઈત્યાદિ જુદાં જુદાં નામ ધારણ કરીને રહે છે. એવી રીતે ત્રિભુવનમાં પૂજાતી મહા-લક્ષ્મી 'ગૃહલક્ષ્મી' નામ ધારણ કરીને આપણી ગૃહિણીઓના શરીરમાં નિવાસ કરીને રહે છે. અને તેટલા જ માટે ગૃહિણી એ ગૃહસ્થની સંપત્તિ સ્વરૂપ અને સર્વાંગે મંગલ સ્વરૂપિણી (કલ્યાણ-કારી) છે. જે ગૃહિણી ધાન્યને સુવર્ણવત્ (સોનાના જેવું) અને ચોખાને રૂપારૂપ સમજે છે, અને જેણે રાંધેલા અન્નમાં ફોડાં, વાળ

કે કાંકરી જોવામાં આવે નહિ, તેના ઉપર લક્ષ્મીની કૃપાદૃષ્ટિ રહે છે."

૨. ઘર એ જ આપણું મુખ્ય શિક્ષાલય ( કેળવણી મેળવવાનું ઠેકાણું ) છે. અને ગૃહિણી એ ત્યાં આગળ કેળવણી આપનારી સરસ્વતી રૂપે વિરાજે છે. તે દૃષ્ટાન્ત દેખાડીને તથા ઉપદેશ આપીને પરિવારનાં મનુષ્યોને દરરોજ કેળવણી આપે છે. જ્ઞાન, ધર્મ, અને ચરિત્ર ( ચાલ ચલગત ) વગેરે મનુષ્યની કીર્ત્તિની જે જે બાબતો છે, તે સર્વનું મૂળ ગૃહ—શિક્ષા ( ઘરમાં મળતી કેળવણી ) જ છે. એ ગૃહશિક્ષા લક્ષમાં આવે નહિ તેવી રીતે અને દૃઢ ભાવથી જીંદગીની અંદર કાર્ય કરે છે. કોઇએક યૂરોપીઅન પંડિતે કહ્યું છે કે, "બાળકની ચાલચલગતનું બંધારણ અને ભવિષ્યમાં ઉન્નતિ થવાનું સાધન, એક માત્ર માતાના દોષ ગુણ ઉપર આધાર રાખે છે. એ બાબતમાં પિતાના કરતાં માતાનું મુખ્યપણું કબૂલ કરવું જોઇએ." વળી એક બીજા પંડિતે કહ્યું છે કે, "સેંકડો શિક્ષકોના કરતાં પણ સારી સુશિક્ષિત અને ઉપયુક્ત ( જેવા જોઇએ તેવા ગુણ કર્મ વગેરે વાળી ) માતાની કેળવણીનું બળ વિશેષ કામનું થઈ પડે છે."

મહાવીર નેપોલિયન હમેશાં કહેતો હતો કે, "છોકરાંનું ભવિષ્યનું સુખ દુઃખ અથવા ઉન્નતિ અવનતિ ( ચડતી પડતી ) એ સઘળું માના દોષ ગુણના ઉપર સંપૂર્ણ આધાર રાખે છે. માતાએ આપેલી કેવળણી એ જ આપણી બધી કેળવણી અને ઉન્નતિનું મૂળ છે.

બે'ન ! છોકરાંઓની કેળવણી સંબંધી માતાના મુખ્યપણા વિષે તથા એના મહિમાં વિષે વળી બીજી કોઈ વેળાએ નિરાંતે સારી પેઠે બધી વાત કરીશ. એમ લાગે છે કે, હિંદુ—શાસ્ત્રકારોએ ગૃહિ-

ણીને દૃષ્ટાન્ત રૂપ ધારીને જ સરસ્વતીનાં રૂપ ગુણ વગેરેની કલ્પના કરેલી હશે.

૩. ઘર એ એક પ્રકારનું અકેકું નાનું સરખું રાજ્ય છે અને ગૃહિણી તે રાજ્યની અધીશ્વરી (સર્વના ઉપર સંપૂર્ણ સત્તાવાળી) છે. મતલબ કે એક રાજ્યની સાથે સરખામણી કરી જોયાથી જોવામાં આવે છે કે, રાજ્યની અંદર રાજાને જે જે કાંઈ જરૂરનું છે, તે સર્વનું આપણે ઘરની અંદર પણ પ્રયોજન પડે છે. રાજ્યકારભારનો અમલ ચલાવવાને માટે જેમ વિદ્વાન, પ્રતિષ્ઠિત, ધનવાન, સદ્ગુણી, બુદ્ધિમાન, રાજ્યભક્ત અને રાજકાજમાં કુશળ, વેપાર રોજગારમાં નિપુણ, ન્યાયી, સદ્ધર્મી વગેરે સભ્ય જનોનું પાલણ કરવાનું, દુષ્ટોનું દમન કરવાનું એટલે ચોર, પાખંડી, અધર્મી, અન્યાયી, કુકર્મી, રાજ્યદ્રોહી તથા પ્રજાપીડક પાપીઓને યોગ્ય શિક્ષા કરીને તેમને સંપૂર્ણ રીતે સેહેમાં અને કબજામાં રાખવાનું, અને શાંતિ સાચવવાનું હોય છે, તેમજ ઉપજ અને ખરચનો હિસાબ રાખવો પડે છે;—એટલે કે શી રીતે ઉપજમાં વધારો થાય, રાજ્યનો ભંડાર ધનરત્નોથી પરિપૂર્ણ રહે, અને રાજ્યની અંદર પ્રત્યેક પ્રજાજન કંઈ પણ વિઘ્ન વિપત્તિ વગર અને સુખ શાન્તિમાં રહી શકે,—એ સઘળી બાબતો જેમ પ્રત્યેક કર્તવ્ય પરાયણ એટલે પોતાનાં કર્તવ્ય કર્મ કરવામાં સદા તત્પર રાજાને કરવાનાં છે, તે જ પ્રમાણે ઘરરૂપી રાજ્યનો વહીવટ અને સંરક્ષણ કરવાના સંબંધમાં પણ ઘરધણિયાણીનાં કર્ત્તવ્ય છે. રાજા જેમ રાજ્યનો સર્વથી મુખ્ય કરતો કારવતો અને સર્વનો નેતા એટલે પ્રેરક અથવા દોરનાર છે, તથા રાજાની શિક્ષા—કેળવણી,—સર્વ વિષયમાં તેનું જોઇએ તેવું જાણપણું, અને કામકાજ કરવાની કુશળતા ઈત્યાદિ ગુણોના ઉપર જેમ એક એક રા-

જ્યની ઉન્નતિ—આબાદી, ચડતી કળા—તથા સુખશાન્તિ સંપૂર્ણ રીતે આધાર રાખે છે, તે જ પ્રમાણે ઘરનાં સુખશાન્તિ અને ઉન્નતિ પણ પ્રત્યેક ઘરધણિઆણીના એવા સઘળા ગુણ ઉપર જ આધાર રાખવાવાળાં છે. રાજાનાં કર્ત્તવ્યકર્મ જેમ અતિશય કઠણ અને બહુ ભારે છે, તેજ પ્રમાણે, બરાબર વિચાર કરીને જોયાથી સ્પષ્ટ સમજાશે કે, ઘરના સંબંધમાં ઘરધણિઆનાં કર્ત્તવ્યકર્મોનું ભારેપણું અને કઠણતા પણ એના કરતાં કાંઈ કમતી નથી. રાજા ના હોય તો રાજ્યની અંદર જેમ અનેક પ્રકારની અવ્યવસ્થા અને અરાજકતા એટલે જાણે રાજ્ય જ નથી એવું થઈ રહે, તેવી જ રીતે ઘરધણિઆણીના અભાવથી એટલે તે ના હોય તો, ઘરની વળી એના કરતાં પણ વધારે અવ્યવસ્થા—દુર્દશા થઈ જાય.

૪. શોક દુઃખમય સંસારરૂપી કર્ત્તવ્ય કર્મોના કઠોર રાજ્યની અંદર ઘર એ જ મનુષ્યનું એક માત્ર આનંદમય અને શાન્તિનું સ્થાન છે; અને ગૃહિણી એવા આશ્રમ સ્થાનની આનંદ આપનારી અને પ્રેમમયી શાન્તિદેવી છે. ઘરમાં સુખશાન્તિ છે તે કારણને લીધે જ મનુષ્યો સંસારનાં વિવિધ પ્રકારનાં કષ્ટ અને પીડા પરિતાપ ભોગવ્યા છતાં પણ તેની (ઘરની) ઉન્નતિ થાય તેમ કરવાને માટે માથાનો પરસેવો પગે ઉતારીને પણ મંડ્યા રહે છે.

૫. છોકરા છોકરીઓ થાકીને લોથપોથ જેવાં થઈ ગયેલાં તથા લેવાઈ ગયેલાંની પેઠે મલિન જેવાં થયેલાં શરીરે વિદ્યાલયમાંથી ઘેર પાછાં આવે છે, ત્યારે ગૃહિણી જ જનની રૂપે સામી આવીને તેમનાં મલિન થયેલાં અને સૂકાઈ ગયેલાં મ્હોડાંને હસતાં કરી દે છે. તેઓ માતાનો સ્નેહ અને વાત્સલ્ય એટલે સંતાન પ્રત્યેના માવીતરના ખરા

ઉમળકાના પ્રેમભાવથી ભરપૂર મુખડાંઓ જોઇને સઘળો ક્લેશ ભૂલી જાય છે. તેમજ પરણેલા ઉમ્મરલાયક પુરુષો આખો દિવસ પોત-પોતાના કામકાજમાં પરસેવો ઉતારીને પરિશ્રમ કર્યા પછી શાંતિ-સુખની આશાથી જ સાયંકાળે ઘેર પાછા આવે છે, અને ભાર્યા—સ્ત્રી-પત્નીનું હસતું મ્હોડું તથા પ્રેમથી પરિપૂર્ણ મધુર અને મનોહર વાણીથી આવકાર અને વાતચીત, અને પુત્ર કન્યાઓનો સરલતામય મધુર ભાવ જોઇને હરખાઇ જઈ શાન્તિરૂપી નિર્મળ જળમાં ઝીલ્યા કરે છે. જે માણુસ આવું પારિવારિક એટલે સ્ત્રી પુત્ર કન્યા ઈત્યાદિ કુટુંબ પરિવારથી ઉત્પન્ન થતું પવિત્ર સુખ ભોગવવા પામતો નથી, તેના જેવો હતભાગ્ય એટલે અભાગિયો બીજો કોઇ નથી એમ કહ્યાથી પણ કાંઈ અન્યાય થશે નહિ. બર્કે કહ્યું છે કે, " હું બહારનો કલહ, વિવાદ અને અશાન્તિ છોડીને જ્યારે ઘેર પાછો આવુંછું ત્યારે શરીર જાણે ખીલખીલાં થાય છે અને આત્મા શીતળ થાય છે." ચાણક્ય પંડિતે પણ કહ્યું છે કે, "જેના ઘરમાં મા નથી અને સ્ત્રી અપ્રિયવાદિની એટલે કડવાં વચન બોલનારી છે, તેણે વન વગડામાં જતા રહેવું એ જ સારૂં છે; કારણ કે તેના સંબંધમાં તો ઘર અને વન એ બંને એ એક સરખાં જ છે." વળી બીજા એક યૂરોપીઅન પંડિતે એવું કહ્યું છે કે, "જે ઘડીએ હું મારા ઘરની અંદર પ્રવેશ કરૂંછું—બહારથી ઘેર આવુંછું તે જ ઘડીએ મારા અંતરમાંના દુઃખના વિચારો દૂર થઈ જાય છે."

દીકરી લક્ષ્મી! તારૂં ઘર જેથી કરીને તારે ખરા આનંદનો આશ્રમ અને શાન્તિનું સ્થાન થાય તેના ઉપર સતત—અખંડ, નિરંતર, ચાલુ—નજર રાખજે. લક્ષ્મી-ચરિત્રમાં લખ્યું છે કે, "ગૃહિણી સદા હસતા મ્હોંવાળી, ઇર્ષા અને દ્વેષ વગરની, મીઠું બોલનારી

અને અહંકારને જેણે તજી દીધો હોય તેવી ના હોય, તો કોઇપણ માણસ સંસારની અંદર સુખ શાન્તિથી રહી શકે નહિ.” વળી મહાત્મા **પાર્કરે** કહ્યું છે કે, “ શુષ્ક હૃદયવાળા સંન્યાસીઓના જેવી કડવા લાગે એવા ભાવથી ભરપૂર નિરસ જીંદગી ગાળવી અનુચિત છે. એવી આનંદ વિનાની જીંદગી અનેક અલક્ષિત એટલે લક્ષમાં-સમજ્યામાં—ના આવે તેવાં પાપોનું પણ પોષણ કરે છે. (મતલબ કે ઉદાસીન ભાવે સંસારમાં રહ્યાથી એવાં ઘણાં પાપકર્મો થયા કરે છે કે જે આપણે જાણી શકીએ નહિ, પણ વાસ્તવિક તો તે મહા પાતકો જ હોય છે.) ”

૫. ઘર એ જ ધર્મ-મંદિર છે.—ગૃહસ્થાશ્રમ માંડીને રહેનારનું ઘર એ જ મુખ્ય દેવાલય છે. હિતોપદેશમાં લખ્યું છે કે,—

“ આહાર એટલે ખાનપાન, નિદ્રા એટલે ઊંઘ, ભય એટલે બીક અને વંશ વધારવાને માટે નર માદાનો સંયોગ વગેરેમાં પશુ અને માણસો એક સરખાં મળતાં છે, એટલે એવી ક્રિયાઓ પશુઓ એ કરે છે અને માણસો પણ કરે છે, કેવળ ધર્મ એ જ પશુઓના કરતાં માણસનામાં વિશેષ છે; તેથી ધર્મહીન એટલે આત્માની ઉન્નતિ થાય તેવા ઇશ્વર પ્રીત્યર્થે આચરણ વગેરેનાં માણસ પશુના જેવાં જાણવાં.” તેટલા માટે જે ઘરમાં ધર્મનો આદર એટલે ધર્મના ઉપર પ્રેમભાવ અને ઇચ્છા નથી તથા ધર્મનું આચરણ કરવામાં આવતું નથી, તે ઘર પશ્વાલય એટલે પશુઓને રહેવાના સ્થાન જેવું છે, એમ સમજવું જોઇએ. સારાંશ કે જે ઘરમાં ગૃહદેવતાની પૂજા થાય નહિ, ભગવાનનું ભજન ના થાય, અને અતિથિ અભ્યાગત વગેરે સાધુ પુરૂષો અને નિરાશ્રિત મનુષ્યોનો જેવો ઘટે તેવો આદર સત્કાર અને સેવા ચાકરી થતી ના હોય, તે ઘર સ્મશાનના જેવું—

એટલે ભૂત પિશાચ વગેરે અધમોને વસવાનું સ્થાન છે એમ નક્કી સમજવું.

મહાભારતના શાન્તિપર્વમાં લખ્યું છે કે, "ભાર્યા એટલે લગ્નવિધિ વડે જેનો પાણિ ગ્રહણ કર્યો હોય—હાથ ઝાલ્યો હોય—એવી સ્ત્રી એ જ પુરૂષના ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થની સિદ્ધિ કરવાના સંબંધમાં એક માત્ર સહાય એટલે મદદ કરનારી છે." ધર્મ કર્મના સંગ્રહમાં એટલે ઈશ્વરની આરાધના અને પરમાર્થનાં કાર્ય કરીને પરલોકમાં સદ્‌ગતિ પામવાને માટે, લોકોમાં સામાન્ય રીતે કેહેવાય છે તેમ, સ્વર્ગમાં જવાને સારૂ ભાથું તૈયાર કરી રાખવામાં, પત્ની એ જ પુરૂષને અદ્વિતીય એટલે જેની જોડે મળી શકે નહિ તેવી મદદગાર થઈ પડે છે. વળી ધર્મશાસ્ત્રોમાં એવું કહેલું છે કે, "**सस्त्रीको धर्ममाचरेत्**" એટલે સ્ત્રીના સહિત ધર્માચરણ કરવું જોઇએ. અવિવાહિત એટલે પરણ્યા વિનાના અને ગૃહશૂન્ય એટલે જેને ઘરબાર ના હોય તેવા પુરૂષને કોઈપણ પ્રકારનું ધર્માચરણ કરવાને અધિકાર નથી. રામાયણની અંદર તેં વાંચ્યું જ હશે કે, મહારાજા રામચંદ્ર સીતાના અભાવે એટલે સીતા હાજર નહિ હોવાને લીધે યજ્ઞ કર્મ સંબંધી ધર્માનુષ્ઠાન કરી નહિ શકયાથી સીતાના પ્રતિનિધિ સ્વરૂપ એટલે સીતાને બદલે તેનું કામ જેનાથી ચલાવી શકાય એવી, સોનાની સીતાની મૂર્ત્તિ બનાવરાવી તેને સ્ત્રીને ઠેકાણે બેસાડ્યા પછી જ યજ્ઞની દીક્ષા લેઈ શકયા હતા.

જે સંસાર અને ધર્મ એ બંનેને પૃથક પૃથક નહિ સમજતાં સમ એટલે એકસરખા ભાવથી અને બંને જાણે પરસ્પરની સાથે મળી જઇને એકરૂપ થયલા હોય એવી રીતે માનીને બંનેની પૂજા કરી જાણે, એટલે સંસાર અને ધર્મ બંને સંબંધી સર્વ કાર્ય યોગ્ય રીતે

કરવાને જે લાયક હોય, તે જ પ્રકૃત એટલે વાસ્તવિક—ખરેખરા ગૃહિણીના નામને યોગ્ય છે. દીકરી! આપણા હિંદુ લોકના દેવતાઓ કેવળ મંદિરોના અને ડેરાંના દેવતા નથી; પણ તેઓ પ્રત્યેક ઘરના ગૃહ—દેવતા છે. તેટલા માટે ઘર જેથી કરીને દેવત્વભાવ વિનાનું ના થાય તેના ઉપર નિરંતર નજર રાખતાં રહેવું જોઇએ.

અગ્નિપુરાણમાં એવું લખ્યું છે કે, સ્ત્રીઓએ પ્રાતઃકાળમાં એટલે સવારના પહોરમાં વહેલાં ઉઠીને તે વખતે કરવાનાં કામ કરી—ઝાડે જંગલ જઇ આવી દાતણપાણી કરી હાથ મ્હો વગેરે બરાબર સ્વચ્છ કરીને ચોટલો ઓળી તથા કપાળમાં કંકુનો ચાંલ્લો કરી, રાતે પહેરેલાં વસ્ત્ર બદલી નાંખી દિવસે પહેરવાનાં યોગ્ય વસ્ત્રો તથા અલંકાર વગેરે હોય તો તે પહેરીને—પછી પોતાના સ્વામી અને દેવતાને નમસ્કાર કરીને, ગાયના છાણવડે આંગણું લીંપીને શુદ્ધ સ્વચ્છ કરવું તથા ઘરની અંદરનું સર્વ કામકાજ કરી લેવું. તે પછી સ્નાન કરીને દેવતા, બ્રાહ્મણ અને પતિની સેવા કરી ગૃહદેવતાની પૂજા કરવી જોઇએ.

"નારીજાતિ વિષયક પ્રસ્તાવ." નામના બંગાળી લોકોમાં બહુ માન પામેલા ઉત્તમ પુસ્તકમાં તેના રચનાર પ્રસિદ્ધ બાબુ શ્રી કાળીપ્રસન્ન ઘોષે એક ઠેકાણે એવું લખ્યું છે કે," નારી બુદ્ધિની બાબતમાં કંઇક ઉતરતી છતાં પણ હૃદયાંશમાં તે સન્માનને યોગ્ય છે. નારીના હૃદયમાં ઇશ્વર ઉપરનો ભક્તિભાવ અતિશય ચમત્કારિક અને મનુષ્યના પ્રત્યે સ્નેહભાવ પણ બહુ આશ્ચર્યકારક છે. સ્વાભાવિક રીતે જ નારી આસ્તિક છે. નાસ્તિકનો ભાવ એના હૃદયમાં પ્રવેશ કરી શકતો નથી. ઇતિહાસ અખંડ સાક્ષી પૂરેછે કે, જે ધર્મ અંતઃપુરમાં

એટલે સ્ત્રીઓને રહેવાના ઘરના અંદરના ભાગમાં પ્રવેશ કર્યો નથી, મતલબ કે નારીના હૃદયને જે ધર્મનો સ્પર્શ થયો નથી, તે ધર્મ કોઈ પણ કાળે પૃથ્વી પર સ્થાયી એટલે દૃઢ અને હંમેશાં ચાલી શકે તેવો થઈ શકયો નથી. " વળી મહાત્મા લુથરે કહ્યું છે કે, " મેં અનેક સમયે એવું જોયું છે કે, નારી જાતિ જ્યારે પરમાર્થતત્ત્વનાં એટલે ઈશ્વર અને ધર્મ સંબંધીનાં સઘળાં સત્યો સમજી શકે છે, ત્યારે તેમનો વિશ્વાસ વધારે તેજસ્વી થાય છે, અને પુરૂષજાતિના કરતાં તેઓ બહુ વધારે અટલતા એટલે નિશ્ચયથી અને દૃઢતા સહિત એવાં સત્યોને હૃદયમાં ધારણ કરી રાખે છે."

૬. ઘર એ જ આપણા આહાર વિહાર વગેરેનો ઉત્તમ આશ્રમ તથા અતિથિ અભ્યાગત વગેરે સાધુ પુરુષો અને અશક્ત નિરાશ્રિતોના આશ્રયનું સ્થાન છે, અને ગૃહિણી એટલે ઘરધણિઆણી એ આશ્રમની અન્નપૂર્ણા દેવી છે. ભોજનને માટે રસોઈ પાણી વગેરે સર્વ બરાબર તૈયાર કરીને પરિવારનાં સઘળાં માણસોને તથા અતિથિ અભ્યાગત મનુષ્યોને જમાડવાં એ તેનું એક મુખ્ય કર્તવ્ય કર્મ છે. ધર્મશાસ્ત્રમાં એવું લખેલું છે કે," સ્ત્રીએ અન્ન બરાબર રાંધીને તૈયાર કરીને પોતાના સ્વામીને તથા ઘરના બીજા બધા માણસોને ભોજન કરાવવું. સ્વામીને ઉત્તમરૂપે એટલે વારંવાર આગ્રહ કરી કરીને પીરસીને આહાર કરાવવો; પરંતુ પોતે જાતે તો મિતાહાર કરીને એટલે અકળાઇને નહિ ખાતાં માફકસર સૂક્ષ્મ ભોજન કરીને ગૃહનીતિના ધર્મનું પાલન કરવું."

જીવન ધારણને માટે એટલે જીંદગી જાળવવા-ટકાવી રાખવાને સારૂ અને શરીરના પોષણને અર્થે આહાર કરવાની જેમ આપણે ખરેખરી આવશ્યકતા છે, તેમ તે ( આહાર-ભોજન ) સુખકારક પણ છે

ખરૂં. જેમ તેમ કરીને ગમે તે પ્રકારે પેટ જ ભરવું એ કાંઈ આહાર કરવાનો ઉદ્દેશ-હેતુ નથી; પણ શરીરની સુખાકારી સાચવવી એટલે આરોગ્યતાનું સંરક્ષણ કરવું અને રસનાને એટલે સ્વાદની ઇચ્છાને તૃપ્ત કરવી એ પણ એનાં પ્રયોજન છે. તેટલા માટે ગૃહિણીઓને પદાર્થોના ગુણ અવગુણ વગેરેનું અને કયી વસ્તુને કેવી રીતે રાંધી સીંધીને તૈયાર કર્યાથી તે સ્વાદુ એટલે સારા સ્વાદવાળી અને સુરસ એટલે સારી રસિક મધુર લાગે તેવી, તે સાથે બળકારક એટલે જે ખાધાથી બળની વૃદ્ધિ અને જમાવટ થાય તેવી તથા સ્વાસ્થકર એટલે શરીરમાં કાંઈ વિકાર કે રોગ રાઇ ઉત્પંન નહિ થવા દેતાં આરોગ્ય રાખે તેવી હોય, ઈત્યાદિ બાબતોનું જ્ઞાન હોવાની ખરેખરી આવશ્યકતા છે.

ખાવા પીવાની ચીજો તૈયાર કરવાના તથા તે આપવાના-પીરસવાના-સંબંધમાં ગૃહિણીઓના મહિમા અને ફરજ વિષે આગળ ઉપર વળી બીજે કોઇ પ્રસંગે બરાબર ખુલાસાથી તને કહી સંભળાવીશ. અત્યારે તો માત્ર એટલું જ કહેવા ધારૂંછું કે, જે દેશમાં ભગવતી પોતે અન્નદા રૂપે એટલે અન્ન પાણી આપનાર સ્વરૂપે ભોજનના પદાર્થો રાંધી સીંધીને તૈયાર કરતાં અને જમાડતાં હતાં તેથી કરીને આરાધ્ય એટલે આરધના-સેવા પૂજા અને સ્તુતિ ભક્તિ વગેરે-કરવાને યોગ્ય ગણાતાં હતાં--હાથમાં કડછીવાળી અન્નદાની પ્રતિકૃતિ એટલે પ્રતિમાનું સ્થાપન કરીને જે દેશના કોટિ કોટિ-કરોડો-લોક તેમની પૂજા કરતાં આજ પણ પોતાને કીર્ત્તિમાન સમજે છે, તે જ દેશની સ્ત્રીઓને રસોઇ કરવાની અને પીરસવાની આવશ્યકતા વિષે તથા તે કામનાં ભારેપણા વિષે ઉપદેશ કરવો પડે, તેના કરતાં લજ્જા-શરમ-અને પરિતાપ-દુઃખની વાત બીજી શી હોઇ શકે?

# ઉપદેશ બીજો.

---

## સમય અને શ્રમ.

કરિશું કહી બેશી રહ્યે, કશું કામ નવ થાય;
જે કરણી તે તુરત કર, ખોટી ખોટી ગણાય.

બેન લક્ષ્મી! ઘર એ કેવું સ્થાન છે અને તે ઘરમાં ગૃહિણીનું કર્ત્તવ્ય કેટલું ભારે છે તે વિષે મેં ગયા રવિવારે તને થોડુંક કહી સંભળાવ્યું હતું. એ બધી વાતો તો તને યાદ હશે જ. તે દહાડે મેં એમ કહ્યું હતું કે, જ્યારે મને નવરાશ મળશે ત્યારે તને ગૃહધર્મ અને ગૃહિણીના કર્ત્તવ્ય વિષે બની શકશે તે પ્રમાણે ઉપદેશ કરીશ. તેથી આજ 'સમયનો સદ્વ્યવહાર એટલે વખતનો સારો ઉપયોગ કરવો' તે વિષે, તથા 'પરિશ્રમની આવશ્યકતા એટલે ઉદ્યોગ અને મહેનત કરવાની જરૂર' સંબંધી કેટલીક વાત તને કહેવા ચાહું છું. મનુષ્યનાં સુખ, દુઃખ, ઉન્નતિ એટલે આબાદી અથવા ચઢતી દશા, અવનતિ એટલે પડતી થવી અથવા દુર્દશા થવી તે, અને શિક્ષા એટલે કેળવણી, ઇત્યાદિ સર્વ, સમય અને શ્રમના ઉપર આધાર રાખેછે. સમયનો-વખતનો યથાર્થ એટલે જેવો ઘટે તેવો ઉપયોગ કરવાનું નહિ જાણ્યાથી તથા પરિશ્રમ-મહેનત અને ઉદ્યોગ વિનાનાં થઇ આળસુ બની ગયાથી, સુખ અને ચઢતી દશા થવાની આશા કદી પણ બળવાન થઇ શકે નહિ. તે ઉપરથી જ એમ કહેવામાં આવે છે કે "આળસની મહેરબાની હોય તો દુઃખની કશી એ ખોટ કદી ના પડે."

૧, સમય એટલે શું? એ પ્રશ્નનો ખરેખરો ઉત્તર આપવો અને વાસ્તવિક વિવેચન કરવું એ અતિશય કઠણ કામ છે; અને કદાપિ

આપણી હાલની અવસ્થામાં એ બાબતમાં એટલાં બધાં ઉંડાં ઉતરવાની બહુ જરૂર જેવું ના ગણીએ, તોપણ સાધારણ ભાવથી સમય સંબંધી બે ચાર વાતો બોલીશું તો તે અઘટિત ગણાશે નહિ. સમય એટલે શું ? એ વિષે એક ભાવથી જોતાં એમ જણાય છે કે એનો આદિ એ નથી અને અંત પણ નથી, મતલબ કે એની શરૂઆતે નથી તેમ છેડો પણ નથી; તેમજ એની પોતાની કાંઇ શક્તિ પણ નથી. તોપણ તે દહાડા રાતમાં વહેંચાઇને ક્રમાગત આવે છે અને જાય છે. માણસો એવી રીતના એક દહાડા રાત જેટલા સમયને એક દિવસ ગણીને, એવા સાત દિવસનું એક અઠવાડિયું, પંદર દિવસનું એક પખવાડિયું, ત્રીશ દિવસનો એક માસ, અને ત્રણસો પાંસઠ દિવસનું એક વરસ ગણે છે. એ અઠવાડિયું, પખવાડિયું, માસ, વરસ ઇત્યાદિ વિભાગ મનુષ્યે પોતાની ઇચ્છાથી કલ્પેલા નથી; પણ એવા સામયિક એટલે અમુક સમય સુધીના વિભાગોની સાથે પૃથ્વીની ગતિના નિયમો સંબંધી કાર્ય કારણનો વિશેષ વૈજ્ઞાનિક એટલે ખગોળ વિદ્યાના બારિક શાસ્ત્રીય જ્ઞાનનો સંબંધ રહેલો છે. આવા કારણથી ઉપર કહ્યું છે કે, સમય સંબંધે વાસ્તવિક વિવેચન કરવાનું કામ અતિશય કઠણ છે.

હવે એ સંબધે એટલે સમય વિષે બીજા એક ભાવે વિચાર કર્યાથી જોવામાં આવશે કે, તે મનુષ્યની જીંદગીનો પરિમાપક એટલે આવરદાની અવધી જણાવનારો છે આ પૃથ્વી પર જે જેટલા વધારે વખત સુધી જીવતું રહે, તેને આપણે તે પ્રમાણે દીર્ઘજીવી એટલે બહુ લાંબા કાળ સુધી જીવનારૂં કહીએ છીએ. કોઇ એક પંડિતે કહ્યું છે કે, "સમય એટલે શું તે એક વાતથી સમજાવી શકાય તેવો સંભવ લાગતો નથી. તોપણ એટલું માત્ર કહી શકાય કે, સમયની શરૂઆતે નથી

તેમ તેનો અંત એટલે નાશ અથવા છેડો પણ નથી. પ્રત્યેક મનુષ્યના જન્મથી માંડીને મૃત્યુકાળ સુધી તેના સંબંધમાં સીમાવિશિષ્ટ એટલે અમુક હદવાળો સમય છે. દિન, રાત્ર, પક્ષ, માસ અને વરસ ઇત્યાદિ એવા જીંદગીથી પરિમિત એટલે અમુક હદ સુધીનો એમ માપેલા સમયનો અકેકો અંશ એટલે વિભાગ માત્ર છે." વળીતેણે એમ પણ કહ્યું છે કે, "સમય સંબંધી મનુષ્યોનો એક આશ્ચર્યકારક ભાવ છે. સર્વે લોકો સમય ( એટલે જીંદગી અથવા આવરદા ) ઓછો છે એમ કહીને તિરસ્કાર કરે છે અથવા અપવાદ આણે છે અને વાંધો ઉઠાવે છે; તે છતાં પાછા પ્રત્યેક જણ પોતાના વર્તમાન એટલે ચાલતા સમયને અત્યંત સુદીર્ઘ—ઘણો લાંબો—સમજીને તેને બને તેટલો ટૂંકો કરવાની ઇચ્છા રાખનારા અને પ્રયત્ન કરનારા હોયછે." હવે એમ ધાર કે તુ ૮૦ વરસ સુધી જીવતી રહીશ; તો તે ઉપરથી તારા જીવિત કાળનું એટલે આવરદાના સમયનું અકેકું વરસ તે તારી જીંદગાનીના ૮૦ ભાગનો એક ભાગ થાય; અને એક માસ તે એટલા આવરદાના ૯૬૦ ભાગનો એક ભાગ થઈ રહે. એજ પ્રમાણે દિવસ, કલાક અને મિનિટ છે; એટલુંજ નહિ પણ એક ક્ષણવાર જેટલો વખત—સમય—પણ તારી જીંદગાનીના વિભાગસ્વરૂપ છે. કારણ કે એ સર્વની સમષ્ટિ એટલે એકઠું મળી જઈને એક થવું, તે જ એક જીંદગાનીનું પરિમાણ એટલે માપ અથવા હદ છે. માટે બે'ન ! સમયના સંબંધમાં અત્યારે જે કાંઈ મેં કહ્યું, તેના કરતાં વધારે કાંઈ પણ વાત કહેવાને હું ચહાતી નથી. સમય અને જીવન એટલે જીંદગાની એ એક જ વાત છે; તેટલા માટે સમયને વૃથા—નકામો—જવા દેવો અને જીંદગાનીને નિષ્ફળ ગુમાવી દેવી તે એક સરખું જ છે, એ વાત તારે સદા સર્વદા બરાબર યાદ રાખવી.

૨. આપણો બાળપણનો અને નાનપણનો વખત જે વહી ગયો છે, તે હજારો પ્રયત્ન કર્યાથી પણ ફરીથી પાછો મળવાનો સંભવ નથી જ. તે જ પ્રમાણે જીંદગાનીના અંશ એટલે વિભાગ સ્વરૂપ બાકીના સમયના સંબંધમાં પણ સમજવું. જે દિવસ કે જે પળ ચાલી ગઈ તે પાછી આવશે નહિ. હજારો ઉપાય અને પ્રયત્ન કર્યાથી અથવા પુષ્કળ ધન રત્નાદિ એટલે નાણું ખરચ્યા વાપર્યાથી પણ તે (ગયેલો સમય) ફરીથી મળવાનો સંભવ નથી. એમ જે વખત વહી ગયો છે તેને ફરીથી પાછો લાવવાનું જેમ મનુષ્યના હાથમાં નથી, તે જ પ્રમાણે જે વખત ચાલ્યો જાય છે તેની ગતિને અટકાવી રાખવાનું પણ મનુષ્યને સાધ્ય નથી. મતલબ કે વહી જતા વખતને અટકાવવાનું મનુષ્યનાથી કદી પણ બની શકે તેવું નથી. વિચાર કરીને જો તો સમજવામાં આવશે કે, સમયના સંબંધમાં માણસનો માત્ર એક સિવાય બીજો કશો પણ અધિકાર નથી. તે અધિકાર—તે કર્તૃત્વ, એટલે જે કર્ત્તવ્ય કર્મ કરવાનું છે, તે સમયનો વ્યવહાર કરવો એટલે તેનો ઉપયોગ કરીને કામમાં લેવો તે છે. આપણે સમયનો આપણી ઈચ્છામાં આવે તેવો ઉપયોગ કરવાને સંપૂર્ણ સ્વાધીન–સ્વતંત્ર, એટલે એ કામમાં કોઇના દબાયલા નહિ એવા છીએ. તેથી જેઓ પ્રયત્ન અને પરિશ્રમ—ઉદ્યોગ અને મહેનત—કરીને સમયનો સારો ઉપયોગ કરી શકે છે, તેઓ જ આ સંસારની અંદર મહત્ એટલે મોટા અને પ્રકૃત એટલે સ્વાભાવિક જેવા જોઇએ તેવા જ ખરેખરા સુખી છે. લક્ષ્મીચરિત્રમાં લખ્યું છે કે, " જે ગૃહિણી દિવસને વખતે ઉંઘે નહિ, જરા જેટલો સમય પણ નકામો ગુમાવે નહિ, અને જે વખતે જે કામ કરવાનું હોય તે જ વખતે તે કામ કરે, તેના જ ઘરની અંદર લક્ષ્મી વાસ કરે છે."

એક પ્રસિદ્ધ યૂરોપીઅન વેપારી, જે કારીગરીનાં કામ કરવાનાં કારખાનાંનો મોટો માલિક હતો, તે તેના દરેક કારખાનાના મકાનની અંદર ઠેકાણે ઠેકાણે નીચે લખેલાં અનુભવ ઉપરથી સિદ્ધ થયલાં શિખામણની ધાતના જેવાં વાક્યો ખૂબ મોટા મોટા અક્ષરે લખી રાખતો હતોઃ—

"સમય એ સોનું છે, તેટલા માટે તેને જરા જેટલો પણ વૃથા એટલે નિષ્ફળ—નકામો જવા દેવો ઘટારત નથી, પણ પ્રત્યેક પળે પળનો સારો ઉપયોગ કરવો એ કર્તવ્ય—અવશ્યે અદા કરવા-જોગ ફરજ છે."

"જે આજ કરી શકાય તેવું હોય વેને આવતે કાલ કરવાને માટે રાખી મૂકતા નહિ."

"જે કામ તમે તમારી જાતે બરાબર કરી શકો તેવું હોય, તે બીજા પરભાર્યાની પાસે કરાવશો નહિ."

"પરિશ્રમ એટલે ખરેખરી મહેનત કર્યા વિના કશું પણ મળી શકે નહિ."

"જે વખત જાય છે તે ફરીથી પાછો આવતો નથી."

દીકરી! સહેજસાજ વિચાર કરી જોયાથી પણ સમજાશે કે, ઉપર કહેલાં વાક્યો—વચનો કેટલાં સારવાન એટલે ખરેખરી મુદ્દાની હકીકતો વાળાં અને મહત્ એટલે સાધારણ નહિ પણ ઘણાં વજનદાર મહાવાક્યો છે. મારા વિચાર પ્રમાણે તો પ્રત્યેક ઘરની અંદર એ સઘળાં વાક્યો સોનાના અક્ષરે લખી રાખવાં જોઇએ, કે જેથી કરીને દરેક પળે તેના ઉપર નજર પડ્યા કરે. ગૃહિણીઓએ પણ એ ઉપદેશનાં વાક્યોને—શિખામણની ધાતનાં વચનોને બીજ મંત્ર એટલે ખરેખરા કામની વાતોનો બધો અર્થ જેમાં આવી જાય એવા સંક્ષે-

પમાં ગોઠવી રાખેલા શબ્દો જેવાં સમજીને મ્હોડે કરી રાખવાં જોઇએ

૩. પ્રયોજનીય એટલે ખરેખરી અગત્યના કામને માટે પરિશ્રમ કરવામાં જે સમય ગાળવામાં આવે તેને જ સમયનો સારો ઉપયોગ કરાયો એમ કહી શકાય. પરંતુ મેં એવી અનેક ગૃહિણીઓ જોઇ છે કે જેઓ આખો દહાડો અખંડ—જરા પણ થાક ખાધા વિના— પરિશ્રમ કર્યા છતાં પણ દૈનિક એટલે દરરોજ કરવાનાં ઘરકામ બરાબર પૂરાં કરી શકતી નથી. તેમજ વળી એવી પણ અનેક ગૃહિણીઓ છે કે જેઓ એકલી જ ઘરનાં એવાં સઘળાં નિત્ય કરવાનાં કામકાજ સારી રીતે બરાબર કરી રહીને પાછી દરરોજ બે ત્રણ કલાક જેટલો વખત પુસ્તકો વગેરે વાંચવામાં તથા ભણવા ગણવામાં અથવા શીવવા ભરવા કે ચિત્ર કાઢવા જેવાં કારીગરીનાં અને કામમાં આવે તેવાં કામ કરવામાં કાઢતાં છતાં એ વિશ્રાંતિનું—આરામએશનું સુખ ભોગવી શકે છે; તે ઉપરાંત વળી બીજી ગૃહિણીઓના ઘરકામમાં સહાયતા-મદદ-કરે છે, અને કોઇ કોઇ વખતે તો જે કામકાજ પછીથી કરવા જેવું-તુરત વેળા કરવાની જરૂર ના હોય તેવું—હોય, તે પણ એવી નવરાશના વખતે કરી રાખે છે. આમ થવાના સંબંધમાં થોડોક વિચાર કરી જોયાથી સહજ સમજી શકાશે કે, કામ કરવાની પ્રણાલી રીતભાત—નો તફાવત—ભિન્નતા—જ એવી રીતના તારતમ્યનું એટલે વધતું ઓછું કામ થવાનું કારણ છે. માટે કામકાજ કરવામાં સારા નિયમોની એટલે મુકરર કરી રાખેલી સુગમ અને અનુકૂળ રીતભાતની તથા ઉત્તમ પ્રકારની ગોઠવણીની ખરેખરી જરૂર છે. જો કામકાજની યોગ્ય ગોઠવણ રાખી ના હોય, તો એક કલાકમાં થઇ શકે તેવા કામને માટે ત્રણ કલાક ગુમાવ્યા છતાં પણ અનેક સમયે જોઇએ તેવું કામ થતું નથી. અલ્પ સમયની અંદર એટલે થોડી વારમાં ઘણું કામ કરી

નાખવું એ જ શ્રમ સંબંધી સુનિયમ અથવા સારી ગોઠવણ કરવાનો સર્વથી મુખ્ય ઉદ્દેશ–હેતુ છે. કર્તવ્ય કર્મની સીમા અથવા કોઈ મુકરર કરી રાખેલી તપસીલવાર યાદી ના હોવા છતાં પણ આપણા નિત્યના ઘરના કામકાજની અંદર એવાં ઘણાં ઘણાં કામ છે, કે જે દરરોજ કરવાં જ પડે છે, તે સર્વને અવશ્યે યોગ્ય ગોઠવણીથી ગોઠવી રાખી શકાય. કયા કામની પછી કયું કામ કરવું વધારે સગવડ ભરેલું અને ખરી જરૂરનું છે તે સમજીને હરકોઈ કામ કરવા માંડવું જોઇએ. તેમ જ વળી કેટલાંએક એવાં નાનાં નાનાં ઘંધામો છે કે તે બીજા ગમે તે પ્રકારના કામમાં લાગેલાં હોઇએ તે છતાં જે વખતે નવરાશ મળે તે વખતે કરી શકાય છે. જેમકે એમ ધાર કે એક જણી રસોઇ કરવાને સારૂ ગઈ અને રસોઈ કરવાનું કામ શરૂ કર્યું ત્યારથી તે બધું કામ પૂરૂં કરી રહી ત્યાં સુધી ચૂલાની પાસેને પાસે જ બેશી રહી. પરંતુ જે ખરી ચતુર અને ઉદ્યોગી ગૃહિણી છે તે કદિ પણ એ પ્રમાણે નહિ કરે; પણ રસોઇ કરવાનું કામ ચાલતું કરીને એટલે જે રાંધવાનું હોય તેને ચૂલે ચંડાવીને તે તૈયાર થાય તેટલી વારમાં ઘરનાં બીજાં આઠ દસ નાનાં નાનાં કામ કરી લેશે. આમાંની પ્રથમ જણાવેલીના જેવી સ્ત્રીઓને શિખામણ દેવાના હેતુથી જ સાધારણ રીતે આપણામાં એક કહેવતના જેવું કહેવાય છે કે, “જે રાંધતું હશે તે શું કાંઈ ચૂલે પણ બંધાતું હશે કે?” બેન ! આ તો માત્ર એક જ દૃષ્ટાન્ત મેં તને કહી દેખાડયું. પણ જો વિચાર કરીને ઘરનાં કામ-કાજ કરતાં રહીએ, તો તેથી જોવામાં આવશે કે, એક કામ કરવાની અંદર બીજાં પણ દશ કામ કરી શકાય છે. તેટલા માટે ઘરનાં સઘળાં કામકાજ બરાબર ગોઠવણીથી કરી લેવાને નિરંતર યત્ન અને ઉદ્યોગ કરતાં રહેવું જોઈએ.

૪. જે કામ જે વખતે કરવાનું હોય તે જ વખતે કરી નાંખવું જોઇએ. જેઓ એમ કહે છે કે "આજ નહિ, કાલ કરીશું," તેમનું કામ ઘણુંખરૂં અધુરૂં જ રહી જાય છે, એમ તારે નક્કી સમજવું. જેઓ એમ કહે છે કે, "હમણાં નહિ, પછી કરીશું" અને એમ કહીને કામ કરી નાંખવાને વાર લગાડે છે, તેમને દીર્ઘસૂત્રી એટલે બહુ જ લંબાવી લંબાવી ઘણો વિલંબ લગાડીને કામ કરનાર કહે છે. એવું દીર્ઘસૂત્રીપણું એ મનુષ્યનો એક મોટો દોષ—અવગુણ, ખોડ, કુટેવ છે. પંડિતોએ ઊંઘ, આળસ, ભય, ક્રોધ, મુલતવી રાખવું તે, અને દીર્ઘસૂત્રતા, એ છને સર્વથી મોટામાંમોટા દોષ તરીકે જણાવેલા અવગુણો છે. તેટલા માટે સમય અને અવસ્થાને પ્રતિકૂળ ના હોય તો, એટલે દેશકાળ અને પોતાની સ્થિતિથી વિપરીત ના હોય તો, જે કામ જે વખતે કરવાનું હોય તે કામ તે જ વખતે બરાબર કરી નાંખવાને પોતાનાથી બની શકે તેટલા ઉપાય કરવા જોઇએ. વાતચીત કરતાં પણ એવું કહેવામાં આવે છે કે "**शुभस्य शीघ्रं अशुभस्य काल हरणं.**" મતલબ કે જે કરવાનું હોય તે શીઘ્ર એટલે તત્કાળ કરી નાંખવું જ જોઇએ. આ વિષયના સંબંધમાં મહાભારતની કથામાંનું એક ઉપાખ્યાન એટલે વારતા રૂપ વર્ણન તને કહી સંભળાવું છું. એ આખ્યાનમાં મહાત્મા ભીષ્મે રાજા યુધિષ્ઠિરને આપેલા ઉપદેશની હકીકત છે.

"ભીષ્મે કહ્યું, મહારાજ! જે મનુષ્ય ભવિષ્યનો એટલે આગળ ઉપર પરિણામ શું થશે તેનો વિચાર કરીને કામકાજ કરે છે, તેને અનાગત વિધાતા; જે મનુષ્ય સહસા કોઈ કાર્ય ઉપસ્થિત થવાથી એટલે એકદમ કોઇ કામ આવી પડ્યાથી પોતાની બુદ્ધિ પહોંચાડીને તે કામ પાર પાડવાને શક્તિમાન થાય, તેને પ્રત્યુત્પન્નમતિ; અને

જે મનુષ્ય કોઇ કામ કરવાનું આવે તે વખતે તે કામ પાર પાડવાને ઉતાવળ નહિ કરતાં, આજ નહિ થાય તો કાલ કરીશું એમ કહીને આળસમાંને આળસમાં વખત ગુમાવી દે છે, તેને દીર્ઘસૂત્રી કહે છે. તેમાંના પહેલા બે પ્રકારના એટલે અનાગત વિધાતા અને પ્રત્યુત્પન્નમતિ મનુષ્યો આ જગત્‌ની અંદર સુખ મેળવવાને શક્તિમાન થઇ શકે છે; અને જે દીર્ઘસૂત્રી છે તેમને બહુ થોડા કાળમાં હતા નહતા જેવા થઈ જવું પડે છે. તે ઉપર એક અત્યંત ઉત્કૃષ્ટ આખ્યાન અત્યારે આ સ્થળે હું તમને કહી દેખાડુંછું તે સાંભળ. વાત એવી છે કે, કોઈએક ઘણાં માછલાંવાળું પણ થોડા પાણીવાળું જળાશય—તળાવ હતું. તે જળાશયમાં શકુલ જાતિના ત્રણ મચ્છ વાસ કરીને રહેતા હતા. એ ત્રણ મચ્છમાંનો એક અનાગત વિધાતા, એક પ્રત્યુત્પન્નમતિ અને એક દીર્ઘસૂત્રી હતો. એક દિવસ એક માછી—(એટલે નદી, તળાવ કે સમુદ્ર ઈત્યાદિ જળાશયોમાં જાળ નાંખીને માછલાં પકડી લાવી તે વેચીને તેની પેદાશમાંથી તેમ જ પોતે જાતે પણ માછલાંનો આહાર કરીને જીંદગી ગુજારનાર માણસ) માછલાં પકડવાની અભિલાષા—ઇચ્છાથી ચોતરફથી તે નાનકડા જળાશયમાંનું પાણી વહેવડાવી દેવા લાગ્યો. તે વખતે દીર્ઘદર્શી એટલે લાંબી નજર પહોચાડનાર (અનાગત વિધાતા) શકુલ મચ્છે જળાશયને ધીમે ધીમે ઉણું થઈ જતું જોઇને પોતાના પેલા બે મિત્રોને કહ્યું, જુઓ ભાઈ! અત્યારે આ જળાશયમાં રહેતાં આપણા જેવાં સર્વ જળજંતુઓને માથે ખરેખરો દુઃખનો વખત આવી પડેલો છે; માટે ચાલો, આપણે આપણા નીકળી જવાના માર્ગનો નાશ થઇ જતા પહેલાં જ—એટલે બધું પાણી ખાલી થઈ જાય તેની અગાઉ—બની શકે તેટલી ઉતાવળથી કોઈ બીજા જળાશયની

અંદર જતા રહીએ. જે જીવ નીતિ શક્તિના બળવડે કરીને વિપદ આવી પડેલી ના હોય તે પહેલાં જ તેને આવતી અટકાવવાનો ઈલાજ કરે છે તેને કોઈપણ કાળે—સમયે—વિપત્તિગ્રસ્ત એટલે દુ:ખમાં ઘેરાઈ ગયલો થવું પડતું નથી. તેટલામાટે ચાલો, આપણે અડચણ આવી પડ્યા પહેલાં જ અહિંથી અગિયારા ગણી જઇએ—જતા રહીએ. તે સાંભળીને દીર્ઘસૂત્રી બોલ્યો કે, મિત્ર! તેં જે કહ્યું તે બધું યથાર્થ એટલે ખરેખરૂં છે તો ખરૂં; પણ મારા વિચાર પ્રમાણે તો કોઇપણ કામ કરવામાં બહુ ઉતાવળિયા ના થઈ જવું જોઇએ. પછી તેજ વખતે પ્રત્યુત્પન્નમતિએ પણ અનાગત વિધાતાના સામું જોઇને કહ્યું કે, ભાઇ! હું તો ભવિષ્યનો એટલે આગળ ઉપર પરિણામ શું થશે તેનો પ્રથમથી વિચાર કરીને કોઇપણ કામ કરતો નથી; પણ કોઈ કામ કરવાનું આવે ત્યારે તત્કાળે જ–તેજ વખતે તે કામ કરી નાંખુંછું. એ બે જણનું એવી રીતનું બોલવું સાંભળીને અનાગત વિધાતાના સમજવામાં આવી શક્યું કે આ બે જણનો મત તો અત્યારે જ—હમણાંને હમણાં અહિંથી નાશીને જતા રહેવાનો નથી; તેથી તે પોતે એકલો જ, માછીએ કાઢી મૂકેલું પાણી વહી જવાની નીકને રસ્તેથી એક બીજા પુષ્કળ પાણીવાળા, ઉંડા જળાશયની અંદર જતો રહ્યો.

ત્યારબાદ કેટલીક વારે તે નાનકડા જળાશયમાંનું બધું પાણી વહી ગયું, અને પેલા માછલાં પકડનારા શિકારીએ (માછીએ) વિવિધ પ્રકારના ઉપાયોથી તેમાંનાં માંછલાંઓને બાંધી રૂંધીને પકડી લેવા માંડયાં. આ વખતે પેલા દીર્ઘસૂત્રી અને પ્રત્યુત્પન્નમતિ એ બંને મચ્છ પણ બીજાં માછલાંઓની પેઠે પકડાઇને બંધાઈ ગયા. ત્યાર પછી તે માછી એમ પકડેલાં સઘળાં માછલાંને દોરી વડે

સીકડીને બાંધી લેતો હતો, તે વખતે પેલો પ્રત્યુત્પન્નમતિ એવાં બાંધી લીધેલાં માછલાંની અંદર પેશી ગયો અને જે દોરડી વડે સર્વને બાંધ્યાં હતાં તે દોરડી દાંતવડે કરડી કાપી નાંખીને સર્વના ભેગો છાનો માનો લપાઇને બેશી રહ્યો. પછી જ્યારે પેલા માછીને એમ લાગ્યું કે હવે બધાં માછલાં બંધાઇ રહ્યાં છે, ત્યારે તેણે તેમને ત્યાંથી ઉપાડીને એક પુષ્કળ પાણી વાળા ખાડાની અંદર ઝબોળી ઝબોળી ધોઇને સાફ કરવા માંડયાં. તે વખતે પેલો પ્રત્યુત્પન્નમતિ મચ્છ કાપેલી દોરડીની અંદરથી નીકળી જઈ આવી પડેલી આફતમાંથી છટ• કીને છૂટો થઈ જઇ બચી ગયો. પરંતુ બુદ્ધિહીન-અક્કલ વગરના મૂર્ખ દીર્ઘસૂત્રીને છૂટીને નાશી જવાનો કોઈ પણ વિચાર સુઝી શક્યો નહિ, તેથી તેણે આકળ વિકળ અને અચેતન-ચેતન વિનાનો બની જઈને પ્રિય જીવનનો પરિત્યાગ કર્યો, મતલબ કે તે અકળાઇ રૂંધાઈ લોથ-પોથ થઇને મરી ગયો."

૫. મનુષ્ય સુખનું દાસ છે. તે જે કામમાં સુખ ન હોય તે કામ કરવાને ચહાતું નથી. પરંતુ કર્ત્તવ્યકર્મના અનુરોધથી એટલે અમુક કામ અવસ્યે કરવું જોઇએ એવી ગરજ પડયાથી, સમગે સ-મયે-વખતોવખત-એવાં અનેક કાર્ય આપણે કરવાં પડે છે, કે જે પહેલ વહેલાં તો અથવા તે જ વખતે તો સુખ આપે તેવાં હોતાં નથી, તે છતાં તે આપણે અવસ્યે કરવા જેવાં હોય છે. તેટલા માટે કાર્ય સં-પાદનમાં એટલે કામકાજ કરવામાં આપણું કર્ત્તવ્ય શું છે, તેનું જ્ઞાન હોવું ખરેખરૂં જરૂરનું છે. 'આતો મારૂં કર્ત્તવ્ય કર્મ છે' એવું જ્ઞાન હોવાને લીધે તે સુખકર-સુખ કરે એવું-હોય કે દુઃખદાયક એટલે દુઃખ દે એવું હોય, કિંવા સહજ સાધ્ય એટલે સહેજમાં થઈ શકે એવું હોય કે પછી કષ્ટજનક એટલે દુઃખ ઉત્પંન કરે એવું પણ હોય, તે છતાં

કર્ત્તવ્ય એટલે ધર્મ અથવા ફરજને તાબે થઇને તે પાર પાડવાને મંડયાં રહેવું પડે છે. આ સંસારની અંદર તે જ મનુષ્ય સર્વનાથી સુખી છે, કે જે પરભાર્યા માણસના મ્હો સામું જોઈ રહેનાર નહિ હોતાં એટલે પારકાના ઉપર આધાર રાખવાની ગરજ વિનાનું હોઇને પોતાનું કર્ત્તવ્ય કાર્ય કરી નાંખવાને પોતે સમર્થ-શક્તિમાન હોય છે.

બેન! સંસારધર્મનું પાલન કરવામાં એટલે સંસારવ્યવહાર ચલાવવામાં ગૃહિણીનાં કર્ત્તવ્ય કાર્યોનો કાંઇ પાર જ નથી. ઘરનું દરેકે દરેક કાર્ય તેને કરવાનું હોય છે. એટલું જ નહિ પણ કર્ત્તવ્ય કર્મોનો ભાર માથા ઉપર લેઇને જ તેને સંસારની અંદર પ્રવેશ કરવાનું હોય છે. તેટલા માટે જ કહુંછું કે, જે કર્તવ્ય છે એવું સમજવામાં આવે, તે કાંતો સુખકારક હોય કે પછી દુઃખદાયક પણ હોય, તોપણ કર્તવ્યજ્ઞાનથી એટલે મારૂં કર્તવ્ય છે એવું લક્ષમાં રાખીને તે કરવાને માટે પ્રાણપણે એટલે તન તોડીને અથવા જીવના જોખમે પણ બનતો પ્રયત્ન કરવો જોઇએ.

૬. ગૃહધર્મના પાલનમાં એટલે ઘરનો વ્યવહાર—વહિવટ ચલવવામાં ધૈર્ય એટલે ધીરજ, સહિષ્ણુતા એટલે અડચણ દુઃખ વગેરે સહન કરવાપણું, અને અધ્યવસાય એટલે અચળ અટળ ઉત્સાહ અથવા ખરેખરો પ્રયત્ન, એ ગુણો ખરેખરા જરૂરના છે. એ ગુણોના અભાવ એટલે ખોટથી ઘણુંખરૂં કોઇપણ કાર્ય જેવું જોઇએ તેવું સારૂં થઈ શકે નહિ. માટે બેન! કર્તવ્યના જ્ઞાનથી જે કાર્ય તું કરવા માંડે તેમાં સેંકડો વિઘ્ન—હરકતો અડચણો—પ્રતિબંધ—આવી પડે તોપણ તેને તજી—છોડી દેતી નહિ. "**अर्थं साधयामि वा देहं पातयामि**" અથવા "**મંત્રનું સાધન કિંવા શરીરનું પતન.**" ખરેખરા અચળ ઉદ્યોગી અને મહેનતુ તથા દૃઢ પ્ર-

તિજ્ઞાવાળા—એક નિશ્ચયવાળા—માણસોના મ્હોમાંથી આવી જ વાતો નીકળે છે. સમયે સમયે એવાં પણ અનેક કાર્ય નીકળી આવે છે કે જે પાર પાડવાને ફરીફરીને અકૃતકાર્ય થવું પડે છે એટલે વારે વારે તે કામમાં પાછાં પડવું પડે છે; માટે એવેવખતે ધીરજ, સહનશીળતા અને અટલ ઉદ્યોગ અને ઉત્સાહ વગેરે ગુણોનું ખરેખરૂં પ્રયોજન—જરૂર—છે. લોકો કહે છે કે "જે સહે તે રહે." મતલબ કે સહન કરવાનો ગુણ હોય તો સંસાર વ્યવહારનું હરકોઈ કામ કરવાને જરા પણ અસમર્થ—શક્તિ વગરનાં થવું પડતું નથી.

૭. પ્રત્યેક કાર્યમાત્રની અંદર સ્વાધીન ઈચ્છા એટલે પોતાની મરજી પ્રમાણે કરવાની ટેવ અને જોગવાઈ જોઇએ. એમ ધાર કે તું એવું કોઈ કામ કરવાને બીજાની તરફથી બંધાયલી છે કે જે કામની અંદર તારી જરા જેટલી પણ લાગણી નથી—જે તારી ઈચ્છાથી સંપૂર્ણ વિરૂદ્ધ છે, તો કહે વારૂ, એવું કાર્ય તું ધ્યાન દેઇને—લક્ષપૂર્વક અને સારી રીતે કરી શકશે કે? વળી એટલો બધો લાંબો વિચાર પડયો મૂકીને એમ ધાર કે, તું તો કાંઈક ઉમ્મર લાયક અને સારા માઠાનો વિચાર કરી શકું તેવી છું; પણ તારા ના'ના છોકરાની પાસે તેની ઈચ્છાથી વિરૂદ્ધનું એટલે તેને ગમતું ન હોય તેવું કોઈ કામ કરાવવાની તજવીજ કરીને પછી જો, કે તે શું કરે છે? પ્રથમ તો તે તેની ઈચ્છાથી વિરૂદ્ધનું અણગમતું કામ નહિ કરવાને માટે જ બની શકશે તેટલી તદબીર કરશે; અને પછી જો કદાપિ તું શિક્ષા કરીશ એવી બીકથી છેવટે ના ચાલે—લાચારીથી—તે કરવા માંડશે, તોપણ એટલું નિશ્ચય સમજજે કે, તેનાથી એ કામ કદી પણ સારી રીતે જેવું જોઇએ તેવું થઈ શકશે નહિ. પણ એમ થવામાં તે છોકરાનો કશો એ દોષ—વાંક, અપરાધ—નથી, પરંતુ સ્વભાવ—પ્રકૃતિનો

નિયમ જ એવો છે. તેટલા માટે ના'નું મો'ટું કે ભારે હલકું ગમે તેવું કામ હોય તે ભલે કરવું, પણ તે પોતાની ઇચ્છાની સાથે મળતું આવે છે કે નહિ તે તપાસી જોવાની તજવીજ કરવી જોઇએ. સ્વેચ્છા એટલે પોતાની ઇચ્છા અથવા સ્વભાવનું વલણ, અને સ્વાધીન મત એટલે કોઈનાથી શરમાઇને, ડરીને કે તેને રાજી રાખવા અથવા ખુશી કરવાને માટે પોતાનો જે મત હોય તે ફેરવ્યા વિના સ્વતંત્ર રીતે અભિપ્રાય જણાવવો તે, એ એની વિરૂદ્ધનું એટલે એથી ઉલટું કોઈ પણ કામ ના કરવું, એ જ સ્વતંત્ર વિચારથી વર્તનારા માણસોનો નિયમ હોય છે; પણ તારી વિવેચના શક્તિ એટલે સારા માઠાનો, ગુણ અવગુણનો અને લાભ ખોટ વગેરેનો ખૂબ બારિકીથી વિચાર કરવાની બુદ્ધિ એટલી બધી નથી, કે તું ખરા ખોટાનો વિચાર કરીને સ્વાધીન ભાવે–સ્વતંત્રપણે સઘળાં કામ કરી શકે. તેટલા માટે તને એવી સલાહ અને શિખામણ દેઉંછું કે, તારે તારા સ્વામીના અથવા બીજા કોઈ વહાલેશરી શુભેચ્છકના મતને અનુસરીને કામકાજ કરતાં અચકાવું કે નાખુશ થવું નહિ. અને એવી રીતે જેના મતને અનુસરીને 'અથવા આજ્ઞા પ્રમાણે એટલે કહ્યા મુજબ કામ કરૂં, તેમા ઉપર 'ખરા અંતઃકરણથી શ્રદ્ધા અને વિશ્વાસ રાખ્યાથી, ગમે તે કામ કરવામાં તને કશું એ કષ્ટ–દુઃખ, મુશિબત માલમ પડશે નહિ. તેટલા માટે જ શાસ્ત્રકારોએ એટલે શાસ્ત્ર બાંધનાર–બનાવનારાઓએ કહ્યું છે કે, "સ્વામીએ કહેલું કામ કરવાને દાસીની પેઠે તત્પર–તૈયાર રહેવું." એમ કહેવામાં શાસ્ત્રકારોની મતલબ સ્ત્રીઓના દરજ્જાને હલકું લગાડવાની નહિ, પણ શિખામણ દેવાની છે, એમ સમજવું લાભકારક છે.

૮. પરમેશ્વરે આપણા શરીરનું બંધારણ એવી રીતનું બાંધેલું

છે કે, ચાલનાથી એટલે સ્થિર નહિ પણ હાલતું ચાલતું-કામકાજ કરતું રાખ્યાથી તેને પુષ્ટ કરી શકાય છે તથા બળવીર્યની એટલે કૌવત અને જુસ્સાની વૃદ્ધિ-વધારો થાયછે. એટલે બીજી રીતે કહીએ તો શારીરિક પરિશ્રમ-અંગ મહેનત નહિ કરનારાં થયાથી આપણો દેહ અનેક પ્રકારના રોગનો આધાર એટલે ઘણા રોગનું ઘર અને અકર્મણ્ય એટલે કશા કામમાં ના આવે તેવો થઈ જાય છે. વળી પરિશ્રમ કર્યાથી કેવળ માત્ર બળ અને જુસ્સાનો જ વધારો થાય છે એમ નથી, પણ પરિશ્રમી એટલે મહેનતુ માણસ દીર્ઘાયુષી એટલે લાંબા આવરદાવાળું થાય છે. મતલબ કે મહેનત કરતાં રહ્યાથી આવરદામાં વધારો થઈ શકે છે. એવા માણસને જરા એટલે ઘડપણ અને મૃત્યુ-મોત જલદી આવી શકતાં નથી. એ પરિશ્રમ બે પ્રકારનો છે;—એક શારીરિક અને બીજો માનસિક. હાથ પગ વગેરે અંગ પ્રત્યંગોની એટલે શરીરના દરેક અવયવોની ચાલના-હીલચાલ-ને શારીરિક પરિશ્રમ, અને કોઈ બાબતનો વિચાર કરતાં મનની જે હીલચાલ-મગજમારી-થાય તેને માનસિક પરિશ્રમ કહેછે. શારીરિક પરિશ્રમથી શરીરની અને માનસિક પરિશ્રમથી મનની શક્તિમાં વધારો થાયછે. એ બે શક્તિઓનો વિકાશ-ખીલવણી-વધારો-ના થયાથી માણસ તેનાં કર્તવ્ય કર્મ કરવાને કદિ પણ સમર્થ શક્તિમાન-લાયક-થઈ શકે નહિ. પરંતુ દુ:ખની વાત છે કે, આપણામાં એવાં લોક બહુ જ થોડા છે, કે જેઓ એ બંને શક્તિઓની ખીલવણીને માટે બની શકતા ઉપાય અને યત્ન કરતા હોય.

આજ કાલની નવી વહુઓ-ઉછરતી જુવાન સ્ત્રીઓ-માં એક એવા પ્રકારની તરૂણીઓ છે, કે જેઓ બે ચારેક પુસ્તકો વાંચીને કંઈક કંઈક માનસિક પરિશ્રમ કરે છે, અને વળી કોઈ કોઈ તો

બે ચારેક નાટક કે વારતાઓનાં પુસ્તકનાં પાનાં ફેરવી જઇને શરીરને પંપાળતી પંપાળતી ફરતી ફરે છે; તેમને સંસાર વહેવારનાં કામકાજ કરવામાં શારીરિક પરિશ્રમ કરતાં શરમ અને અપમાન એટલે હલકું લાગે છે. તે સિવાય વળી બીજા એક પ્રકારની સ્ત્રીઓ છે, કે જેઓ સંસારના કામકાજની અંદર રાત દહાડો ઘાંચીના બળદની પેઠે શારીરિક પરિશ્રમ કરવામાં જ મંડી રહે છે; અને તેથી કરીને દુષ્ટ-ભુંડા ભાવના-વિચારો અને દુઃખની ચિંતાઓ સિવાય બીજા કોઈ પણ પ્રકારના માનસિક મનોરથ-વિચાર-તેમના મનમાં આવી શકતા જ નથી. આવા બે પ્રકારની બાઇડિયોમાંથી બીજા પ્રકારની ગૃહિણીઓના કરતાં પહેલા પ્રકારની વધારે દુર્દશાવાળી અને દયાને પાત્ર છે, એટલે એમની રહેણી કરણી જોઇને સામા માણસના મનમાં દયાની લાગણી ઉત્પન્ન થાય તેવી-દયા આણવા જોગ-છે, એ વાત, મને લાગે છે કે, હવે તને કહી સંભળાવવાની જરૂર રહી નહિ હોય.

આજ કાલની સ્ત્રીઓની અંદર મોહ એટલે મૂર્ચ્છા, વેદના, માથું દુખવું, અને અજીર્ણ ઇત્યાદિ રોગોનો વધારો જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ શારીરિક પરિશ્રમનો તેમનામાં અભાવ-ખોટ છે એ જ છે, એવો મને પક્કો વિશ્વાસ છે. તેટલા માટે, હું એવી આશા રાખું છું કે, તું શારીરિક અને માનસિક બંને જાતના પરિશ્રમથી તારાં કર્ત્તવ્ય કર્મ કરવાને માટે સદા યત્ન કરતી રહીશ. એમ કર્યાથી તારા ઘરમાં લક્ષ્મી અને સરસ્વતી-ધન અને વિદ્યા-એ બંનેનો એકત્ર સમાવેશ થયેલો જોઇ શકીશ. મતલબ કે એ બંને ઘણુંકરીને એક ઠેકાણે ભેગાં-સાથે સાથે-બહુ જ કમ જોવામાં આવે છે, તે બંને તને સુખે પ્રાપ્ત થશે.

૯. સમય એ અમૂલ્ય ધન છે. અર્થાત્ બીજી વસ્તુઓની પેઠે

મૂલ્ય ખરચીને વેચાતો લેઈ શકાતો નથી; તેમ જ એની ગતિને થોભાવવાને પણ માણસની કશી તાકાત નથી. તે પોતાના ભાવથી—એટલે પોતાની મેળે જ—આવે છે ને જાય છે; માટે એવા અમૂલ્ય સમયને કદી પણ નકામો જવા દેવો ઘટારત નથી. વળી બીજી એક વાત કહું છું તે સાંભળ. આ સંસારની અંદર સર્વ મનુષ્યોની અવસ્થા—હાલત—કાંઈ એક સરખી નથી. કોઈ ધનવાન—પૈસાદાર—ને ઘેર જન્મ લઇને ઘરડાઓની મિલ્કતના માલિક થાયછે; અને વળી કોઇને દરિદ્રી એટલે કંગાલના ઝુંપડામાં અવતરીને બાપદાદાના દેવારૂપી જાળમાં જકડાઈ જઇને જીવતાં સુધી ધન—કષ્ટ એટલે પૈસાટકા સંબંધીનું દુઃખ ભોગવવું પડે છે. પરંતુ સમયરૂપી અમૂલ્ય ધનના ઉપર તો ગરીબ તવંગર સૌનો સરખો અધિકાર—હક્ક—છે. અને સર્વે જણ એવા ધનથી ધનવાન થઇને તેનો યથાયોગ્ય—જેવો કરવો ઘટે તેવો—ઉપયોગ કરી પોતાની અવસ્થાને ઉન્નત—આબાદ—કરવાને સમર્થ છે.

જે કામ કરવાથી કાંઈ પણ ફળ મળે નહિ તેવું અનુત્પાદક એટલે જેનાથી કાંઈ ઉત્પન્ન થઈ શકે નહિ તેવું કાર્ય કરવામાં સમય ગાળ્યાથી પણ તે વૃથા—નકામો—ગુમાવ્યો એમ સમજવું જોઇએ. મેં અનેક સમયે જોયું છે કે, તમે સરખે સરખી સાહેલીઓ ભેગી થાઓ છો ત્યારે ઠઠ્ઠા મશ્કરીઓ અને વાતોચીતો ને ગામગપાટાના સપાટા એટલા બધા ચાલે છે કે, એવા સપાટાના ઝપાટાના જોરમાં દિગ્મૂઢ જેવાં બની જઇને કોઈક સમયે તમારાં ઘણાંક કર્તવ્ય કર્મ કરવાનું પણ ભૂલી જાઓછો; એટલું જ નહિ, પણ એક પહોર જેટલો વખત વહી જાયછે તે તમને એક ઘડી જેટલો પણ લાગતો નથી. આ ઉપરથી જ આપણામાં કહેતી ચાલે છે કે "વાતમાં ને વાતમાં વહાણું વહી ગયું." વળી એવી વાતોમાં તલ્લીન

થઇને કર્ત્તવ્યમાં દુર્લક્ષ દાખવે છે એટલે હાથમાંના કામનું પણ ભાન ભૂલી જાય છે, તેમને માટે પણ આપણામાં કહેવત કહેવાય છે તે તું શું નથી જાણતી કે ? " વહુ વળ્યાં વાતે ને કૂતરાં ઘંટી ચાટે " એ કહેવત એવી કર્ત્તવ્ય કર્મ ભૂલી જઈ વાતે વળનારી વાતોડીઓને માટે જ છે, એ શું સમજાવવું પડે એવું છે કે ? પણ બેન ! પાછી એ વાત પણ મારે કહેવી જોઇએ કે, સરખે સરખી સાહેલીઓ ભેગી થઇને વાતે વળ્યાનું દૃષ્ટાન્ત વખત નકામો ગાળ્યાના સંબંધમાં મેં આપ્યું, તે ઉપરથી કાંઈ તારે એમ સમજવાનું નથી, કે એવી સરખી ઉમ્મરની સાહેલીઓ બેનપણીઓ અવકાશને વખતે–નવરાશ હોય ત્યારે–સત્પ્રસંગ એટલે સારી ઉપયોગી અને જેથી કરીને પોતાનું અને પારકાનું ભલું થઈ શકે એવી વાતો અને વિચાર કરે તથા નિર્દોષ રમત ગમત વડે જે વિશુદ્ધ–નિર્મળ–પવિત્ર આનંદ સુખ ભોગવે તેની હું વિરોધી–સામેવાળીયણ છું, અથવા એમ કરવું તે અનાવશ્યક–જરૂર વગરનું–નકામું માનું છું. તોપણ એવી વાતોચીતો કે વિચાર અને રમત ગમતમાં ગુલતાન બની જઇને કર્ત્તવ્ય કર્મનો અનાદર કરવો–તેને વિસરી જઇને એમાં જ મંડ્યાં રહેવું અને હાસ્ય વિનોદમાં વધારે વખત ગુમાવવો; એ તો અવશ્યે કદી પણ ઉચિત–યોગ્ય--ઘટારત નથી.

૧૦. નકામાં થઇ આળસુ બનીને બેશી રહ્યાથી કેવળ આપણાં શરીર જ રોગગ્રસ્ત--રોગ જેમને ગળી ગયા હોય તેવાં એટલે રોગી--અને અકર્મણ્ય એટલે કામકાજ થઈ શકે નહિ તેવાં થઈ પડે છે એટલું જ કાંઈ નથી; પણ એથી કરીને મનની પણ અધોગતિ થાય થાયછે, એટલે મન પણ નબળું અને નિરૂદ્યોગી બની જઇ દુર્દશાને પામે છે. એટલું તો ત્તારે નિશ્ચય કરીને જાણવું કે,

નિરૂદ્યમી--ધંધાધાપા કે રોજગારરોટા વગરનાં નકામાં અને આળસુ મનુષ્યો જ અધિક કુકર્મો અને ભુંડા વિચારો કરવામાં તૈયાર હોય છે. ખ્રિસ્તિયોના ધર્મપુસ્તક બાઈબલમાં એક સ્થળે એવું લખેલું છે કે, "સેનાત છે તે કામ ધંધા વગરના માણસનો હાથ પકડીને ચાલે છે." આમ કહેવાની મતલબ એવી છે કે, આળસુ અને કામ ધંધા વગરના નકામા મનમાં જ દુર્બુદ્ધિ ઉત્પન્ન થાયછે. વળી બીજા એક પંડિતે કહ્યું છે કે, "માણુસના સંબંધમાં કામ ધંધા વગરના નકામા સમયના જેવું મહા અનિષ્ટકારી–ધારેલી ધારણા ધૂળ મેળવનાર–હાનીકારક બીજું કશું એ નથી. તેનું મન પત્થરની ફરતી ઘંટી જેવું છે. એવી ફરતી ઘંટીની અંદર જો તમે ઘઊં વગેરે અનાજ ઓરશો તો તે દળાઇને લોટ બહાર પડશે, પણ જો તે ઘંટી ખાલી જ ફરતી રહે તો તેનાં પડ ઘસાઈ ઘસાઇને એની મેળે જ એનો અંત આવી જશે. મતલબ કે તે ઘંટી ઘસાઇને ધૂળધાણી થઈ જશે. તેવી જ વાત માણુસના મનના સંબંધમાં પણ છે." વળી ફ્રાન્સ દેશના કોઈ વિખ્યાત ડાક્તરે એવું કહ્યું છે કે, "પરિશ્રમ કર્યા વિના એટલે પરિશ્રમ નહિ કર્યાથી જેટલાં માણસો આ સંસારની અંદર મરણ પામે છે, તેના હજાર ભાગમાંના એક ભાગ જેટલાં માણુસો પણ અત્યંત અધિક પરિશ્રમ કર્યાથી અસમયે–કવખતે મરે છે કે નહિ એ સંદેહ–શક–ભરેલું છે; તોપણ અનેક સમયે લોકો સમજ્યા વગર જ એમ બોલે છે કે ઘણો પરિશ્રમ કર્યાથી આવરદા ઓછો થઈ ગયો." આપણામાં પણ એક સાધારણ કહેવત કહેવાય છે કે, "બેઠા કરતાં બજાર ભલું." મતલબ કે નકામા બેશી રહેવા કરતાં બજારમાં જઇને મહેનત મજૂરી કરવી તે સારૂં છે. તેટલા માટે તને કહું છું કે તું કદી એ કામ વગરની

થઈ આળસુ બનીને બેશી રહીશ નહિ. નિરંતર કામમાં ગુંથાયલાં રહ્યાથી કોઈ પણ જાતના નઠારા વિચાર કે દુઃખની ફિકરમાં ગમગીન થવું પડતું નથી.

૧૧. જે કાર્ય આપણા પોતાનાથી પાર પાડી શકાય, તે બીજાની પાસે કરાવવાની તજવીજ કદી પણ કરીશ નહિ. પોતાને હાથે કામ કરવામાં માનાપમાન—મોટાઈ કે હલકાઈ સમજવી યોગ્ય નથી. સર્વે સારાં અને નિર્દોષ પવિત્ર કામ આપણે કરવા લાયક છે. આ કામ તો હલકું છે માટે હલકા માણસો કરે અથવા અમુક કામ કર્યાથી લોક હમને હલકાં માણસ સમજશે, એવા એવા વિચાર મનમાં આણવા એ ગૃહિણીઓને ઘટારત નથી. ઘરનાં સઘળાં કાર્ય ગૃહિણીએ કરવા લાયક જ છે; તોપણ તે એકલી સર્વ કામકાજ કરવાને અશક્ત હોય, તો ભિન્ન ભિન્ન કાર્ય કરવાને માટે અથવા ઘરના કામ ધંધામાં પોતાને મદદ કરવાને સારૂ દાસ દાસીઓ—નોકર ચાકરો રાખી શકે છે. પરંતુ એમ રાખેલા નોકર ચાકરો પોતાના પ્રતિનિધિ સ્વરૂપ એટલે પોતાને બદલે કામ કરનાર માણસની પેઠે કામ કરે છે, એ વાત યાદ રાખવાની જરૂર છે. ઘરકામમાં નાનું મોટું સમજ્યાથી જ, આજકાલ ઘણીક સ્ત્રીઓ સાધારણ સાધારણ ઘરકામ પણ પોતાને હાથે કરવામાં અપમાન—હલકું સમજે છે. પોતાને હાથે ઘર સાફસુફ કરવું અથવા ગોમય એટલે ગાયના છાણવડે આંગણામાં લીંપવું એ હલકા માણસનું કામ કર્યું એમ ગણવું, અને સુકોમળ શય્યાના ઉપર બેશીને ઉનના અછોડા કે મોજા બુટ ને ગલપટા ગુંથવા એ મોટા માણસનું કામ કર્યું એમ માનવું, એવી સમજણ અવનતિનું-દુર્દશા—પડતી હાલતનું મૂળ છે. તેટલા માટે તને કહું છું કે, વખત વિચારીને અને બની શકે એમ હોય તો

ના'નું મો'ટું—હલકું ભારે સમજ્યા વિના ઘરનું કોઈ પણ કામ પોતાને હાથે કરી લેવામાં કદી પણ નાખુશ થઈશ નહિ.

કાર્યની અંદર ના'નું મો'ટું સમજવું ઘટારત નથી. સર્વ પરિશ્રમી—ઉદ્યોગી—મહેનતુ મનુષ્ય માત્ર સનૂમાનને યોગ્ય છે. એ વિષે એક વાત અત્યારે તને કહી સંભળાવું છું તે સાંભળ. નેપોલિયન બોનાપાર્ટનું નામ તો તેં સાંભળ્યું જ હશે, અને કોઈ કોઈ પુસ્તકમાં તેના સંબંધી હકીકત—તેની વાત પણ વખતે વાંચી હશે. એ નેપોલિયન બોનાપાર્ટ એક દિવસ એક સ્ત્રીની સંગાથે રસ્તામાંથી ચાલ્યો જતો હતો તે વખતે કેટલાક મજુરો માથા ઉપર બોજો ઉપાડીને તે જ રસ્તેથી જતા હતા. તેમને એવી રીતે જતા જોઈ પેલી સ્ત્રીએ આકળી બની જઇને ગુસ્સાથી તેમને રસ્તામાંથી ખસી જવાને ફરમાવ્યું. તે જોઈ મહાત્મા નેપોલિયન એમ બોલ્યો હતો કે, "બાઈ સાહેબ! બોજો ઊચકી જનાર મજુરોનું સનૂમાન કરવું જોઇએ, કારણ કે એ લોકો પણ પરિશ્રમ કરીને સંસારના જ ઉપકાર કરે છે; તેટલા માટે, હલકા સમજીને તેમનો તિરસ્કાર કરવો એ ઘટારત નથી." સારાંશકે વિચાર કરીને જોયાથી સમજાશે કે કામકાજ વગરની રાજાની રાણીના કરતાં નિરંતર કામમાં ગુંથાયેલી દાસીઓ પણ અધિક સનૂમાનને લાયક છે. આ જગત્ એક વિસ્તીર્ણ—વિશાળ કાર્યક્ષેત્ર એટલે કામ કરવાનું સ્થળ છે અને સઘળાં જીવજંતુઓ કર્મ કરવાને માટે જ આ દુનિઆમાં અવતર્યાં છે.

**વહાણમાં જેવો કર્ણધાર—સુકાન પકડનાર છે તેવી ઘરમાં ગૃહિણી છે.**

---

## સમય અને શ્રમ સંબંધી મોટા માણસોના મત.

(૧) "જે માણસ મોડું ઊઠે છે તેને આખો દિવસ ગભરા-

ચલાની પેઠે કામ કરવું પડે છે, તે છતાં રાત્રે પણ તે જોઇએ તેવું થઈ શકતું નથી."

( ૨ ) "સૂર્યોદયની પૂર્વે એટલે સૂરજ ઊગતા પહેલાં જ પથામાંથી ઊઠવાનો અભ્યાસ રાખવો જોઇએ, કારણ કે તેથી—વહેલા ઊઠયાથી—સ્વાસ્થ્ય એટલે સુખાકારી ધન અને જ્ઞાન મેળવવાને સમર્થ થવાય છે."

( ૩ ) "જે મનુષ્ય સવારના પહોરનો વખત ગુમાવે છે તે દિવસની અંદર એક છિદ્ર પાડી દે છે, કે જે છિદ્રમાં થઇને પાંખોવાળા પક્ષીના જેવા કલાકો ઝપાટાબંધ જતા રહેવાની શંકા છે."

( ૪ ) "તું જો તારી જીંદગીને ચાહાતો હોઊં તો વખતનો નાશ કરીશ નહિ—નકામો ગુમાવીશ નહિ, કારણ કે જીંદગીનું બંધારણ જ વખત છે—વખતવડે જ જીંદગી છે."

( ૫ ) "જેઓ પોતે પોતાને સહાય કરે છે, તેઓને ઈશ્વર પણ સહાય કરે છે જ."

( ૬ ) "શ્રમના કરતાં આળસ જ કાટની પેઠે જીવનનો શીઘ્ર શીઘ્ર—જલદી જલદી ક્ષય કરે છે; વપરાતી કુંચી જેવી રીતે સદા ઉજ્વળ—ઉજળી રહે છે, તેવી જ રીતે પરિશ્રમી એટલે ઉદ્યમી મનુષ્યનું જીવન પણ ઉજ્વળ હોયછે."

( ૭ ) "રાત્રે વહેલા સૂઈ રહ્યાથી અને પરોડમાં વહેલા ઊઠ્યાથી મનુષ્યો સુખાકારી, સંપત્તિ એટલે ધન ધાન્ય પશુ પૃથ્વી ઈત્યાદિ, અને જ્ઞાન પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે."

( ૮ ) "આળસ સઘળાં કાર્યોને કઠણ એટલે કરવાને મહા મુશ્કેલ લાગે તેવાં કરે છે, પરંતુ પરિશ્રમ એટલે ઉદ્યોગ અને મહેનત તેમને સહજ એટલે ઝટ બની શકે તેવાં કરી દે છે."

(૯) "આજ જે કરી શકો તેને આવતા કાલને માટે રાખી મૂકતા નહિ, કારણ કે એવી આવતી કાલ કાંઈ તમારી શક્તિને સ્વાધીન નથી. મતલબ કે કાલ થશે અને તેમાં કામ કરાશે જ એ કાંઈ તમારા હાથમાં નથી. ભવિષ્યમાં શું થશે તેની કોઇને ખબર પડતી નથી; માણસ ધારે છે કાંઈ અને વખતે બને છે કાંઈ; ધાર્યું ધણીનું થાયછે એટલે ઈશ્વરેચ્છા પ્રમાણે બને છે; માટે કાલ કરીશું એમ કરીને કશું એ મુલતવી રાખવું નહિ. એમ મુલતવી રાખ્યાનાં માઠાં ફળ દરરોજ આપણે નજરે જોઇએ છીએ અને સાંભળીએ છીએ."

(૧૦) "પરિશ્રમ જ મનુષ્ય જાતિનું વાસ્તવિક જીવન એટલે જીંદગીનો આધાર છે; તેના અભાવે એટલે તેના વિના તે જીંદગી ધારણ કરી શકે નહિ."

(૧૧) "મનુષ્ય જાતિએ જે જે મહત્ એટલે મો'ટાં કાર્ય પાર પડ્યાં છે, તે સર્વનું મૂળ પરિશ્રમ જ છે."

(૧૨) "કામકાજ વગરના વખતના જેવું મહા અનિષ્ટકારી એટલે નુકસાન કરનાર અથવા ધારેલી ધારણા ધૂળ મેળવનાર બીજું કશું એ નથી."

(૧૩) "આળસ એ શરીર અને મનની શક્તિનો નાશ કરનાર વિષસ્વરૂપ એટલે જેના સેવનથી જીવ જાય એવા ઝેર જેવું છે—તે સઘળા દોષની ખાણ અને સેતાન તરફથી પ્રાપ્ત થયેલાં સાત મહા પાપમાંનું એક મુખ્ય પાપ છે."

(૧૪) "કોઈ પણ કામ આવતા કાલને માટે રાખી મૂકશો નહિ, કારણ કે કાલનો સૂર્યોદય થશે એટલે સૂરજ ઊગશે તે તું દેખીશ તેનો શો ભરૂંસો છે?"

(૧૫) "પરિશ્રમ કરનાર મનુષ્યને ઇચ્છા કરવી પડતી નથી; સુખ સ્વચ્છન્દતા અને સ્વાધીનપણું—સ્વતંત્રતા પોતાની મેળે જ તેની પાસે આવે છે. મતલબ કે પરિશ્રમ એ સૌભાગ્ય—ઉન્નતિ—આબાદ સ્થિતિની પ્રસૂતિ સ્વરૂપ એટલે જનની જેવી છે."

(૧૬) "સંપદનો માર્ગ બજારના માર્ગના જેવો સઘ્રાઇદ્વાર ખુલ્લો અને સર્વ જન પરિચિત એટલે બધાનો જાણીતો છે. તે બે હલકી બાબતોના ઉપર આધાર રાખે છે—"પરિશ્રમ" અને "મિતવ્યય" એટલે માફકસર કરકસરથી ખર્ચ કરવું તે."

---

## ઉપદેશ ત્રીજો.

---

### પતિપ્રત્યે કર્ત્તવ્ય.

" **संतुष्टोभार्य्ययाभर्त्ता भर्त्रा भार्य्या तथैव च ।**
**यस्मिन्नेवकुलेनितं कल्याणं तत्र वै ध्रुवम् ॥** "

**॥ मनु ॥**

" The utmost blessing that God can confer on a man is the possession of a good and pious wife with whom he may live in peace and tranquility—to whom he may confide his whole possessions even his life and welfare."—*Luther.*

"સ્ત્રી ઘરની ગૃહિણી, તૃષ્ણામાં તૃપ્તિ આપનારી, સુખાલાપથી એટલે સુખ ઉપજે એવી વાતચીતથી પરિતોષિણી—સંતોષ ઉપજા-

વનારી, મર્યાદા પાલનમાં એટલે અદબ અને લાજ મરજાદામાં કુટું-બિની, સેવામાં આજ્ઞાકારિણી એટલે બરદાસ્ત ચાકરી કરવામાં કહ્યાગરી, વિષય કર્મમાં મંત્રિણી એટલે સંસાર વ્યવહારનાં કામ-કાજમાં સલાહ આપનારી, સત્કર્મમાં સહકારિણી એટલે સારાં કામ કરવામાં સાથી, વિપદ તરંગમાં તરણી એટલે વિપત્તિરૂપ સમુદ્રના મોજાંની અંદર નાવના જેવી, શોકવ્યથામાં સંતાપહારિણી એટલે દુઃખ શોકમાં ફિકર ચિન્તા મટાડનારી, રાત્રે શય્યામાં સ્વાસ્થરક્ષિણી એટલે મંદવાડમાં આરોગ્યતાનું સંરક્ષણ કરનારી, દેવગૃહે સુભાર્થિની એટલે પરમેશ્વરની સેવાપૂજાના કામમાં કલ્યાણની ઈચ્છા રાખનારી, અને સમસ્ત જીવનપથમાં સંગિની એટલે જન્માન્ત સુધીની સોબતી છે."—**નારી-નીતિ.**

બેન લક્ષ્મી ! મનુએ કહ્યું છે કે, "કન્યા જ્યાં સુધી પતિની મર્યાદા પાળવામાં અને પતિની સેવા કરવામાં અજ્ઞાન હોય, જ્યાં સુધી ધર્મશાસ્ત્રમાં આજ્ઞા કર્યા પ્રમાણે વર્તવાનું જાણે નહિ, ત્યાંસુધી પિતાએ તેનું સંપ્રદાન કરવું નહિ—કન્યાદાન દેવું નહિ એટલે પર-ણાવવી નહિ." આ ઉપરથી સહજ સમજી શકાય છે કે, કન્યાનો વિવાહ કર્યાની પહેલાં જ તેને પતિના પ્રત્યે કર્ત્તવ્યતા સંબંધી શિક્ષા આપવી એ પિતામાતાનું—માબાપનું અવશ્યનું કર્ત્તવ્ય છે. પરંતુ દુઃખની વાત છે કે, આજકાલ નાનપણમાં જ તમારા વિવાહ થાય છે—બાળલગ્ન કરે છે—તેને લીધે લગ્ન થયા પહેલાં કોઈ પણ પ્ર-કારની શિક્ષા તમને મળે એ સંભવિત જ નથી. તારાં લગ્ન કર્યાને આજ પાંચ વરસ કરતાં પણ વધારે વખત થઈ ગયો છે, તે છતાં ઉપર જણાવેલી મનુજીએ કહેલી ગુરુતર એટલે બહુ ભારે બાબતો સંબંધી અત્યાર સુધીમાં કશી વાત સરખી પણ મારાથી તારી આ-

ગળ કરી શકાઈ નથી. બેન ! વધારે તો શું કહું, પણ શાસ્ત્ર પ્રમાણે તો પતિ એ જ સ્ત્રીનો ધર્મ અને પતિની સેવા એ જ તેનું એક માત્ર કર્તવ્ય છે. એટલું જ નહિ, પણ અનેક શાસ્ત્રકારોએ તો સ્ત્રીનું સ્વતંત્રપણું સ્વીકારેલું નથી; મતલબ કે ઘણાં શાસ્ત્રોમાં એવું કહેલું છે કે સ્ત્રીએ કદી સ્વતંત્રપણે રહેવું કે વર્તવું નહિ. આવા સર્વ ગુરુતર વિષયો સંબંધી કેટલીએક હકીકત આજ તને કહી સંભળાવું છું.

ગૃહસ્થાશ્રમનો પ્રથમ પરિચય વિવાહ છે. પ્રેમનું પ્રથમ જગત્ દામ્પત્ય--પ્રણયમાં એટલે ધણી ધણિઆણીની પરસ્પરના પ્રત્યેની સ્નેહમમતામાં છે. એ ઉપાયથી બે આત્મા—બે હૃદય—એક બની જઇને એક પૂર્ણ મનુષ્ય પેદા થાય છે અને એ જ જીવાત્માનો પ્રથમ યોગ છે; તથા સ્વાર્થી મનુષ્યને નિસ્વાર્થ અથવા પરમાર્થી કરવાનો પ્રથમ અને મુખ્ય ઉપાય છે. સંસારની તરફ ધારીને જોયાથી જણાશે કે, મનુષ્યસમાજ—સઘળાં મનુષ્ય—જ દામ્પત્ય-પ્રણયના અદૃશ્ય એટલે જોઈ શકાય નહિ તેવા બંધનથી બંધાઈ રહેલાં છે. પ્રકૃત એટલે ખરેખરો નિર્મળ દામ્પત્ય--પ્રણય સ્વર્ગની સામગ્રી-દેવલોક જેની ઇચ્છા રાખે તેવી વસ્તુ છે. સ્વાર્થ વિનાનો સ્નેહ અને પ્રેમભાવ એ એનું જીવન અને પરમાર્થ કરવાની ઇચ્છા અને ટેવ એ એનો સ્વભાવ છે.

પ્રીતિ કરવી અથવા દેખાડવી એ બહુ જ ભારે વાત છે, કારણ કે એની અંદર સ્વર્ગ છે અને પાછું એની અંદર જ નરક છે. સ્વાર્થ વિનાની પ્રીતિ કરવી એટલે શું ? તું મને ચાહે છે—મા'રા પર પ્રીતિ રાખે છે તેથી કરીને હું પણ તા'રા પર પ્રીતિ રાખુંછું; તું મા'રૂં સુખ વધે તેવી તજવીજ કરે છે તેથી હું પણ તા'રા સુખને સારૂ પ્રયત્ન કરૂંછું. આવાં બધાં આચરણ તે કાંઈ નિઃસ્વાર્થ પ્રીતિનાં

લક્ષણ નથી. પ્રકૃત—સ્વાભાવિક—નિર્વિકાર પ્રણયના—પ્રેમના—મૂળમાં "તેટલા માટે" "તેથી કરીને" વગેરે રહી શકે નહિ. તું શા માટે મને ચહાય છે—મા'રા પર પ્રીતિ કરે છે તે સમજતી નથી તે છતાં ચહાયા સિવાય રહી શકે નહિ; મા'રી પાસે રહ્યાથી તું સુખી થાય છે પરંતુ એવું સુખ શાથી થાય છે તે તા'રા સમજ્યામાં આવતું નથી. આવા પ્રકારના ભાવ એ જ ખરેખરી પ્રીતિનાં લક્ષણ છે.

હર પાર્વતી, રામ સીતા, નળ દમયંતી અને સાવિત્રી સત્યવાન વગેરેનો પ્રેમ દામ્પત્ય-પ્રણયનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. પાર્વતીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિને મ્હોડેથી પતિની નિન્દા સાંભળી પ્રાણત્યાગ કરીને, સીતાએ રાજકુમારી અને રાજરાણી છતાં પણ પતિની સાથે વનમાં જઇને, દમયંતીએ પતિની સાથે વનવાસિની થઇને, અને સાવિત્રીએ સત્યવાનનું મડદું છાતી પર રાખીને જે અપૂર્વ—પહેલાં કદિ બનેલાં કે જોયેલાં નહિ એવાં ઉદાહરણ દેખાડ્યાં છે, તે આ પાર્થિવ જગત્‌માં—ભૂમંડળ ઉપર—અતુલનીય એટલે જેની બરોબરી બીજાથી થઇ શકે નહિ તેવાં છે. અને તેટલા માટે જ તેઓ માનવી છતાં પણ દેવીરૂપે પૂજાય છે. આજ પણ આપણા લોક સવારમાં ઊઠતી વખતે તથા દાતણ કરીને એવી દેવીતુલ્ય સતિઓનાં નામ લેઇને પોતાને પવિત્ર થયાં સમજે છે.

મા'રાથી તા'રા શારીરિક અને માનસિક એટલે શરીરના અને મનના સુખની વૃદ્ધિ થાય, સંસાર વ્યવહારની અડચણો ટળે, અથવા કામકાજની અંદર મદદ મળે, તેને માટે તું મા'રા પર જે પ્રીતિ કરે તે સ્વાર્થી પ્રીતિ સમજવી. આ સંસારમાં એવી જ પ્રીતિ ઘણી છે, તેથી કરીને પ્રીતિના નામથી અનેક પ્રકારના અનર્થ થએલ છે.

ધણીધણિઆણીને, બાપ દીકરાને, ભાઈ ભાઇને અને બેન બેનને મતમતાન્તર—મતભેદ અને વાદવિવાદ થાયછે અને પ્રીતિને ઠેકાણે હિંસા, દ્વેષ—ઝેર—અદેખાઈ વગેરે થઈ આવે છે. વળી મિત્રતા શત્રુતા થઈ જાય છે, મતલબ કે મિત્રોમાં ક્લેશ કંકાશ થઇને શત્રુભાવ ઉત્પન્ન થાય છે.

ઉપર કહ્યું છે કે પ્રેમનું પ્રથમ જગત્ દામ્પત્ય–પ્રણયમાં છે. પ્રણય—પ્રેમના બે ધર્મ છે, હૃદયનું સંમિલન એટલે એકઠું કરવું અને એકીકરણ એટલે એક રૂપ કરવું. મનુષ્ય માત્ર સ્વાધીન અને સ્વતંત્ર છે; તેથી એવાં સ્વાધીન અને સ્વતંત્ર બે જીવનોને એક રૂપ કરવાં એ કાંઈ સહેલું કામ નથી. બંને જીવનોનું એક લક્ષ્ય, એક ભાવ, એક સરખો ધર્મ, સરખી ઉમ્મર અને સરખી અવસ્થા ના હોય, તો ખરેખરૂં મિલન—મેળાપ થવો અસંભવિત છે. પરંતુ દુઃખની વાત છે કે, પશુમાં અને મનુષ્યમાં જેટલો ભેદ છે તે કરતાં પણ વધારે જુદાપણું આજકાલ સ્ત્રી પુરૂષની અંદર જોવામાં આવે છે; અને તેટલા માટે જ સ્ત્રીના પ્રત્યે સ્વામીનું સન્માન નથી અને સ્વામીના ઉપર સ્ત્રીનો અધિકાર નથી. ઘણેખરે ઠેકાણે સ્ત્રીઓની સાથે ગુલામડીની પેઠે વર્તવામાં આવે છે અને પુરૂષો જેમ મરજીમાં આવે તેમ છકેલા ફટેલા ફરતા ફરે છે. એવો દાસત્વ ભાવ—સ્ત્રીને ગુલામડી જેવી સમજવાની વૃત્તિ–દૂર થયાં વિના ખરેખરો પ્રેમ થવો અસંભવ છે.

બેન ! પુરૂષોના દોષથી જ આપણે દાસીના જેવી દશા ભોગવીએ છીએ એવું મનમાં આણતી નહિ. આપણી આવી હીનાવસ્થા—દુર્દશા–નું મુખ્ય કારણ અશિક્ષા—અભણપણું છે. પ્રીતિ અને સદ્‌ગુણવડે જ પતિને વશીભૂત—જેમ કહીએ તેમ કરે તેવા—કરવા

જોઇએ. સત્યભામાએ એક વખત દ્રૌપદીને પૂછ્યું હતું કે, “આપે કેવા કૌશલ એટલે ચતુરાઈ કિંવા યુક્તિથી અથવા કેવા મંત્રના બળથી સ્વામીને વશીભૂત કર્યા છે તે મને કહો.” તેના ઉત્તરમાં દ્રૌપદીએ એવું કહ્યું હતું કે, “મેં કોઈ પણ પ્રકારના કૌશલ કે મંત્રના બળથી સ્વામીને વશીભૂત કર્યા નથી. દ્રવ્યગુણથી કે મંત્રબળથી સ્વામીને વશ કરી શકાય નહિ. હું કામ, ક્રોધ અને અહંકાર વગેરેના પરિહાર પૂર્વક એટલે કામ ક્રોધ વગેરેને તજી દેઇને નિરંતર પાંડવો અને તેમની અન્યાન્ય એટલે મારા સિવાયની બીજી સ્ત્રીઓની પરિચર્યા—સેવા ચાકરી કરૂં છું, અને અભિમાનનો ત્યાગ કરી પ્રેમ દેખાડીને એક મનથી પતિઓના ચિત્તને એટલે ઇચ્છાઓને અનુસરીને વર્તું છું. હું પ્રત્યહ એટલે દરરોજ ઉત્તમરૂપે ઘરને પરિષ્કાર રાખું છું એટલે વાળીઝાડી તથા લીંપીધુંપીને સાફ સ્વચ્છ કરૂં છું, ગૃહોપકરણ એટલે ઘરનાં વાસણ કુસણ તથા બીજાં ખપનાં રાચરચીલાં ઊટકી માંજીને ચકચકાટવાળાં રાખુંછું; રસોઈ કરૂંછું, તથા યથા સમયે એટલે વખતસર સૌને પીરસીને જમાડું છું અને સાવધાનીથી એટલે બરાબર સરત અને કાળજી રાખીને ધાન્ય—અનાજને સાચવી રાખુંછું. દુષ્ટ સ્ત્રીઓનો સહવાસ કદી પણ કરતી નથી, તિરસ્કારનો બોલ મ્હોડે પણ આણુતી નથી એટલે કદી એ કોઇને તિરસ્કાર કરતી નથી અને સર્વના પ્રત્યે અનુકૂળ અને આળસ વગરની થઈ કાળ ગાળું છું. પરિહાસ એટલે હાસ્યવિનોદના વખત સિવાય બીજે કોઈ પણ વખતે હસતી નથી અને બારણામાં કે સાફસુફ કરેલું ના હોય તેવા સ્થળમાં કિંવા ઘર આગળના બગિચામાં વાસ કરતી નથી, મતલબ કે એવે ઠેકાણે જઇને નિરાંતે બેસતી કે, રહેતી નથી. અતિ હાસ એટલે ઘણું હસવું અને અતિ રોષ, એટલે

ઘણો ક્રોધ એમનો પરિત્યાગ કરી સત્યને વળગી રહીને નિરંતર ભર્તૃગણની એટલે સ્વામીઓની સેવા કરીને સુખી થાઊંછું. એમ કર્યા સિવાય એક ઘડી પણ મને કળ વળતી નથી એટલે સુખ થતું નથી. વળી સાસુ વગેરે વૃદ્ધ વડીલોના અને ધર્મશાસ્ત્રના ઉપદેશ પ્રમાણે શણુગાર સજીને અને પવિત્ર થઇને સ્વામીઓના હિતનાં—કલ્યાણ—ભલાનાં કાર્ય કરતી રહું છું." સારાંશ એ કે, પતિના પ્રિય કાર્યનું સાધન એટલે પતિને પ્રિય હોય તેવાં કામકાજ કરવાં અને તેમની પ્રીતિ સંપાદન કરવી—મેળવવી—એ જ તેમના (પતિના) આચરણના ઉપર આધિપત્ય વિસ્તારવાનો એક માત્ર ઉપાય છે.

પતિના પ્રત્યે પત્નીના કર્ત્તવ્યકર્મના સંબંધમાં પ્રાચીન આર્ય જનોનું જે પ્રકારનું જ્ઞાન હતું અને એ વિષયમાં તેઓ જેટલા ઊંડા ઉતર્યા છે, તેટલી કલ્પના સરખી કરવાને પણ પૃથ્વી પરની બીજી કોઈ પણ જાતિ સમર્થ થઈ નથી. તેમના (આર્ય જનોના) મતે "પતિની પ્રીતિ એ જ નારી જાતિનું સૌભાગ્ય અને ઐશ્વર્ય છે. જે સ્ત્રી એવી પતિની પ્રીતિ વિનાની હોય તે પરમ દુર્ભાગિણી જાણવી તથા તેનું મુખ જોયાથી પણ અધર્મ થાય. એટલે બીજી રીતે કહીએ તો જે પતિની પ્રીતિ મેળવવાને સમર્થ થઈ હોય એટલે જેના પર પતિની પૂર્ણ પ્રીતિ હોય તે સ્ત્રી પરમ સૌભાગ્યવતી સમજવી અને તે જે જે ઠેકાણે પગ મૂકે—જાય—તે તે ઠેકાણાની પૃથ્વી પાપમુક્ત થાય છે એટલે ત્યાંનાં પાપ તાપ સૌ ટળી જાય છે." વિષ્ણુસંહિતા નામના ગ્રંથમાં લખ્યું છે કે, "સ્ત્રી જાતિને સ્વતંત્ર યજ્ઞ, વ્રત કે ઉપવાસ નથી; સ્વામીની શુશ્રુષા—સેવા ચાકરી કર્યાથી જ તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. જે સ્ત્રી પોતાનો સ્વામી જીવતો હોય તે છતાં ઉપવાસ અને વ્રત કરે છે તે સ્વામીના આયુષ્યને હરણ કરે છે—

આવરદા ઓછો કરે છે—અને નરકમાં જાય છે." વળી બીજે એક સ્થળે એવું લખ્યું છે કે, "ઘર બાંધીને તેમાં વસવું તે સુખને માટે, અને તે સુખનું મૂળ પત્ની જ છે. એ પત્ની સારી જ્ઞાનવાન એટલે બધી વાતની જાણકાર, વિનયવતી એટલે નમ્રતાવાળી અને સ્વામીને વંશ વર્તનારી એટલે પતિની ઇચ્છા પ્રમાણે ચાલનારી હોવાની ખરેખરી જરૂર છે. સ્ત્રી જો સર્વદા—હમેશાં ખિન્ન એટલે નાખુશ રહેતી હોય અથવા જો ધણીધણિઆણી બંનેનાં મન એક ના હોય તો તેના કરતાં વધારે દુઃખ બીજું કશું એ નથી."

બેન ! પતિ જ પત્નીની એક માત્ર ગતિ અને અવલંબન એટલે આધાર છે તથા પતિની પ્રીતિ એ જ તેના સુખ સૌભાગ્યનું મૂળ છે, એ વાત શાસ્ત્રનાં વચનોથી સમજાવવાની જરૂર નથી; કારણ કે સંસારમાં એવી સ્ત્રી કોણ છે કે જે પતિની પ્રીતિ મેળવવાની ઇચ્છા ના કરે ? પતિની પ્રીતિરૂપ સૌભાગ્ય પામવાને કયી સ્ત્રીની ઇચ્છા ના હોય ? તેટલા માટે કેવા ઉપાયથી અથવા કેવી રીતનું વ્રત આચરવાથી એવું સૌભાગ્ય મેળવી શકાય તે જ મારે વર્ણન કરવાનો વિષય અને તે જ પતિના પ્રત્યે પત્નીનું કર્ત્તવ્ય છે. જેના સુખે સુખ, દુઃખે દુઃખ, જીવને જીવન અને જેના અભાવે એટલે જેના વિના જીવતાં મુવાં જેવાં થવું પડે તેવા જીવનના એક માત્ર આધાર અને આશ્રય પતિના પ્રત્યે કર્ત્તવ્યની કોઈ મુકરર હદ કે સંખ્યા—ગણતરી કરી શકાય નહિ. તોપણ સાધારણ ભાવે તે સંબંધી કેટલીક વાત તને કહેવા ચાહુંછું, અને આશા રાખુંછું કે મારા કહેવા ઉપર નજર રાખીને ચાલ્યાથી તું તારા પતિની પ્રીતિથી કદિ વંચિત થઈશ નહિ, મતલબ કે મારી શિખામણ પ્રમાણે ચાલ્યાથી હમેશાં તું તારા પતિની પ્રીતિવાળી રહીશ.

૧. પતિને પ્રિય લાગે તેવાં કાર્ય કરવામાં તથા તેની પ્રીતિ સંપાદન કરવામાં—મેળવવામાં સદા પ્રયત્ન કરતી રહેજે. જે કાર્ય તેને પ્રિય હોય અને જે કર્યાથી તે સુખી થાય, તે સાધુ એટલે દોષ વિનાનાં અને સત્કર્મ હોય તો કરવાને તારાથી બની શકે ત્યાં સુધી ઉપાય અને યત્ન કરજે. તે ધંધારોજગારથી થાકીને બહારથી ઘેર આવે ત્યારે તારૂં હસતું વદન—મુખ, મધુર સંબોધન એટલે ભલે પધાર્યા વગેરે મીઠાં વચનોથી આવકાર, અને થાક ઉતારવાને ઉપયોગી સાહિત્યોની ગોઠવણ જોઇને પરિશ્રમનો કલેશ જેથી કરીને ભૂલી જઈ શકે, એ પ્રમાણે કરવાને તારે સતત—હમેશાં તત્પર રહેવું. કદી કોઈ કારણસર તે અસંતુષ્ટ વા વિરક્ત થઇને એટલે નાખુશ અથવા ઉતારી નાંખેલા મનવાળા થઇને કાંઈ વાત કહે તો તે વખતે તારે ચૂપ જ રહેવું. તારે હાથે જ રસોઈ તૈયાર કરવી અને પીરસવી. અને જો તમારી અવસ્થા પ્રમાણે કશી અડચણ ના હોય તો વિશુદ્ધ સંગીત—નિર્મળ મધુર ગાયન ગાઇને અથવા સત્પ્રસંગ એટલે સારી મીઠી વાતચીત કરીને સ્વામીના વિશ્રામ-સુખ--વર્દ્ધનને માટે એટલે તે સુખથી આરામ લેઈ શકે તેને સારૂ તજવીજ કરતી રહેજે.

૨. ઉગ્રતા એટલે ક્રોધી સ્વભાવ એ પુરૂષના હૃદયનો સ્વાભાવિક ધર્મ છે; તેથી નારી હૃદયની કોમળતા વડે એવી ઉગ્રતાની શમતા—શાંતિ કરવી જોઇએ. સ્વામી કોઈ કારણથી કઠોરપણે વર્તે, કિંવા રાગાંધ થઇને એટલે ખૂબ ક્રોધે ભરાઇને તિરસ્કાર કરે, તો તેનો બદલો વાળવાને સામો ક્રોધ નહિ કરતાં મુંગે મ્હોડે અને નરમાશ રાખીને તે વખતે બધું સહન કરવું. સહિષ્ણુતા એટલે સહન કરવાપણું એ નારી હૃદયનો એક પ્રધાન—મુખ્ય ગુણ છે. પૃથ્વીનો સહ—

સહન કરવાનો ગુણ છે તેથી કરીને જેમ જગત્‌ના સર્વ પદાર્થ તેને અવલંબન કરીને રહ્યા છે, તેજ પ્રમાણે નારી–હૃદયમાં સહ્ય ગુણ છે તેથી જ સંસારની અંદર સ્વામી, પુત્ર, કન્યા વગેરે પરિવારનાં સર્વ મનુષ્યો ગૃહિણીને અવલંબન કરીને રહે છે. જે રમણી એ ગુણ વિનાની હોય, તે સ્વામીનું સૌભાગ્ય મેળવવામાં નિશ્ચય અસમર્થ રહેવાની. એ વિષે એક વાત તને કહું છું તે સાંભળ.

કોઈ એક પરિવારમાં સદા વિવાદ કલહ—કલેશ કંકાશ થતો હતો. સ્વામી બહારથી ઘેર આવતાં વેંત જ સ્ત્રીને નાના પ્રકારના તિરસ્કાર અને અપમાન કરતો, તેમ સ્ત્રી પણ તેનાથી બની શકતો બદલો વાળવાને બાકી રાખતી નહિ; તેથી એક પળ વાર પણ એમના ઘરમાં ધણી ધણિયાણીનો કંકાસ નરમ પડતો નહિ. એ પ્રમાણે એમના ઘરમાંથી સુખ શાન્તિ લોપ થઈ ગયાં. પછી એવા વિવાદ અને કંકાસથી કાયર અને લાચાર થઇને આખરે સ્ત્રીએ મંત્રના બળથી સ્વામીને વશ કરી લેવાની વહેમી ઇચ્છા કરી અને તે પાર પાડવાને માટે એક દિવસ એક છુમંતરીઆ જાદુગરની પાસે જઈ ઘરનો કલેશ કંકાસ મટે તેવો ઇલાજ કરવાને કરગરવા લાગી. એ જાદુગરના મંત્રના બળથી પોતાનો સ્વામી જરૂર વશ થશે એવો તે સ્ત્રીને ખરેખરો વિશ્વાસ હતો. તેમ તે જાદુગરે પણ તમામ હકીકત બરાબર જાણી લેઇને, તેનો વિશ્વાસ ટકાવી રાખવાને માટે જ એક પવાલું ભરીને પાણી મંત્રી આપ્યું અને કહ્યું કે, “ તારો સ્વામી ઘેર આવતાં વેંત જ આ પવાલું મ્હોડે માંડીને તેમાંનું થોડુંક પાણી પીજે અને પછી જયાંસુધી તે નિરાંતે બેશીને ટાઢો પડે નહિ ત્યાંસુધી એ પાણી તારા મ્હોમાં ને મ્હોમાં રાખી મૂકજે. એ પ્રમાણે લાગલાગટ એક અડવાડિયા સુધી બરોબર નિયમ પ્રમાણે ચાલ્યાથી

તારો સ્વામી તારે વશ થશે અને પછી વિવાદ કે કલેશ કંકાસ કશું એ રહેશે નહિ." જાદુગરની આવી સલાહ અને પેલા મંત્રેલા પાણીનું પવાલું લેઇને તે સ્ત્રી ઘેર ગઈ અને તેણે (જાદુગરે) કહ્યા પ્રમાણે બરાબર એક અઠવાડિયા સુધી મ્હોં બંધ રાખીને સ્વામીનું સઘળું કહેવું ચુપચુપ સહન કર્યા કર્યું. પછી તેની એવી સહનશીળતા જોઇને તેના કઠોર સ્વભાવના સ્વામીને પણ પોતાનો સ્વભાવ અને રીતભાત ફેરવવાની જરૂર પડી, અને એવી રીતે તેમના ક્લેશ કંકાસથી ભરપૂર અશાન્તિવાળા ઘરમાં શાન્તિ વિરાજવા લાગી. આવા કારણથી જ લોકો કહે છે કે, "જે સહે તે રહે."

૩. સ્ત્રીનું એક બીજું નામ સહધર્મિણી છે. દક્ષસંહિતામાં લખ્યું છે કે, જે નિર્દોષી અને પતિની સાથે એક સરખા ધર્માચરણવાળી હોય, તે જ ધર્મપત્ની થવાને યોગ્ય છે. સ્વામીના ધર્મથી ધર્મ-લાભ અને પાપથી પાપનો સંચય થાય છે. તેમ જ સ્વામી સ્ત્રી પરસ્પર પરસ્પરના પાપ પુણ્યનાં અંશી એટલે ભાગીદાર છે. તેટલા માટે ધર્મ કર્મ કરવાની અંદર સ્વામીને ઉત્સાહ આપવો અને સહાય કરવી અને પાપને રસ્તે ચડતાં તેને અટકાવવો—વારવો એ સ્ત્રીનું એક મુખ્ય કર્ત્તવ્ય છે. સત્કાર્ય કરવાને સ્વામીને ઉત્તેજિત કરવામાં એટલે તેનો ઉત્સાહ વધારવામાં સ્ત્રીની અદ્વિતીય શક્તિ અને ફરજ છે. જે સ્ત્રી એ પ્રમાણે નહિ કરતાં કેવળ સ્વામીને આત્મ—સુખમાં એટલે મનની મોજમાં રચ્યો પચ્યો જોઇને હેતભાવ દેખાડ્યા કરે તે સહધર્મિણીના નામને યોગ્ય નથી. મનુષ્ય--હૃદયનું ગૌરવ એટલે મોટાઈ અથવા શોભા પરમાર્થપરતામાં એટલે બીજાનું કલ્યાણ થાય તેવાં કાર્ય કરવામાં છે. જે હૃદય બીજાના દુઃખથી ગળગળું થાય નહિ, બીજાને માટે પોતાનું સુખ છોડી દેવાને સમર્થ નથી,

તે હૃદયને નીચ સમજવું; એનામાં અને પશુના હૃદયમાં કશો તફાવત નથી. પરંતુ દુઃખની વાત છે કે, શિક્ષાના અભાવે અને સ્વાર્થીપણાના દોષે , નારીઓનાં હૃદય પાષાણમય એટલે પત્થર જેવાં થઈ ગયાં છે. અધિકાંશ એટલે ઘણીખરી રમણીઓ સ્વાર્થાંધ--છેક સ્વાર્થી જણાય છે. તેઓ પોતે જાતે બીજાનું દુઃખ દૂર કરે અને સુખ વધારવાના ઉપાય યોજે એ વાત તો દૂર રહી, પણ ઉલટી અનેક સત્કર્મી સાધુ પુરૂષો જે સારાં કામ કરતા હોય તેમાં ઘણી ઘણી જાતની અડચણો ઊભી કરતી રહે છે.

એવું જોવામાં આવ્યું છે કે જે પુરૂષો વિવાહ થયાની પહેલાં બીજાનાં દુઃખ દૂર કરવાને અને સ્વદેશનું કલ્યાણ થાય તેવાં કાર્ય કરવાને પ્રાણપણે પ્રયત્ન કરતા હતા, તેઓના એ સઘળા સદ્ગુણ વિવાહ થયા પછી એટલે લગ્ન કરીને સ્ત્રીની સાથે રહેતા થયા પછી ધીમે ધીમે નાશ પામતા જાય છે. સ્વાર્થમાં આંધળી થઈ ગયેલી સ્ત્રીઓ સ્વામીનું સર્વસ્વ ગ્રાસ કરી શક્યાથી એટલે તેના સર્વ સદ્ગુણોનું સત્યાનાશ વાળી પોતાના જ ધાર્યા પ્રમાણે ચલાવી શક્યાથી જાણે સુખી થાય છે. પણ બેન લક્ષ્મી ! એવી નીચ મનની પુણ્યના માર્ગમાં કાંટા જેવી સ્ત્રીઓનું નરકમાં પણ ઠેકાણું થશે કે નહિ એ સંદેહ છે. તેટલા માટે જેથી કરીને તારા સ્વામીની શુભ કામ કરવાની પ્રવૃત્તિ નાશ પામી નહિ જતાં ઉલટી તારા તરફની ઉત્તેજનાથી વધારે વિકસિત થઈ શકે એટલે ખીલી નીકળે, તેની જ તારાથી બની શકતા સર્વ પ્રયત્ન કરીને તજવીજ કરતી રહેજે. કદાપિ કોઈ પણ કારણથી તે પાપને રસ્તે ચઢી જાય તો તારા પોતાના સદ્દૃષ્ટાન્તથી અને હેત પ્રીતિવડે તેને એવા કુમાર્ગથી પાછો વાળી ઠેકાણે લાવજે. તે જ ઘર સ્વર્ગ છે, કે જે ઘરમાં સ્વામી-સ્ત્રી બંને પરસ્પર ધર્મના

કામમાં સહાયતા કરનારાં અને સહચર એટલે સાથે સાથે એક જ માર્ગે ચાલનારાં છે.

૪. અલંકારપ્રિયતા એટલે ઘરેણાં ગાંઠા પહેરવાની અભિલાષા એ આજકાલ રમણીઓમાં એક વિશેષ રોગ થઈ પડ્યો છે. વસ્ત્ર ભૂષણથી એટલે સારાં લૂગડાં ઘરેણાં પહેરીને સુશોભિત બન્યાથી સૌન્દર્યની વૃદ્ધિ થાય છે એ વાત ખરી છે; પરંતુ એવું સૌન્દર્ય વધારવાનું વાસ્તવિક કારણ શું છે તેનો ઘણીખરી સ્ત્રીઓ વિચાર કરી જોતી નથી. પતિને સંતોષ પમાડવો એ જ એવાં લૂગડાં ઘરેણાં પહેરવાનો એક માત્ર ઉદ્દેશ-હેતુ-છે. અને તેટલા માટે જ પૂર્વકાળની આર્યરમણીઓ સ્વામીની આજ્ઞાને અનુસરીને વિચિત્ર વસ્ત્રાલંકાર પહેરતી હતી; પરંતુ સ્વામી દૂર દેશ જાય કે બીજા ગમે તે કારણસર ઘેર ના હોય ત્યારે એવાં વસ્ત્રાલંકારનો તેઓ પરિત્યાગ કરતી એટલે પહેરતી નહોતી. મતલબ કે પોતે પોતાનું સુંદરપણું જોવાને માટે ઘરેણાં ગાંઠાંની કશી જરૂર નથી. સ્વામીએ સ્ત્રીને અને સ્ત્રીએ સ્વામીને સુંદર જોવાની ઇચ્છા સ્વાભાવિક છે, અને એ ઇચ્છાને વશ થઇને એક બીજાને અનેક પ્રકારે શણગારવાના ઉપાય કર્યા કરે છે; તેથી જો ખરેખરા નિર્મળ પ્રેમનો અભાવ-ખોટ-ના હોય તો પુરૂષો અવશ્યે કરીને પોતપોતાની શક્તિ પ્રમાણે પોતાની સ્ત્રીઓને નાના પ્રકારનાં વસ્ત્રાલંકારથી સુશોભિત કરવામાં કાંઈ કસર રાખે નહિ. એવી અવસ્થામાં લૂગડાં ઘરેણાંને માટે સ્વામીને આગ્રહ કરવો અથવા કાયર કરવાની તજવીજ કરવી એ અસ્વાભાવિક અને અધર્મ છે.

પરંતુ દુઃખની વાત છે કે આજકાલ પતિના મનને તૃપ્ત કરવું અને સંતોષ પમાડવો એ ઘરેણાં ગાંઠાં પહેરવાનો ઉદ્દેશ રહ્યો નથી. પણ બીજાની આગળ મોટાં થવાની ઇચ્છા, અને પોતાનાં ધનસંપ-

સિની વડાઈ દેખાડવી અને ગર્વ—અભિમાન કરવો, એ જ ઘરેણાં ગાંઠાં પહેરવાનો મોટામાં મોટો ઉદ્દેશ થઈ પડ્યો છે. વળી કોઇ કોઇ ઠેકાણાની સ્ત્રીઓ તો સગાંવહાલાં કે ઓળખાણ પિછાનવાળાંને મળવા જાય છે ત્યારે પોતાનાં ઘરેણાં મૂકવાના દાબડા સુદ્ધાં સાથે લેઇ જતાં પણ શરમાતી નથી. જે ઘરેણાં બે ત્રણ જાતનાં હોય અથવા જે પહેરવાની જગ્યા ના હોય, તે પેટીમાં મૂકી છાંડવાં પડ્યાથી જ્યાં ગયાં હોય ત્યાં દાબડો ખોલીને એવાં ઘરેણાં બધાંને બતાવી શકાય એટલા માટે જ તેઓ એમ દાબડો સાથે લેઇને જાય છે. કોઇએક કવિએ બરાબર કહ્યું છે કે, "અહંકાર શબ્દમાંના 'હ' ને ઠેકાણે 'લ' કરીને 'અલંકાર' શબ્દની રચના કરેલી છે."

આજકાલ અનેક સ્ત્રીઓ ધણીનો ટોટો પીશીને, તેમના ઉપર આધાર રાખતાં સગાંવહાલાં અને કુટુંબ પરિવારનાં બીજાં માણસોને જે મદદ કરવામાં આવતી હોય તે બંધ કરાવી દેઈને અને પેટનાં છોકરાંને પણ પૂરું ખાવા પીવાનું આપવામાં કંજુસાઈ કરીને પણ, લૂગડાંલત્તાં અને ઘરેણાં ગાંઠાંને માટે પૈસા એકઠા કરીને સંઘરી રાખવામાં જરાએ અચકાતી નથી. વસ્ત્રાલંકાર કરાવવાની અને પહેરવાની સ્ત્રીઓની એવી હઠથી બચનાં માર્યા ઘણાક પુરૂષોને અનેક સમયે પરદેશમાં જઇ રહેવાની જરૂર પડી છે. અને ઘણુંખરું એવા જ કારણને લીધે અનેક સ્વામીઓ પોતાની અર્ધાંગનાનું હસતું—મલકાતું—મ્હો જોવાને ભાગ્યશાળી થતા નથી. અરે! એટલેથી જ કાંઈ પતતું નથી; પણ કહેતાં બહુ જ શરમ લાગે છે કે, થોડાં વરસ ઉપર જ એક જુવાન પુરૂષ તેની સ્ત્રીના હુકમ પ્રમાણે ઘરેણાં ઘડાવી આપવાને અશક્ત થઈ પડ્યાથી સ્ત્રીએ તેનો એટલો બધો તિરસ્કાર કર્યો કે તેનું દુઃખ તે બિચારા પુરૂષનાથી સહન થઇ શક્યું નહિ

અને તેથી કંટાળી જઇને તેણે આત્મહત્યાનો ઉપાય યોજીને તે દ્વારાએ એવી અલંકારપ્રિય સ્ત્રીના કઠોર હાથમાંથી પોતાનો છૂટકારો કર્યો હતો. એ માઠા બનાવની હકીકત સંક્ષેપમાં તને કહી સંભળાવું છું તે સાંભળ.

"કલકત્તાની પાસેના કોઇ એક ગામનો રહેવાસી એક ઉચ્ચ કુળનો જુવાન માણસ દર માસે પચીસ રૂપિઆના પગારથી કારકુનની નોકરી કરતો હતો. સંસારની અંદર તેને પાંચ છ જણનાં પેટ ભરવાનાં હતાં, પણ પગાર સિવાય બીજી કોઈ પણ રીતથી એક પાઈનો પણ બીજો પેદાશ થઈ શકે તેવું નહોતું. તેથી કરીને તે આખા દિવસમાં માત્ર એક વાર આહાર કરીને માસિક પાંચ છ રૂપિઆમાં મહા કષ્ટથી પોતાની જાતનું ખરચ ચલાવતો અને બાકીના રૂપિઆથી જેમ તેમ કરીને સંસાર વ્યવહારના ખરચ ખુટણનો નિર્વાહ કરતો હતો. પછી વરસ આખરે દેવી પૂજાના વખતે બાર દિવસની રજા મળી, તે વખતે પુત્ર પુત્રીઓને માટે સાધારણ રીતનાં થોડાંક લૂગડાં લત્તાં વગેરે લેઇને તે ઘેર ગયો પરંતુ ઘણા દિવસ થયાં તેની સ્ત્રી જે એક ઘરેણાની જણુસને માટે ફરમાસ કર્યા કરતી હતી, તે જણુસ પૈસા પાસે નહિ હોવાને લીધે તે 'હતુભાગ્ય-અભાગિયા-સ્વામીનાથી વેચાતી લેઇ શકાઇ નહોતી, એ તેનો અપરાધ થયો હતો ! એવો અન્યાય તેની ગૃહિણીનાથી સહન થઇ શકયો નહિ;' તેથી તે બાઈસાહેબ જેમ આવડયું તેમ નહિ બોલવાના બોલ બોલીને તેનો તિરસ્કાર કરવા લાગી. તેમાં તે એક વાકય એવું બોલી કે, "સ્ત્રીને ખવરાવવા પીવડાવવા અને ઓઢાડવા પહેરાવવાને શક્તિ વગરનો સ્વામી હોય તે કરતાં તો તે ના હોય તે જ સારૂં." એ કર્કશાએ જે જે મેણાં ટૂણાં માર્યાં હતાં અને ગાળભેળ વગેરેથી બીજો ઘણોક તિરસ્કાર કરીને જે જે વચનો

કહ્યાં હતાં, તેમાંનાં ઉપર કહેલાં વાક્યથી તે જુવાન પુરૂષનું હૃદય ભેદાઇ ગયું. અને તેથી તેના મનને જે દુઃખ થઈ આવ્યું તે શમાવી નહિ શકાયાથી તેને આત્મહત્યા કરવાની જરૂર પડી."

અરેરે! અનુચિત અલંકારપ્રિયતા આ પ્રમાણે કેટલા સ્વામીઓનાં મૃત્યુનું કારણ થતી હશે તેની ગણતરી કોણ કરી શકે? બેન લક્ષ્મી! નારીના હૃદયના સદ્‌ગુણ એ જ તેના અલંકાર એટલે ઘરેણાં ગાંઠાં અને પતિ એ જ તેનું સર્વથી શ્રેષ્ઠ ભૂષણ છે. તેટલા માટે તું કદી પણ તારા સ્વામીની આગળ ઘરેણાંગાંઠાં ઘડાવવાની માગણી કરીશ નહિ. જો તેનાથી બની શકે તેમ હશે તો તે પોતે જ તારા વગર માગ્યે તને આણી આપશે. જે સ્ત્રી હમેશાં આ લાવો, પેલું લાવો, ફલાણું કરાવો, ઢીંકણું ઘડાવો, એમ કહી કહીને સ્વામીને કંટાળો ઉપજાવે છે, તે સ્ત્રી કોઈ પણ દિવસ તેના સ્વામીનો પ્રકૃત પ્રણય મેળવવાને સમર્થ થઈ શકતી નથી.

૫. બે હૃદયોનું સંમિલન અને એકીકરણ એ જ દામ્પત્ય પ્રણયનું બંધન છે. લગ્નક્રિયા વખતે જે સકળ મંત્ર બોલવામાં આવે છે એટલે પ્રતિજ્ઞા કરવામાં આવે છે, તે પ્રતિજ્ઞાની અંદર "તારૂં હૃદય મારૂં થાઓ, મારૂં હૃદય તારૂં થાઓ, અને બંને હૃદય એકત્ર થઇને ઇશ્વરનાં થાઓ." આવી મહત્ ભાવપૂર્ણ વાત પણ બોલવામાં આવે છે. પરંતુ દુઃખની વાત છે કે સંસારની અંદર એ પ્રમાણેનો હૃદયનો પ્રકૃત વિનિમય—અદલો બદલો—જવલ્લે જ જોવામાં આવે છે. સ્ત્રી જ્યારે પોતાના સ્વામીની આગળ અકપટ હૃદયથી મનના સઘળા ભાવ પ્રકાશિત કરી શકે નહિ, હૃદયરૂપી ઘરનાં કમાડ જ્યારે સંપૂર્ણ રીતે ઉન્મુક્ત—ખુલ્લાં—ના રાખે અને પોતીના કરતાં પણ સ્વામીને અધિકતર વિશ્વાસને પાત્ર સમજીને અતિ ગોપનીય—છેક છાની—સર્વ વાતો ના

કહે, ત્યારે તું નિશ્ચય કરીને જાણુજે કે, એવાં સ્વામી-સ્ત્રીનામાં કદી પણ પ્રકૃત પ્રણય જન્મ પામતો નથી. ખરેખરા અકપટ નિર્મળ પ્રેમની આગળ લજ્જા, ભય, આશંકા, એમાંનું કશું સ્થાન પામતું નથી એટલે રહી શકતું નથી.

નારીના હૃદયની અંદર સરલતા ગુણનો અભાવ હોય એટલે સરલતા ના હોય તો તેના બીજા સંકડો જાતના સદ્‌ગુણ પણ સ્વામીનો પ્રેમભાવ આકર્ષણ કરવાને સમર્થ થાય નહિ. પંડિત પુરૂષોએ એવો ઉપદેશ કરેલો છે કે, જે સ્ત્રીના હૃદયમાં કપટ હોય તેવી સ્ત્રીને "**विषकुम्भपयोमुख**" (એટલે આખો ઘડો તો ઝેરથી ભરેલો પણ માત્ર તેના મ્હોડાપર દૂધ હોય તેવી) સમજીને તેનો ત્યાગ કરવો. તેટલા માટે કોઈ પણ દિવસ તારા સ્વામીની આગળ કશીએ વાત છુપાવી રાખીશ નહિ. કોઈ ગુરૂતર એટલે અત્યંત ભારે અપરાધનું કામ કરીને પણ જો સરલ હૃદયથી તે અપરાધની વાત સ્વામીને જણાવી દેઈને ક્ષમા કરવાને પ્રાર્થના કરવામાં આવે તો તે જરૂર ક્ષમા કરશે જ. પરંતુ કોઈ પણ કારણથી તારી સરળતાને માટે એક વાર પણ તારા સ્વામીને સંદેહ ઉત્પન્ન થયો, તો પછી તેનાં વિષમય ફળ આખી જીંદગી સુધી તારે ભોગવવાં પડશે. તેટલા માટે કહું છું કે, સદા સર્વદા એવી રીતે સતર્ક અને સાવધાનીથી રહેજે કે જેથી કરીને કદીએ કોઇ પણ કારણથી તારી સરળતાને માટે તારા સ્વામીને સંદેહ કે અવિશ્વાસ ઉત્પન્ન થઈ શકે નહિ.

૬. આ સંસારની અંદર સર્વ લોકોની અવસ્થા કાંઈ એક સરખી નથી. તેમ જ ઘણુંખરૂં કોઇ પણ માણસની જીંદગીનો સઘળો સમય પણ એકની એક હાલતમાં ગુજરતો જોવામાં આવતો નથી.

જીવતરની અંદર સુખ અને દુઃખ ભેળાયલું જ રહે છે; તેથી કરીને જે માણસ પોતાની જે હાલત હોય તે અવસ્થામાં સંતોષ રાખીને ના રહે તો તેણે સંસારની અંદર સુખની આશા રાખવી એ મિથ્યા છે. સ્વામીને કાંઈ વિપત્તિ આવી પડે તે વખતે તેને ધીરજ અને હિંમત આપવી, શોકના સમયમાં દિલાસો દેઇને તેને મન વળાવવું, અને દુઃખમાં ભાગ કરીને તેના દુઃખનો ભાર બને તેટલો ઓછો કરાવવો. એ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય છે. મનુજીએ કહ્યું છે કે, "દૈવ-દોષથી કદાપિ સ્વામી દરિદ્રી કે વ્યાધિયુક્ત એટલે રોગિષ્ટ હોય તેથી કરીને જે સ્ત્રી તેનો અનાદર કરે તે પુનઃ પુનઃ એટલે ફરી ફરીને કૂતરી, ભૂંડણી અને ગરધણ થઇને અવતર્યા કરે છે." જે પુરૂષ મહા ઘોર વિપત્તિની અંદર ફસાઈ ગયેલો હોવા છતાં પણ તેની સ્ત્રી તેના દુઃખની ભાગિયણ થઇને તેને હિંમત અને ધીરજ દેતી રહે છે, તે પુરૂષની વિપત્તિ લાંબા કાળ સુધી પહોંચી શકતી નથી. અને વાસ્તવિક રીતે જોતાં પણ જે વિપત્તિની અંદર સહાય કરનાર અને સહચર એટલે સાથે જ રહીને દુઃખમાં ભાગ કરનાર હોય, તે જ પ્રકૃત બંધુ એટલે ખરેખરો ઇષ્ટમિત્ર છે એમ સમજવું.

જ્યારે રામચંદ્રને વનમાં જવાનું ઠર્યું ત્યારે સીતાજી પણ જરાએ નાખુશ થયા વિના તેમની સાથે ગયાં. એમ નહિ કરવાને માટે રામચંદ્રે વનવાસનાં દુઃખોની ઘણી ઘણી વાતો તેને કહી સંભળાવીને તેનો નિશ્ચય ફેરવાવી સાથે આવતી અટકાવવાને ફરી ફરીને ઘણોક ઉપદેશ કર્યો; તેના ઉત્તરમાં સીતાજીએ જે વચનો કહ્યાં હતાં તે અવશ્યે વાંચવા અને વિચાર કરવા યોગ્ય છે. તેણે કહ્યું કે, "નાથ ! જો હું વિપત્તિની વેળામાં તમારી સંગી થઈ શકી નહિ, તો પછી મારા આ સુખચેનમાં મજા મારતા જીવતરનું પ્રયોજન

શું છે ? અને હું જો તમારી સાથે નહિ હોઊં, તો વનવગડામાં ભ્રમણ કર્યાથી જ્યારે તમે થાકી જશો ત્યારે તમારી આસનાવાસના કોણ કરશે અને તમારી ભુખના વખતે ભોજન અને તરશના વખતે પાણી પણ કોણ આણીને આગળ મૂકશે ? ઈત્યાદિ. વળી જો કે આવી રીતે તે સ્વામી–સ્ત્રી વનવાસમાં જઈ રહ્યાં હતાં તે છતાં પણ તેઓ અસુખી એટલે દુઃખી નહોતાં. પંચવટીના વનમાં સરમાદેવીની આગળ વનવાસના વૃત્તાન્તનું વર્ણન કરવાના બહાને સીતાએ જે સુખની વાત કરી હતી, તે સાંભળીને, એવું સુખ મેળવવાને માટે આ સામાન્ય સંસારના સુખનો ત્યાગ કરીને વનવાસી થવાની ઈચ્છા કોને ના થાય ?

ધન સંપત્તિ વગેરેની સાથે પ્રકૃત સુખને કશો પણ સંબંધ નથી, તે વિષેની એક વાત આ પ્રસંગે તને કહી સંભળાવું છું તે સાંભળ. કોઈએક ધનવાન વેપારીનો પુત્ર બાપદાદાના પૈસાટકા અને માલમિલ્કતનો અધિકારી થઈ વેપાર રોજગાર કરીને જીંદગી ગુજારતો હતો, પરંતુ કોઈ દૈવયોગે નશિબ ઉલટાઈ ગયાથી તેના પુષ્કળ પૈસા લોકમાં ધલાઈ ગયા અને તેને દેવાળું કાઢવું પડયું. વળી આવો દુર્દશાનો બનાવ તેનું લગ્ન થયા પછી બહુ થોડા વખતમાં જ બન્યો હતો, તેથી કરીને તે પોતાને અધિકતર વિપત્તિવાળો માનવા લાગ્યો, અને એવી માઠી ખબર તેની તરતની પરણેલી સ્ત્રીનાથી છાની રાખવી એ અવશ્યનું છે એમ સમજીને તેણે પોતાની ચાલતી આવેલી અવસ્થામાં એકદમ કશો ફેરફાર કર્યો નહિ. ખાનપાન અને વૈભવની અવસ્થા દેવાળું કાઢયા પહેલેથી જેમ ચાલતી હતી તેમની તેમ ચાલતી રાખી. ધન સંપત્તિનો નાશ થયો છે ને દેવાળું કાઢયું છે એ વાત જો તુરતની પરણેલી સ્ત્રીના જાણ્યામાં આવશે તો પછી મારા

ઉપરથી તેનો સ્નેહભાવ ઉતરી જશે, એવી ચિંતામાં ને ચિંતામાં તેની ભુખ અને ઊંઘ ઊડી ગઈ. અને તેથી કરીને રહેતે રહેતે તેનું શરીર સૂકાઇને સોટા જેવું થવા લાગ્યું તથા મ્હો છેક લેવાતું ગયું. પછી એક દિવસ તે જ સ્ત્રીએ તેનું શરીર બગડવાનું કારણ તેને પૂછ્યું અને ઘણી હઠ કર્યાથી જ્યારે તેને પોતાના મનની અંદરની બધી છુપી વાત જેવી હતી તેવી ખરેખરી કહી દેવી પડી, ત્યારે તે સ્ત્રી બધો ભેદ સમજી જઇને મલકાતા મ્હોડે બોલી કે, "નાથ! પ્રેમના સંબંધમાં તમારા આવા સાંકડા વિચાર જાણીને મારૂં હૃદય ભેદાઇ જાય છે, નહિતો ધન સંપત્તિને માટે તો હું જરા પણ દુઃખિત કે ચિંતાતુર નથી. હાલને હાલ હું આપણા સંસાર વ્યવહારનો સઘળો બંદોબસ્ત કરી નાંખું છું. ધન સંપત્તિ કાંઈ સદાકાળ રહેતી નથી. એટલું જ નહિ પણ પ્રકૃત પ્રણય અને સુખને એવી ચલાયમાન ધન સંપત્તિની સાથે કશો પણ સંબંધ નથી."

આટલું કહ્યા પછી તેણે સ્વામીની સાથે રહીને પહેલાંના વૈભવવાળા ઘરખટલાનો લગભગ સઘળો સરસામાન વેચી દીધો, દાસ દાસીઓને એકે એકે રજા આપી, અને છેવટે બહુ ભારે કિંમતની હવેલી પણ વેચી નાંખી. પછી શેહેરનો ત્યાગ કરીને એક ગામડામાં જઈ ત્યાં એક સાધારણ ઘર રાખી લઇને પરમ સુખથી વસવા લાગ્યાં. એક વાજું જે તેના સ્વામીને અત્યંત પ્રિય હતું તે સિવાયની તેમના ઘરખટલામાંની બીજી કોઈ પણ મૂલ્યવાન વસ્તુ વેચ્યા વગરની રહી નહોતી. આ પ્રમાણે સઘળો સંસાર વ્યવહાર પોતાની નવી સ્થિતિને પરવડતો આવે તેવી રીતે ફેરવી નાંખીને પછી તે દિવસથી તે સ્ત્રી ઘરખટલાનું સઘળું કામકાજ પોતાને હાથે જ ખુશીની સાથે કરવા લાગી. એમ થયાથી તે ધણી ધણિયાણીનો

પ્રેમ દિનપરદિન બહુ ગાઢો થતો ગયો અને સુખ શાન્તિ તેમના સંસારની અંદર સ્થિર થઇને રહ્યાં. તેટલા માટે બેન ! સ્વામીની અવસ્થામાં કદાપિ ફેરફાર થઈ જાય અથવા બીજાની સાથે સરખામણીમાં કદાપિ દીન દશા દેખાય, તો તેથી કરીને કદી પણ અસંતોષ જણાવવો નહિ. પણ ઉલટું જેથી તે પોતાની જે અવસ્થા હોય તેને જ સુખની અવસ્થા સમજીને સુખી થઈ શકે તેવા ઉપાય નિરંતર યોજતાં રહેવું જોઇએ.

૭. વળી કેટલીક સ્ત્રીઓ એવી છે કે જેમનામાં અભિમાનનું જોર અત્યંત જોવામાં આવે છે. તેઓ વાતે વાતમાં પોતાનું અપમાન થઈ ગયું માનીને અધીરી થઈ પડે છે. એવા પ્રકારની સ્ત્રીઓ તેમના સ્વામીને લાડકવાયા છોકરાના જેવા જોવાને બહુ જ ચાહના રાખે છે. મ્હોડાના આદરભાવથી તેમને અત્યંત સંતોષ થાય છે. પાન પરથી ચૂનો લુસાઇ જવામાં પણ તેઓ પ્રેમનો અભાવ–ટોટો જોઈ શકે છે, સહેજસાજ કારણથી પણ આંખોમાં આંસુ લાવી દેઇ તે આંસુ લુછી લુછીને સાળુનો છેડો ભીંજાવી દે છે, અને દરેક વાતની અંદર હુંપદ અને અભિમાન આણીને આદરભાવ વધરાવવાનો પ્રયત્ન કરે છે. આવી સ્ત્રીઓ પતિને ગણી જવાની એટલે તેના કરતાં પોતાને ચડિઆતી સમજી વશમાં રાખીને બકરી જેવો બનાવી ચલાવવાની ચતુરાઇ ચલાવ્યા કરે છે. તેમને એવો વિશ્વાસ હોય છે કે, સ્વામીનાં ધન, માન, વિદ્યા, બુદ્ધિ જે કાંઈ હોય તે સર્વ જાણે તેમનાં એકલીઓનાં જ, તેના ઉપર બીજા કોઇનો પણ કશો એ અધિકાર નથી.

આવી તરલ–મતિ રમણીઓનાં હૃદયમાં ઊંડો પ્રેમ રહી શકતો નથી. કારણકે પ્રકૃત દામ્પત્ય પ્રણય એટલો બધો ઊંડો ઉતરી

જાય છે, કે બહારની બાજૂએ તેનું માત્ર ચિહ્ન સરખુંએ જોઇ શકવું પણ બહુ કઠણ થઇ પડે છે. એવો ઊંડો પ્રેમ સ્વામી* અને સ્ત્રી એ બંનેનાં એકરૂપ થઈ ગયેલાં બે હૃદયોની મધ્યમાં થઇને અન્તઃસલીલા એટલે જમીનની અંદર ગુપ્તભાવે વહેતી નદીના પ્રવાહની પેઠે વહ્યા કરે છે. તેથી ઉપર કહી તેવા પ્રકારની સ્ત્રીઓ સ્વામીના આમોદ પ્રમોદની અંદર સંગી થઇ શકયા છતાં પણ તેઓ પ્રકૃત પ્રણય અને શ્રદ્ધાને પાત્ર થવાને યોગ્ય નથી.

બેન ! એવા પ્રકારની સ્ત્રીઓના દોષથી જ આપણે પુરૂષોના આમોદ પ્રમોદની સામગ્રી અને ક્રીડા કરવાની પુતળી જેવાં બની રહ્યાં છીએ, અને તેથી જ સ્ત્રી જાતિના સમ્માનનો ઘટાડો થયા કરે છે. તેટલા માટે તું કદી પણ પ્રેમની ગંભીરતા—ઊંડાપણું ભૂલી જઇને તરલ મતિ દેખાડી આપીશ નહિ, અને તારો સ્વામી માત્ર તારા એકલીના જ ઉપયોગનો છે, જગત્‌માં બીજા કોઈની સાથે તેનો કશો સંબંધ નથી કે બીજાના પ્રત્યે તેનું કાંઈ કર્તવ્ય છે જ નહિ, એવા આપસ્વાર્થીપણાના એકલપેટા ભાવની કદી પણ મનની અંદર કલ્પના સરખી પણ ના કરીશ. કારણ કે એમ એકલપેટાપણાનો અયોગ્ય ભાવ રાખવો એ જ સંસારના અપ્રણય અને અનેક અનર્થોનું મૂળ છે.

૧૦. બેન લક્ષ્મી ! વાતોમાં ને વાતોમાં મેં અનેક વાતો કહી દીધી, પરંતું જે વાત કહેવાની ઇચ્છા કરીને આવી છું, તે વાતનું તો નામ સરખું પણ દેઈ શકાયું નથી. તે એ છે કે નારી જાતિનું સતીત્વ—સ્ત્રીના જીવનનું સર્વસ્વ અને પતિનું અતિશય આદરનું ધન. એ સતીત્વ અપાર્થિવ છે એટલે આ પૃથ્વી પરનું નથી,* અને તેથી કરીને જ જગત્‌માં તેની પૂજા થાય છે અને સતીઓનાં પુણ્યપવિત્ર

નામ પ્રાતઃસ્મરણીય થઈ રહ્યાં છે. એવો નિયમ જોવામાં આવે છે કે, આ જગતની અંદર જે જેટલું મોટું અને શ્રેષ્ઠ હોય છે, તે જ પાછું તેટલું વિપત્તિથી ભરેલું અને દુર્લભ પણ હોય છે. સતીત્વરૂપી ધનનો અપવ્યવહાર એટલે ખોટો ઉપયોગ કરવો તેનું નામ વ્યભિચાર છે. અથવા બીજી રીતે કહીએ તો સ્વામી અને સ્ત્રી પરસ્પર પરસ્પરને પ્રાપ્ત થયેલા અધિકાર બીજાને આપી દે તેનું નામ વ્યભિચાર કહેવાય. એ વ્યભિચાર શારીરિક, વાચિક અને માનસિક એવા ત્રણ પ્રકારથી થઈ શકે છે. આ સંસારની અંદર મનુષ્યને વિપથગામી કરનારો એટલે ખોટા-ઉલટા માર્ગે ચલવનારો અનંત લાલચો રહેલી છે; તેથી દરેક પગે પગે સાવધાન અને સતર્ક રહેવામાં ના આવે, પ્રથમથી ઠેકાણું નક્કી કર્યા વિના ત્યાં પગ મૂકવામાં આવે, તો આ લોભ લાલચોથી ભરપૂર સંસારની અંદર આત્મરક્ષા કરીને ચાલવું બહુ જ કઠણ થઈ પડે.

બેન ! જ્યારે હું નાની રમતી કૂદતી છોકરી હતી ત્યારે મારાં મોટી મા અને બીજાં ઘરડાં અને ડાહ્યાં મનુષ્યો એમ કહેતાં હતાં કે, "જુવાની એ દીવાની છે." મતલબ કે જુવાનીનો વખત બહુ વિષમ કાળ છે. એ કહેવાતો તે વખતે તો હું માત્ર જેવો તેવો શબ્દાર્થ સમજતી હતી. પરંતુ જ્યારથી મેં જુવાનીમાં પગ મૂક્યો છે એટલે હું જુવાન થઈ છું ત્યારથી મારા સમજવામાં આવ્યું છે કે, ખરેખર "જુવાની એ દીવાની" જ છે. અને તેટલા માટે જ તને કહું છું કે, સતત--નિરંતર—સતર્ક અને સશંકભાવે એટલે એકદમ ઉપર ઉપરના ઠાઠમાઠ કે બોલવાના ભપકાથી અંજાઈ જઈને ઉજળું એટલું દૂધ સમજ્યાની પેઠે અનુકૂળ થઇ નહિ જતાં, મનમાં આશંકા આણીને ગુણદોષની બરાબર પરીક્ષા કર્યા પછી જેમ ઘટે તેમ

કરવાની રીતભાતવાળી થઈ રહેજો; ભૂંડા વિચાર અને પાપકર્મની કલ્પનાઓને એક પળવાર પણ મનની અંદર રહેવા દેઇશ નહિ. ભારે તોફાનને લીધે ઉછળતા અને ગાજતા મોટા મોટા પર્વત જેવા મોજાવાળા સમુદ્રની સપાટી ઉપરની હોડીની પેઠે આપણા આ જીવનરૂપી હોડીના સુકાનને હમેશાં બરાબર પકડી રાખીને અને જેમ ઘટે તેમ ફેરવતાં રહીને ચાલવું જોઇએ.

અત્યંત લોભ અને લાલચોથી ભરેલા આ સંસારની અંદર આત્મરક્ષા એટલે પોતાનાં તન મન વગેરેનું રક્ષણ કરતાં રહીને જીંદગાની સુખરૂપ ગાળવી એ અતિશય કઠણ કામ છે; અને તેટલા જ માટે પ્રાચીન શાસ્ત્રકારોએ અનેક કઠોર નિયમો પાળવાની આજ્ઞા ધર્મશાસ્ત્ર અને નીતિનાં પુસ્તકોમાં લખેલી છે. શાસ્ત્રમાં કરેલી આજ્ઞા પ્રમાણે તો, સ્વામી જ્યારે પરદેશ ગયેલા હોય એટલે ઘર આગળ પોતાની પાસે ના હોય, ત્યારે સ્ત્રીએ વિવાહ વગેરે આનંદ અને ઉત્સવના સમારંભ જોવા નહિ, પોતાનું ઘર છોડીને બીજે કોઇ સ્થળે જવું નહિ, કોઈ પણ પ્રકારના સુગંધી પદાર્થ જેવા કે સુવાસિત ચૂરણો, ચંદન, અત્તર વગેરે શરીરે ચોળવા કે ચર્ચવા નહિ, ભાતભાતનાં સારાં વિચિત્ર વસ્ત્રાલંકાર એટલે લૂગડાંલત્તાં અને ઘરેણાં ગાંઠાં પહેરવાં નહિ, અને પરાયા પુરૂષની સાથે વાતોચીતો કરવી નહિ, એટલું જ નહિ પણ ઘરના બહારના બારણાના ઉમરા સુધી પણ આવીને ઉભાં રહેવું નહિ જોઇએ. મહાત્મા મનુજીનું કહેવું એવું છે કે, “પતિના અગોચરે એટલે પતિ જાણી કે જોઇ શકે નહિ તેવી રીતે ભેટ સોગાદ મોકલવી, ક્રીડા કૌતૂક એટલે રમત ગમત અને હાસ્યવિનોદને બહાને પરપુરૂષના અંગનો સ્પર્શ કરવો, એકાંતમાં અને એક જ આસને ઘણી વાર સુધી પાસે બેશી રહેવું, અથવા

કોઈ પણ પ્રકારની તેની શારીરિક સેવા કરવી, તે પણ 'વ્યભિચાર' છે."

એ જ મહાત્માએ વળી એક બીજે સ્થળે એવું કહ્યું છે કે—"સ્ત્રીએ સ્નાનાન્તે (એટલે વિશેષે કરીને રજસ્વલા થયા પછી ચોથે દિવસે શુદ્ધ થવાને માટે જે સ્નાન કરવામાં આવે છે તે સ્નાન કર્યા પછી) માત્ર ભરતારનું જ મુખ જોવું, તે સિવાય બીજા કોઈનું પણ મ્હો જોવું નહિ. અને જો કદાપિ સ્વામી પોતાની પાસે એટલે હાજર ના હોય તો મનમાં ને મનમાં તેનું ધ્યાન કરવું. જે સાધ્વી એટલે સતી સ્ત્રી છે, તે રજકી એટલે ધોબણ, હૈતુકી એટલે દલાલણ, અથવા આશ્રમવાસિની એટલે જે ઘરબાર છોડીને નીકળી ગઈ હોય અથવા જેને તેના સ્વામીએ ત્યજીને ઘરની બહાર કાઢી મૂકી હોય અથવા જે પોતાના કુળધર્મ અને નાત જાતથી ભ્રષ્ટ થઇને વટલી ગઈ હોય, તેવી સ્ત્રીની સાથે કદી પણ બન્ધુતા એટલે બેનપણાં કરતી નથી. અને જે સ્ત્રી પોતાના સ્વામીનો દ્વેષ કરે છે તેવી સ્ત્રીનું મ્હો પણ જોતી નથી."

અસત્ એટલે ભૂંડી વાતોનાં નઠારાં પુસ્તકો વાંચવાં, કુસંસર્ગમાં એટલે નઠારી સોબતમાં કે નઠારાંના પાડોશમાં વાસ કરીને રહેવું અને નઠારા પાપી વિષયોની ચર્ચા કરવી. એ સર્વ નાશનાં કારણો છે, એમ સમજીને એવી બાબતોથી હમેશાં દૂર ને દૂર રહેવું જોઇએ. આજકાલ એવું બહુ જોવામાં આવે છે કે, અનેક તરુણીઓ સહેજસાજ લખતાં વાંચતાં શીખે છે એટલે તેમને સદેવંત સાવળિંગા અને સૂડાબોંતેરી જેવી કુરૂચિ અને કુભાવને ઉત્પન્ન અને ઉત્તેજિત કરે તેવી નઠારી ચોપડીઓ વાંચવાનું ઘણું ગમે છે. તેમ જ સરખે સરખી ઉમ્મરની સાહેલીઓ એકઠી મળે છે એટલે પછી એવી કોઈ કુત્સિત—ભૂંડી—નઠારી—ગલીચ—ભાષા નથી કે જે તેમનાં ગં-

ખાતાં મ્હોડાંમાંથી નીકળી શકે નહિ. વળી લગ્નાદિ પ્રસંગે સાંભળનારના કાનના કીડા પણ ખરી પડે એવાં ફટાણાં ગીતોનો તથા બીજા નીચ આમોદ પ્રમોદનો પ્રવાહ આપણુ સ્ત્રીઓનાં ટોળાંમાંથી એવા જોરભેર વહેવા માંડે છે કે તેનું વર્ણન કરતાં પણ શરમનું માથું માથું નીચું નમે છે. એવે ઠેકાણે પ્રવેશ કર્યાથી કુળવાન નારીઓ પછી સન્નારીઓ રહેતી નથી. અને જુવાન સ્ત્રીઓ સ્ત્રીસ્વભાવસુલભ એટલે નારી જાતિના સ્વાભાવિક લાજ શરમના આવરણને છિન્નભિન્ન કરીને દૂર ફેંકી દેતાં પણ સંકોચ પામતી નથી. એવો કૂડો અને કુરૂચિવાળો કોઈ ભાવ નથી, કે એવી વેળાએ તેઓ પ્રકાશ કરી શકે નહિ.

તેટલા માટે જો તું સતીત્વરૂપી ધનથી ધનવાન થવા ચાહાતી હોશે અને કુળ અને માન મર્યાદાનું રક્ષણ કરવાની તારી ખરેખરી ઇચ્છા હોય, તો કદી પણ કોઈ પણ પ્રકારના કુત્સિત આમોદ પ્રમોદની અંદર ભેળાઇશ નહિ. આપણુ અબળા જાતિ છીએ અને બીજાના આશ્રય વિના એકલાં રહી શકવું આપણાથી બની શકે તેવું નથી, તેટલા માટે આપણે આપણું પોતાનું રક્ષણ કરીને ચાલવામાં કેટલી સતર્કતા અને સાવધાનતાની જરૂર છે, તે કહેતાં કદી પાર આવે નહિ.

૧૧. આપણા મંગુભાઈના ઉસ્તાદ એક દિવસ એવી કહેવત કહેતા હતા કે, "જબાં શિરી મુલ્કગિરી." એટલે જો જીભ મીઠી હોય તો દુનિયાની બાદશાહી જેવી મઝા કરાવે. મીઠી જીભથી જગત્ સંતુષ્ઠ થાય છે એમ આપણા લોક પણ કહે છે. તેની મતલબ એવી છે કે કંઈ પણ ખરચ કર્યા વિના અને જરાએ ક્લેશ કે દુઃખ ભોગવ્યા સિવાય પણ બીજાંને સુખી કરવાને માટે માત્ર સારાં મીઠાં

અને પ્રિય વચનો એક અદ્વિતીય ઉપાય છે. જે સ્ત્રી સારાં મધુર વચનો બોલીને સ્વામીને સુખી કરી શકે નહિ, તેને પરમ દુર્ભાગિણી સમજવી. મહાભારતમાં લખ્યું છે કે, "બોલાવ્યાથી જે સ્ત્રી ક્રોધ કરીને ઉત્તર આપે, તે ગામની અંદર કૂતરી અને વગડાની અંદર શિયાળ થઇને અવતરે." વળી મહાનિર્વાણતંત્રમાં એવું કહ્યું છે કે, "પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના પ્રત્યે ક્રૂર દૃષ્ટિથી જોતી નથી અને કુવાક્ય બોલતી નથી. તે મનથી પણ અપ્રિય આચરણ આચરવાની નહિ એટલે પતિના અકલ્યાણની કલ્પના સરખી પણ તેને કદીએ નથી થતી."

જે પુરૂષ આખો દિવસ અવિશ્રાન્ત પરિશ્રમ કર્યા પછી ઘેર જઇને પોતાની પત્નીનું સહાસ્ય વદન એટલે હસતું મ્હો જોવા પામતો નથી અને સારાં મીઠાં વચન સાંભળવા પામતો નથી તેના જેવો હતભાગ્ય એટલે અકર્મી બીજો કોઇ નથી. એવા પુરૂષના દુઃખના ડુંગર રાખવાનું આ જગત્‌ની અંદર કોઇ પણ સ્થાન નથી. તેટલા માટે જ પંડિતોએ કહ્યું છે કે, "ભાર્યા એટલે ઘરધણિયાણી જો અપ્રિયવાદિની એટલે કઠોર વચન બોલનારી હોય, તો તે પુરૂષે ઘરબારનો ત્યાગ કરીને વનવગડામાં જઈ રહેવું એ વધારે સારૂં અને સુખદાયક છે; કારણકે તેને ઘર અને વન બંને એક સરખાં જ છે." તેટલા માટે બેન ! સારાં મીઠાં મીઠાં વચનો બોલીને તારા સ્વામીને સુખી કરવામાં કદી પણ પાછી પાની કરીશ નહિ. એટલે જેથી કરીને તે તારી મીઠી મીઠી વાતોથી બહારનાં સર્વ પ્રકારનાં દુઃખ અને થાક કલેશ વગેરે સૌ ભૂલી જઇને સુખી થઇ શકે તેવા ઉપાય યોજવાને નિરંતર યત્ન કરતી રહેજે.

૧૧. પંડિતોએ કહ્યું છે કે, "ગૃહસ્થાશ્રમ માંડીને રહેવું એ સુખને માટે છે અને પત્ની એ જ એવા સુખનું મૂળ છે." તેટલા

માટે પતિને સુખી કરવો એ પત્નીનું એક પ્રધાન એટલે મુખ્ય કર્ત્તવ્ય કર્મ છે. જે ગૃહિણી પતિને સુખી કરી જાણતી નથી, તેનું ઘર અસુખ એટલે દુઃખ અને અશાન્તિનું આલય–વાસસ્થાન છે. એના વધારે તો શું કહું, પણ પત્ની પતિને સુખી કરી જાણતી નથી તે દોષને લીધે જ ઘણેખરે ઠેકાણે પુરૂષો સ્વેચ્છાચારી એટલે જેમ મરજીમાં આવે તેમ ચાલનારા અને દુશ્ચરિત્ર એટલે ખોટાં આચરણવાળા થઈ જાય છે

ઘરની અંદર સુખ શાન્તિ નહિ મળવાને લીધે જ ઘણાખરા પુરૂષો સુખી થવાની આશાથી લાજ મરજાદા અને ભયનો ત્યાગ કરીને છૂટે છેડે જેમ ફાવે તેમ બહાર ને બહાર રઝળે છે અને પછી એમ સુખના લોભની અંદર પડીને તેમને તેમનાં ચરિત્રને કલંકિત કરવાં પડે છે. મતલબ કે બહારથી સુખ મેળવવાની લલુતામાં રખડતાં તે ગમે તેવાં નિર્લજ અને નિષ્ઠૂર કર્મો કરીને દુરાચરણી થઈ જાય છે. અનેક સ્થળે વળી એવું જોવામાં આવે છે કે પત્ની પરમ સુંદરી, સારી ડાહી અને વિનયવાળી હોવા છતાં પણ તે પોતાના પતિને સુખી કરી શકતી નથી, તેનું કારણ શું હશે ? આ શંકાના સંબંધમાં મને તો એવો વિશ્વાસ છે કે, કેવા ઉપાય યોજ્યાથી પતિને સુખી કરી શકાય, કેવી રીતે તેને સંતોષ પમાડીને પ્રેમભાવનું આકર્ષણ કરવું જોઈએ, અને શી શી બાબતો ઉપર નિરંતર નજર રાખ્યા કર્યાથી એવું સુખ અચળ થઈ રહે, ઇત્યાદિ ચતુરાઈની બાબતમાં એવી સ્ત્રીઓનું અજ્ઞાનપણું એ જ એમ થવાનાં કારણો છે.

કોઇ એક યૂરોપિયન પંડિતે એવું કહ્યું છે કે, " કાર્ય કરવામાં ગુણનો ઉપયોગ કરવો એ ચતુરાઈનું કામ છે. એવી ચતુરાઈથી મ-

નની સ્થિરતા જળવાય છે અને કામકાજ કરવાની અંદર ચાલાકી અને ખબડદારી મેળવી શકાય છે. જીંદગીનાં કામકાજમાંથી ચતુરાઈવડે જેટલાં પાર પાડી શકાય છે તેના દશમા ભાગના એક ભાગ જેટલાં કામ પણ એકલા ગુણથી થઇ શકતાં નથી.” તેટલા માટે બેન ! સઘળી બાબતોમાં ચતુરાઈથી ચાલવાની ખરેખરી જરૂર છે. કયા વખતે અને કયા કામમાં કેવી રીતની યુક્તિ અથવા ચતુરાઈ વાપરવી જોઇએ, તે કોઇ કોઇને કહી શકે નહિ. પણ ચતુરાઇરૂપી શક્તિ પોતાની મેળે જ દેશ કાળ અને અવસ્થા વગેરેનો વિચાર કરીને તેને અનુસારે યોગ્ય ઉપાય શોધી તે પ્રમાણે ચલાવીને કાર્યસિદ્ધિ કરાવે છે.

પતિના સુખ અને સંતોષને અર્થે કયે વખતે કયું કામ કરવું જોઇએ અને કેવા ઉપાયની યોજના કરીને ચાલ્યાથી તેમનું સુખ—સૌભાગ્ય હમેશાં નભે તેવું થઈ શકે, એ સર્વ બાબતો વિષે સવિસ્તર વિવેચન કરવું બની શકે તેમ નથી, તોપણ અત્યારે તેમાંની કેટલીક સાધારણ હકીકત તને કહી સંભળાવું છું; અને હું એવી આશા રાખું છું કે તું મારા એ બધા કહેવા ઉપર વિશેષ નજર રાખીને ચાલીશ.

જે જણસભાવ વગેરે સ્વામીને પ્રિય હોય તે યત્નથી સાચવી રાખવી અને તેમને જરૂરનો સામાન અને જોઇતી ચીજો જ્યાંસુધી બની શકે ત્યાંસુધી પોતાને હાથે જ તેમને આપવી; એ બાબત બીજા કોઇના ભરૂસે રહેવું નહિ, તેમ તેમને પોતાને ખોળીને લેવી પડે તેમ પણ થવા ના દેવું. મતલબ કે જેની જેની તેમને દરરોજ જરૂર પડતી હોય તે તેમને માગવાની જરૂર પડયા પહેલાં જ જ્યાં જોઇએ ત્યાં સાચવીને રાખવી મૂકવું.

પોતાને હાથે રસોઇ કરીને તેમને જમાડવા. અને કદાપિ એવી અવસ્થા હોય કે પોતાનો હાથે રસોઇ કરવાનું સંભવે નહિ, તો તેમને જમવાના વખતે સનમુખ ઊભાં રહીને કે બેશીને પોતે તેમને પીરસવું અથવા પીરસાવવું.

શયનગૃહ અને શય્યા વગેરે સાફ અને સ્વચ્છ રાખવાનું કામ બીજા કોઇને નહિ સોંપતાં તે પોતે જાતે જ બરાબર કરવું અને જેથી કરીને એ સ્થળ (શયનગૃહ) બરાબર નિયમિત રીતે જે ચીજ જ્યાં જોઇએ ત્યાં રાખેલી હોય એવું વ્યવસ્થિત અને સુશોભિત રહે તે ઉપર વિશેષ નજર રાખતાં રહેવું. સ્વામીની રૂચિને અનુસરતો એટલે તેમને પસંદ પડતો સરસામાન એ ઘરની અંદર સાચવી રાખવો.

કોઈ પણ પ્રકારની સંસાર વ્યવહારિક ખોટ અથવા અડચણ હોય તો તે વારે વારે તેમને કહી સંભળાવીને કાયર કે દિલગિર કરવા નહિ. પણ સમય અને અવસ્થાનો વિચાર કરીને એવી બાબતો જણાવવી અને જે જે અડચણો પડતી હોય કે જેનો અભાવ હોય તે દૂર કરવાની તજવીજ કરવી.

કદી કોઈ કારણથી સ્વામી આપણા ઉપર ગુસ્સે થઇને અથવા અસંતુષ્ટ થઇને ન્યાયથી કે અન્યાયથી ગમે તેવી રીતે આપણો તિરસ્કાર કરવા માંડે કિંવા રોષે ભરાઇને કોઈ પણ રીતનું અયોગ્ય આચરણ આચરે, તો તે વખતે તો મ્હોડું ચઢાવ્યા વિના ગુપચુપ તે બધું સાંખી રહેવું. તેમના ગુસ્સાને વખતે સામો ગુસ્સો કર્યાથી અથવા અન્યાયના કામને માટે અપમાન કર્યાથી કે તે અન્યાયનું કામ છે એમ સમજાવવાનો પ્રયત્ન કર્યાથી કાંઇ પણ ફાયદો નહિ થતાં ઉલટું વિષમય ફળ ઉત્પન્ન થવાનું, એટલે તેના ઝેરમાં સામો વધારો થવાનો.

પણ એવા ધમપછાડા કરી રહ્યા પછી જ્યારે તે પ્રથમના જેવા કાયમ મિજાજના અને શાંત થયેલા જણાય, ત્યારે પછી વિનીત ભાવે એટલે નરમાશથી અને મીઠાં વચનો બોલીને તેમનો અન્યાય તેમને સમજાવવાની બનતી તજવીજ કરવી.

સ્વામીની સાથે ગુંજની એટલે ઘરબાર અથવા સંસાર વ્યવહારની છાની અને મુદ્દાની વાતચીત કરીને તેમને સંતોષ પમાડવો એ સ્ત્રીનું કર્તવ્ય છે; પરંતુ તેનો પણ સમય અસમય હોય છે. જ્યારે તે કોઈ ઊંડા વિચારમાં ગુંથાયેલા હોય ત્યારે તેમની આગળ સહેજસાજ કામની વાત કરવા ગયાથી વિપરીત ફળ થાય છે. એમ કર્યાથી તે મનમાં ને મનમાં નાખુશ અને અસંતુષ્ટ થઇને બની શકે ત્યાંસુધી એવી દમ વગરની વાતો કરવાવાળી સ્ત્રીનાથી આઘે ને આઘે રહેવાની તજવીજ કર્યા કરે છે. અને તેથી કરીને એવી તરલ મતિની સ્ત્રીઓ પતિનાં શ્રદ્ધા વિશ્વાસનું આકર્ષણ કરવાને એટલે તે મેળવવાને કદી પણ સમર્થ થતી નથી.

વૃથા અભિમાન કરીને અથવા યત્‌સામાન્ય એટલે છેક સાધારણ કારણથી રડતાં રડતાં આંખો લૂછી સાલ્લાનો છેડો ભીંજાવી દેઇને સ્વામીના સ્નેહભાવ અથવા ક્ષમાદૃષ્ટિનું આકર્ષણ કરવાની તજવીજ કરવી એ અજ્ઞાન સ્ત્રીનું કામ છે. ત્હારા જેવી તરૂણ ઉમ્મરની સ્ત્રીઓમાં એવા દોષનું પ્રબળ બહુ દેખાય છે. તેઓ એમ ધારે છે કે રડી રડીને સ્વામીનું હૃદય પીગાળી નાંખવાને સમર્થ થઈશું; અને તેથી હમેશાં ના'ના બાળકની પેઠે એ મહાસ્ત્ર-જબરા હથિઆર-ના જોરે જયલાભ મેળવવાની એટલે ધારેલી ધારણા પાર પાડવાની તજવીજ કર્યા કરે છે. પણ મારા અનુભવ અને સમજવા પ્રમાણે તેમના એવા પ્રયત્નનું ફળ અન્યરૂપ થઈ પડે છે.

પરિષ્કાર પરિચ્છન્નતા એટલે નિર્મળતા અને સ્વચ્છતા તથા ચિત્તની પ્રફુલ્લતા ના હોય તો કોઇનો પણ પ્રેમભાવ પોતાના પ્રત્યે વાળી શકાય નહિ. તેટલા માટે સર્વદા પરિષ્કાર પરિચ્છન્ન રહેવાની તજવીજ કરતાં રહેવું જોઇએ. વળી પોતે જાતે બની ઠણીને રહ્યાથી કાંઈ ચાલી શકે નહિ; પણ ઘરની અંદરનો તમામ સરસામાન અને છોકરાં છૈયાંને પણ પરિષ્કાર પરિચ્છન્ન રાખવાં જોઇએ. તેમ જ કેવળ બહારની ટાપટીપ અને સફાઇ રાખ્યાથી પણ કાંઈ ના વળે. પણ ભિતરની એટલે મનની અંદરની સરલતા અને પ્રફુલ્લતા પણ જોઇએ. તે ના હોય તો એવી ઉપર ઉપરની સઘળી સફાઈ નકામી થઈ પડે છે. કોઈ એક પંડિતે કહ્યું છે કે, "ચિત્તનું પ્રફુલ્લપણું એ એક મોટામાં મોટો ધર્મ છે. પ્રફુલ્લ ચિત્તનું મનુષ્ય ભાગ્યશાળી સમજવું-તેના જીવતરને ધન્ય છે ! તે અનાયાસે લોકોને સુખી કરી શકે છે. તેની પાસે રહ્યાથી દુઃખી મનુષ્ય પણ પોતાનું દુઃખ ભૂલી જાય છે. તેનું મધુર હાસ્ય અંધકારમાં પણ અજવાળાને પકડી આણે છે."

૧૩. બેન ! પતિ પ્રત્યેના કર્તવ્ય સંબંધી હવે બહુ વધારે હકીકત કહેવાની મારી ઇચ્છા નથી, જ્ઞાન અને વયના વધારાની સાથે સાથે મનુષ્યનાં કર્તવ્ય કર્મોનો પણ વધારો થયા કરે છે, અને તે વખતે પછી તે પોતાનું કર્તવ્ય સમજીને કાર્ય કરી શકે છે. માટે હવે વધારે લંબાણ નહિ કરતાં શ્રીયુક્ત બાબૂ શશીભૂષણ દત્ત, એમ. એ. એ નામના એક સુપ્રસિદ્ધ બંગાલી વિદ્વાન પુરૂષે લખેલા "વિવાહ અને સુખ" નામના નિબંધમાંથી થોડીક વાત કહીને આ વિષય પૂરો કરીશ. તે નિબંધમાં એવું લખ્યું છે કેઃ—

"પ્રથમ તો ક્રોધ એ પ્રેમનો એવો મહા જબરદસ્ત શત્રુ છે

કે તેના જેવો બીજો કોઈ નથી. હું કાંઈ માત્ર દુર્જય રોષની જ વાત કહું છું એમ નથી. પણ સામાન્ય રાગ (Irritability), સહેજમાં વિરક્ત એટલે ઉદાસીન થઈ જવું, અભિમાન-એ બધાં એ અનુરાગ એટલે પ્રેમનાં પ્રબળ વિનાશકારી છે. જે રાગ આણી જાણતું નથી, માને ચઢી જાણતું નથી, અને વિરક્ત થઈ જાણતું નથી, તેના એ સ્વર્ગીય ગુણ અનેક દોષ છતાં પણ પ્રેમીના પ્રેમભાવને ટકાવી રાખી શકશે. જેનાથી રાગને શમાવી કે કબજે રાખી શકાતો નથી, જે પુરૂષ સહેજમાં ચિડાઈ કે ખિજાઈ જાય છે, અને જે સ્ત્રી સહેજમાં રાગ આણે છે અથવા જેને સહેજમાં અભિમાન આવી જાય છે, તેને અમારી એવી સલાહ છે કે, લગ્ન ના કરવું; અને જો લગ્ન કરે તો તેમણે વધારે સુખની આશા કદી રાખવી નહિ. આ વાત એટલી બધી નિઃશંક છે કે તેનો કહેતાં પાર પણ ના આવે.-જે અણુહદ કલહપ્રિય છે એટલે જેને કંકાસ ઘણો વહાલો હોય તેણે લગ્ન કરવાનું કશું એ પ્રયોજન નથી."

"બીજો બાધ કોઈ પણ બાબતમાં એકદમ મત બાંધી બેસવાની કટેવ (Hastily judge) છે. સ્ત્રી કોઈ કામ કરે તો સ્વામીએ સહસા તેનો દોષ નક્કી માની બેસવો નહિ, અને સ્વામી કોઈ કામ કરે તો સ્ત્રીએ એકદમ તેને દોષવાન ઠરાવી દેવો નહિ. એમ સહસા નિશ્ચય કરી બેસવું એ મોટામાં મોટો દોષ એટલે અવગુણ છે. એ અવગુણ જ્યાંસુધી છોડી શકાય નહિ ત્યાંસુધી પ્રેમભાવને સ્થાયી રાખવાની આશા રાખવી નહિ. ચોતરફથી ઊંડો વિચાર કરી જોઈને ચાલવાને જેઓ પૂરાં શક્તિમાન નથી તેમણે આ બાબતમાં વિશેષ સાવધાનતા રાખવાની જરૂર છે,-તેઓ જ વિશેષે કરીને એવા ઉતાવળથી નિશ્ચય કરી બેસવાના દોષથી દોષિત થાય છે."

"ત્રીજો અવગુણ અવિશ્વાસીપણું છે. જૂઠું બોલનાર, ઈર્ષા એટલે અદેખાઈ કરનાર, આપસ્વાર્થી અને નિંદાખોર સ્ત્રીનાં આચરણથી સ્વામી સુખી થઈ શકે નહિ, તેમ જ એવા આચરણવાળા સ્વામીની સ્ત્રી પણ કદી સુખ ના પામે. તેટલા માટે જેઓ પરસ્પરનો પ્રેમભાવ પ્રાપ્ત કરવા અને નભાવવા ચા'તાં હોય તેમણે જેથી હલકાપણું કે નીચપણું અને અવિશ્વાસ ઉત્પન્ન થાય, તેનો અવશ્યે ત્યાગ કરવો જોઇએ."

"ચોથું, તીક્ષ્ણ બુદ્ધિનો અભાવ.—જેની બુદ્ધિ જોરાવર ના હોય, તે ઊંડો પ્રેમભાવ કદાપિ ઉત્પન્ન કરી શકે, તોપણ તેનું રક્ષણ તેનાથી થઈ શકે નહિ; એટલે એવી ઓછી બુદ્ધિની અબળાઓ પ્રેમભાવ નિરંતર ટકાવી રાખવાને અશક્ત હોય છે. સેંકડો જણની પરાયી સલાહ અને મસલતના ઉપર આધાર રાખીને બેશી નહિ રહેતાં, પોતાની બુદ્ધિના બળથી જે સારો રસ્તો સૂઝે તે પ્રમાણે ચાલવું જોઇએ. અને જો તેમ નહિ કરતાં ભ્રમમાં પડીને ફલાણા કે ફલાણીનું કહેવું કે ફલાણીની સલાહ સારી હશે કે ઢીંકણીની સલાહ પ્રમાણે ચાલવું ઠીક પડશે, એવા વિચારોના વમળમાં ગોથાં ખાધા કરીને જે સ્ત્રી પોતાની બુદ્ધિ પ્રમાણે જે ઠીક લાગે તે પ્રમાણે એક નિશ્ચયથી વર્તતી નથી, તો તેના એવા શંકાશીલપણાથી રહેતે રહેતે સ્વામીની અશ્રદ્ધાને પાત્ર થઈ પડે છે. તેટલા માટે વિદ્યાભ્યાસ કરતી વેળાએ જેઓ બુદ્ધિને પરિપક્વ અને સતેજ-બળવાન-કરવાના યોગ્ય ઉપાય કરવામાં અખાડા કરે છે, તેઓએ મનની અંદર સમજી રાખવું જોઇએ કે, તેમના પોતાના સુખના માર્ગની અંદર તેઓ પોતે જ કાંટા વાવે છે."

"પાંચમું, સંદિગ્ધચિત્ત એટલે મનની અંદર સંદેહ રાખવાની

ટેવ.-વિશ્વાસ એ બંધુત્વનો પ્રાણ છે. જે ખરેખરા અંતઃકરણથી વિશ્વાસ કરી ના શકે, તે વિવાહ એટલે લગ્ન કરી શકે ખરાં, પરંતુ સુખની આશા તો તેમણે કદીએ રાખવી નહિ. મારા પરિચયવાળા એટલે ઓળખાણના એક વકિલે વાતમાં ને વાતમાં એવું કહી દીધું હતું કે, તે તેની મા સુદ્ધાંનો વિશ્વાસ કરતો નથી ! તે સાંભળીને મારા મનમાં એમ થઈ આવ્યું કે, "ભાઈ ! તારા ભાગ્યમાં સુખ જ નથી."

"છઠ્ઠું, આળસુપણું.—જો આળસને બહુ ચહાતાં હો તો ગાઢ દાંપત્યસુખની એટલે સ્વામી—સ્ત્રીના ખરેખરા પાકા સુખની આશાનો ત્યાગ કરવો જોઇએ. પરિશ્રમશીલતા એટલે મહેનતુંપણું એ એક મોટો ધર્મ છે. તેટલા માટે જો શ્રદ્ધાને પાત્ર થવાની ઇચ્છા હોય, તો આળસને છોડી દેવી જોઇએ. પરિશ્રમ કરવામાં જ સુખ છે. અસત્ એટલે નઠારાં પાપી કર્મ સિવાય બીજા કોઇ પણ કામને હલકું ગણીને તેનો તિરસ્કાર કરવો નહિ. પણ સામાન્ય કામ પણ જો જરૂરનું હોય તો તે કરવાને તૈયાર થજો. જે એમ સમજે છે કે દાસ દાસીની અધિસ્વામીનિ એટલે ચાકર નફરની શેઠાણી થઇ પગ ઉપર પગ ચ'ડાવીને ગપ્પાં માર્યા કરવાં એ જ ખરેખરૂં સુખ છે, તે એવું જ "ખરેખરૂં સુખ" પામી શકે છે—બીજું કાંઈ સુખ તેને મળવાનું નહિ. આળસનો અનાદર અને તિરસ્કાર કોણ નથી કરતું ? સર્વ મનુષ્યના જીવનનો એક સત્ય ઉદ્દેશ હોવો જોઇએ. દરેક મનુષ્યના હાથમાં એક પણ એવું કામ જોઇએ કે જે જલદીથી પૂરૂં થઈ જાય નહિ અને દૈનિક એટલે નિત્યના કામકાજમાંથી પરવારીને જેમાં રોકાવાનું બની શકે. એવું કામ હોવાથી જીંદગી ભારરૂપ અથવા નકામી લાગતી નથી."

"સાતમું.—જે ખરેખરા દાંપત્યસુખની અભિલાષા કરતાં હોય એટલે આશા રાખતાં હોય, તેમણે ભોગવિલાસ એટલે ચેનબાજી અને એશઆરામને જીંદગાનીનું સાર્થક કદી એ સમજી રાખવું નહિ. જે ધન ઐશ્વર્ય એટલે પૈસાટકા અને માન મોટાઈ જોઇને વિવાહ કરે છે તે પૈસાટકા અને માન મોટાઈ પામે છે, પણ સુખ પામતાં નથી. અને જે લૂગડાંલત્તાં અને ઘરેણાંગાંઠાંને જ એક માત્ર સુખનું સાધન સમજે છે તે લૂગડાંલત્તાં અને ઘરેણાં ગાઠાં પામી શકે, પણ ખરેખરા દાંપત્યસુખરૂપી સ્વર્ગીય સુખ કદી પામી શકે નહિ."

# ઉપદેશ ચોથો.

## કરકસર અને સંઘરો.

"Society at present suffers far more from waste of money than from want of money. It is easier to make money than to know how to spend it".

*Smiles.*

"જે. જીંદગીની શરૂઆતથી જ કરકસરથી ખરચ કરનાર થવાને પ્રયત્ન કરતાં નથી તેમની પાસેથી સ્વદેશ, સ્વજાતિ અથવા સમાજ એમાંનું કોઈ પણ કશી એ આશા રાખતાં નથી."

નિભૃત ચિન્તા.

"જે મનુષ્ય મનના હર્ષથી દિવસને વખતે મીણબત્તી બાળે

છે, તેના ઘરમાં રાતને વખતે એક દીવેટ સરખી પણ બળતી નહિ જુએ."

સદ્‌ભાવશતક.

જીંદગી ચલવવાને માટે ધનનું ખરેખરૂં પ્રયોજન છે. અને આપણી આ પૃથ્વી એવા ધનની ખાણુ હોવા છતાં પણ તે ઉપાર્જન કરવાને એટલે પેદા કરવાને માટે પ્રયત્ન, પરિશ્રમ અને સંઘરાની અવશ્યે જરૂર છે. સંઘરો કર્યાથી મૂડી એકઠી થઈ શકે છે. તેટલા માટે માત્ર એકલું ઉપાર્જન કર્યાથી કાંઈ ચાલી શકે નહિ, પણ ઉપાર્જન કરેલા દ્રવ્યનું યત્નની સાથે રક્ષણ કરીને પરિમિતરૂપે એટલે યોગ્ય કરકસરથી તેનો ખરચ અને સંઘરો કરવો જોઇએ.

ધન કોને કહે છે અને શી રીતે તે ઉત્પન્ન અને ઉપાર્જન કકરવામાં આવે, એવા એવા ધનવિજ્ઞાનશાસ્ત્રના એટલે અર્થશાસ્ત્રના પ્રશ્નોનો વિચાર અને ખુલાસો કરવો એ આજના મારા ઉપદેશનો ઉદ્દેશ નથી; પરંતુ તેનો-ધનનો-ખરચ અને સંઘરો કેવી રીતે કરવો જોઇએ તે સંબંધી વિવેચન કરવાની જ મારી મતલબ છે. બેન ! પુરૂષોએ ધન ઉપાર્જન કરવું એટલે કમાઈ લાવવું, અને સ્ત્રીઓએ તે ધનનું પ્રયત્ન પૂર્વક રક્ષણ કરીને યોગ્ય કરકસરથી તેનો ખરચ અને સંઘરો-સંગ્રહ-કરવો, એવો આ દુનિઆનો સાધારણ નિયમ-વ્યવહાર-છે. આપણાં સ્મૃતિશાસ્ત્રોમાં એક સ્થળે એવું લખેલું છે કે, "ગૃહિણીઓ એટલે ઘરધણિઆણીઓએ' દિવસના શેષ ભાગે એટલે રાત્રે ઉપજ અને ખરચનો વિચાર કરવામાં રોકાવું જોઇએ." વળી અગ્નિપુરાણમાં એક પ્રસંગે એવું જણાવ્યું છે કે, "સ્ત્રી જો હાથ બહુ છૂટો રાખીને ખરચ કરે, તો સ્વામી તેનો પરિત્યાગ કરી શકે છે."

જીંદગી ભોગવવાને માટે જરૂરની તથાપિ વિનિમયસાધ્ય એટલે જેનો અદલોબદલો કરી શકાય એવી વસ્તુ માત્રને અર્થશાસ્ત્રની અંદર **ધન** કહે છે. તેથી અનાજ તેલ, ઘી, મીઠું, કાપડ, વાસણ, પલંગ, ખુરશી, પૈસા, રૂપિઆ એ સર્વ ધનની અંદર આવી જાય છે.

ધન પેદા કરવા કરતાં તેનો વાપર એટલે ખરચ કરવાનું કામ બહુ કઠણ છે. અનેક લોકો નાના પ્રકારના ઉપાયોથી ધન ઉપાર્જન કરે છે; પરંતુ પ્રકૃત એટલે વાસ્તવિક પ્રયોજન સમજીને પોતાની અવસ્થા પ્રમાણે તે ધનનો પરિમિતરૂપે યોગ્ય કરકસરથી વાપર--ખરચ--કરી શકે, એવા લોકની સંખ્યા આ સંસારની અંદર બહુ જ થોડી છે. આપણી સામાજિક રીતિ પ્રમાણે એટલે સંસાર વ્યવહાર ચલાવવાના આપણા લોકના રિવાજ પ્રમાણે, ખરચ કરવાનું એટલે ધનનો અવેર કરવાનું અતિ ભારે કામ આપણા ઉપર એટલે ઘરધણિઆણીઓ ઉપર નંખાયેલું છે; પરંતુ દુઃખની વાત છે કે, આપણામાંથી અતિ અલ્પ એટલે બહુ જ થોડી બાઇઓ એવા અતિ ભારે કામનો ભાર ઊચકી શકવાને સમર્થ હોય છે.

નાના મોટા સઘળા સંસારમાં એટલે ગરીબ અને તવંગર સર્વના ઘરમાં ધનનો વાપર કરવાનું પ્રયોજન હોય છે; પછી કોઇના ઘર-વ્યવહારમાં લાખો *રૂપિઆનો ખરચ થાય છે અને કોઈના સંસાર-વ્યવહારનો ખરચ માત્ર બે ચાર રૂપિઆમાં પણ ચાલે છે. એવી રીતે ધનના પરિમાણની બાબતમાં વધઘટ અથવા ફેરફાર હોવા છતાં

* રૂપિઆ પૈસા એ ધનની અંદર આવી જાય છે તોપણ બીજા ધનની સાથે એનો કંઈક ભેદ છે, તેથી અથશાસ્ત્રમાં સામાન્ય ધનને દ્રવ્ય અને રૂપિઆ પૈસાને અર્થ કહે છે. પરંતુ આ વિષયમાં તો ધન અને અર્થમાં કંઈ તફાવત રાખ્યો નથી. કેમકે સામાન્ય વિચારમાં એ તફાવત દેખાય તેવો નથી.

પણ એમ ખરચ કરવાના કામને માટે એ બંને ઘરની ઘરધણિઆ-ણીઓને એક સરખા જ્ઞાનની અને એક સરખા પ્રયત્ન અને ઉપાયો યોજવાની આવશ્યકતા છે. "અમારા ગરીબ સંસારવ્યવહારમાં બે ચાર રૂપિઆનો ખરચ, તેમાં વળી પરિમિત અપરિમિત વ્યય એ-ટલે યોગ્ય કરકસર અથવા ઊડાઊપણું શું ? અને એનો તે હિસાબ કિતાબ શો ?" આવાં અજ્ઞાનતા ભરેલાં વચનો અનેક અપરિણામદર્શી એટલે આખરે ફળ કેવું થશે તે નહિ સમજી શકનાર અજ્ઞા-નીઓને મ્હોડેથી સાંભળવામાં આવે છે પરંતુ સ્થિર ચિત્તે એક વાર ઊંડો વિચાર કરી જોવાથી સમજવામાં આવશે કે, ધનવાનના કરતાં દરિદ્ર એટલે ગરીબ ઘરની સ્ત્રીને કરકસરથી ખરચ કરવાની બાબતમાં બહુ વધારે ઉપાય અને યત્ન કરવાની આવશ્યકતા છે.

આ સંસારમાં સર્વની અવસ્થા એક સરખી હોતી નથી; કોઈ કોઈ સારા નરમ ગાદી તકિયા પર પડે છે અને મશરૂની તળાઇઓ પાથરેલા ઉપર પલંગ ઉપર પોઢે છે, બત્રીશી રસોઈનાં ભોજન જમે છે અને હાથી ઘોડે બેશીને ફરે છે; અને કોઈ કોઈ સાધારણ પથારીમાં કે સાદડી પર પડી રહે છે, સામાન્ય અન્નનો આહાર કરે છે અને પગે ચાલીને-તેમાં પણ વખતે પગમાં પગરખાં પહેર્યા વિના-જાય આવે છે. એવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારે તેઓ જ-ન્મારો ગાળે છે, તેમાંથી ખરેખરાં સુખી કોણ છે તે નક્કી કરવું ઘણીકવાર બહુ મુશ્કેલ થઈ પડે છે. મનનું સુખ એ જ ખરૂં સુખ છે; તેથી એવા જુદી જુદી રીતે જીંદગી ભોગવનારાઓમાંથી જે-મને મનનું સુખ હોય તેઓ જ ખરા સુખી સમજવા. પૈસાટકાના હિસાબમાં જે યોગ્ય કરકસરથી ખરચ કરનાર અને પોતાની પેદા-શનો વિચાર કરીને તે પ્રમાણે ખરચ કરી ભવિષ્ય કાળને માટે સં-

ધરો કરી રાખવામાં જે સમર્થ હોય તેને જ ખરૂં સુખી જાણવું. જે કોઇનો દેવાદાર થાય નહિ તેમ કોઇને પોતાનો દેવાદાર ના કરે તે જ ખરા સુખથી રહે છે.

સંચય-સંઘરો-એ ભવિષ્યના સુખનું મૂળ અને ધનની વૃદ્ધિનો એટલે પૈસાદાર થવાનો એક માત્ર ઉપાય છે. અને યોગ્ય કરકસરથી ખરચ કરવો એ સંચયની પ્રસૂતિ એટલે જનેતા છે. બેન ! વિચાર કરી જો કે કોઈના પણ સઘળા દિવસ એક સરખા જતા નથી; આપત્તિ વિપત્તિ તો અવશ્યે સર્વના ઉપર આવી પડવાની જ. પરભારી વાત પડી મૂકીને તારી પોતાની અવસ્થાનો જ તું વિચાર કરી જો. આજ તારો પતિ શરીરે નિરોગી-સાજો તાજો-છે તેથી પૈસા પેદા કરી લાવવાને શક્તિમાન છે; પરંતુ ના કરે નારાયણ અને કાલે તે કોઈ એવા રોગથી રોગી થઈ જાય કે પછી આખી જીંદગી સુધી તેને અકર્મણ્ય એટલે કશું કામકાજ થઈ ન શકે એવો બની રહીને જન્મારો પૂરો કરવાની જરૂર પડે, અથવા વખતે મૃત્યુ પામે, તો પછી તારા સંસારની આવક-પેદાશ-નો રસ્તો એકેવારે બંધ થઈ જાય, એ પણ કાંઈ અસંભવિત નથી.

વારૂં, એ તો જાણે દૈવજોગની વાત કહી; સઘળે સમયે એવી વાતોનો વિચાર કરીને કામ કરવાનું વખતે અસંભવિત થઈ શકે. પરંતુ હવે બીજી રીતે વિચાર કરીને જો કે દશ વરસ પહેલાં તારા પતિના ઉપજ ખરચની સાથે તારે કશો પણ સંબંધ નહોતો અને તારે માટે તેની પેદાશમાંથી એક પાઈનું પણ ખરચ થતું નહિ; પરંતુ જ્યારથી તમારાં બે જણનાં લગ્ન થયાં ત્યારથી તારૂં સઘળું ખરચ તેને ઉપાડવું પડે છે. વળી પાછો વિચાર કર કે એટલેથી જ કાંઈ તેના ખરચના વધારાનો અંત આવતો નથી, પણ ઉલટો ખ-

રચનો રસ્તો ખુલ્લો કર્યા જેવું થાય છે. પરમેશ્વરની કૃપાથી તારે એક બાળો થયો છે અને તેને માટે પણ તારા પતિના ખરચનો માર્ગ મોકળો થયો છે, એટલે તેનું ખરચ વધ્યું છે.

એ પ્રમાણે પુત્ર પુત્રીઓની વૃદ્ધિની સાથે સાથે જ સંસારના ખરચનો માર્ગ પણ મોકળો થતો રહેવાનો, તથપિ એવા ખરચના વધારાના પ્રમાણમાં પેદાશનો માર્ગ મોકળો થવાનો કાંઈ વિશેષ સંભવ હોઈ શકે નહિ. આવા કારણને લીધે જ બુદ્ધિમાન ગૃહિણીઓ એવી બધી બાબતોનો વિચાર કરીને, સંસારમાં પ્રવેશ કરે છે ત્યારથી જ પેદાશના પ્રમાણમાં થોડો થોડો સંચય કરતી રહે છે. માત્ર એકલી પેદાશથી જ કાંઈ સંચય થઈ શકે નહિ, પણ કરકસર એ જ સંઘરાનું મૂળ છે. પેદાશનો માર્ગ ગમે તેટલો મોકળો કાં નથી હોતો, પણ જો ખરચનો રસ્તો સાંકડો રાખવામાં ના આવે તો સંઘરો થવાની આશા ભાગ્યે જ રહે.

ઈચ્છા અને યત્ન હોય તો સઘળી જાતની અવસ્થામાં માણુસો કાંઇ ને કાંઈ સંઘરો કરી શકે. જીંદગાની ગાળવાને માટે મનુષ્યને શાનું શાનું પ્રયોજન છે અને શું શું પ્રયોજન વિનાનું અથવા વગર જરૂરનું છે, તે નક્કી કરવું બહુ કઠણ છે. કારણકે એક જણના સંબંધમાં જે પ્રયોજનનું હોય, તો બીજાના સંબંધમાં સંપૂર્ણ રીતે પ્રયોજન વિનાનું હોઈ શકે; તેટલા માટે પોતપોતાની પેદાશના પ્રમાણને અનુસરીને જ પ્રત્યેક મનુષ્યે પોતાનો પ્રયોજનનો અને પ્રયોજન વિનાનો ખરચ નક્કો કરવો એ સૌથી સારી વ્યવસ્થા છે. એ નિયમ પ્રમાણે વિચાર કરીને ચાલવામાં ના આવે તો કોઈ પણ અવસ્થાના માણુસથી કશો સંઘરો થઈ શકે નહિ.

પેદાશમાંથી કેટલું ખરચ કરવું અને કેટલું બચાવીને સંઘરી

રાખવું, એ વિષે ધનવિજ્ઞાનવિત્ એટલે અર્થશાસ્ત્રમાં પ્રવીણ પંડિતોમાં મતભેદ હોવા છતાં પણ પેદાશનો કેટલોક ભાગ બચાવીને સંઘરો કરી રાખવો જોઇએ, એ બાબતમાં કોઇને પણ મતાન્તર નથી. એવા કેટલાક અર્થશાસ્ત્રીઓના મતે પેદાશના ત્રણ ભાગ કરીએ તો તેમાંના બે ભાગ, કોઇના મત પ્રમાણે કમાણીનો અડધો-અડધ ભાગ અને કોઈ કોઇના મત મુજબ આવકનો ત્રીજો ભાગ, બચાવીને સંચય કરી રાખવો જોઇએ. વળી કોઈ કોઈનો મત પેદાશના એક રૂપિઆમાંથી ચાર આના બચાવીને સંગ્રહ કરી રાખવાનો પણ છે. પણ સારાંશ એ લેવો કે સંસારવ્યવહારનો અતિ પ્રયોજનનો ખરચ જોઇએ તે પ્રમાણે કરીને, ભવિષ્યના સુખ અને સગવડતાને માટે, બીજાઓનાં દુઃખ દૂર કરવાને માટે અને પોતાના દેશનું જેથી કલ્યાણ થઈ શકે તેવાં કાર્ય કરવાને માટે, જે માણસ જેટલું વધારે સંગ્રહ કરી શકે, તે જ માણસને આ દુનિઆમાં મહત્ એટલે એક રીતનો મહા પુરૂષ અથવા મોટો માણસ સમજવો જોઇએ. પરંતુ બહુ દુઃખની વાત છે, કે હાલના સમયમાં આપણામાંનાં ઘણાંકના ઘરસંસારવ્યવહારની અવસ્થા એટલી બધી શોચનીય એટલે ખેદકારક છે કે, આવકના બે–ત્રતીયાંશ એટલે ત્રણ ભાગમાંના બે ભાગ, અથવા "અડધોઅડધ" ભાગ બચાવીને સંગ્રહ કરી રાખવાની વાત તો દૂર રહી, પણ ચોથા ભાગ જેટલો પણ ઉગારો પાડીને સંઘરી રાખવાનું તેમને મહા મુસ્કેલ થઈ પડે છે. પરંતુ એમ સંચય કરવાના અભાવથી ભવિષ્યની વિપત્તિની વેળાએ તેમને જે વિષમ કષ્ટજનક એટલે મહા દુઃખ ઉત્પન્ન કરનારી અવસ્થામાં આવી પડવું પડે છે, તેની સાથે હાલની ચાલતી અવસ્થાની તુલના–સરખામણી–કરી જોયાથી, કંઈ ને કંઈ પણ સંચય કરી રાખ્યા

વિના કોઈ પણ બુદ્ધિમાન મનુષ્ય નિશ્ચિંત–નિરાંતે રહી શકશે નહિ. તેટલા માટે જે પ્રકારે બની શકે તે પ્રકારે પેદાશનો ઓછામાં ઓછો એક ચતુર્થાંશ એટલે ચોથો ભાગ સંચય કરી રાખવો એ સર્વ મનુષ્યોનું કર્ત્તવ્ય કર્મ છે.

પરિમિત વ્યય એટલે યોગ્ય કરકસરથી ખરચ કરનાર થઈને ભવિષ્ય કાળનો ખરચ ચલાવી શકાય તેને માટે સંચય કરી રાખવો નહિ એ જાણે મહા અન્યાય અને અધર્મ છે, એ સંબંધી બંગાળી ભાષાના લેખકોમાં 'મેકોલે' જેવા માન પામેલા શ્રીયુક્ત બાબુ કાલીપ્રસન્ન ઘોષ મહાશયે તેમના રચેલા "મહત્ત્વ અને મિતવ્યય" નામના નિબંધની અંદર નીચે લખ્યા પ્રમાણે પોતાના મનોભાવ પ્રકાશ કર્યા છેઃ– "જેઓ પોતાના સુખની લાલચ અને ભોગવિલાસના ઉન્મત્તપણામાં વગર વિચારે ઉડાઉપણે ખરચ કરનાર થાય છે, તેમનાં પરિજન એટલે કુટુંબકબિલાનાં માણસો પ્રથમ કેવાં ઉપેક્ષિત એટલે અનાદર અને તિરસ્કાર પામનારાં થાય છે, અને આખરે કેવાં અપાર દુઃખ દરિઆમાં જઈ પડે છે, તેનાં પ્રમાણ અને ઉદાહરણ પૃથ્વી પર સર્વે સ્થળે જોઈ વળો, તો જોવામાં આવશે, કે જે સકળ સુકોમળ શિશુઓ–બાળકો–એક વખતે અસંત આદરભાવના પૂતળા જેવાં હતાં, તે જ બાળકો હવે પિતાના ઉડાઉપણાને લીધે અનાથનિવાસનાં અતિથિ એટલે નિરાશ્રિતોની ધર્મશાળામાં રહીને પેટ ભરનારાં અથવા અન્નને માટે ટળવળતાં દેખાય છે. તેમજ જેઓ એક સમયે અંતઃપુરના રળિઆમણા અને મનોહર નજરબાગનાં પુષ્પોના જેવાં ખીલી રહી હતી, તેઓ પતિ અથવા પરિવારના કર્ત્તા હર્તા મુખ્ય માણસના વગર વિચારના ઉમાપ ખરચના યોગે આજે તીર્થાશ્રમમાંની કંગાલ ભીખારણો જેવી થઈ રહે છે. વગર વિચારના ઉમાપ અથવા ઉડાઉપણાના ખ

રચથી આવા આવા અનેક અનર્થો વારંવાર જોવા જાણુવામાં આવે છે. તે છતાં પણુ જો સામાજિક મનુષ્ય માત્ર તેવા ખરચને મહા ઘોર પાતક સમજીને તેનો તિરસ્કાર અને અનાદર કરતાં શીખે નહિ, અને વિચારપૂર્વક યોગ્ય કરકસરના ખરચની સાથે કર્તવ્યના કઠોર ધર્મનો—અને તેથી મહત્ત્વના પૂજવા યોગ્ય ધર્મભાવનો કેવો ગૂઢ સંબંધ છે તે સર્વના સમજ્યામાં ન આવે, તો પછી એમ જ કહેવું જોઇએ કે, મનુષ્યોની આંખો કશાથી પણ ઉઘડવાની નથી."

યોગ્ય કરકસરના ખરચ અને સંઘરાની આવશ્યકતાના સંબંધમાં હવે વધારે કાંઈ પણુ કહેવાને ચહાતી નથી. અત્યાર સુધીમાં એ વિષે જેટલું કહી સંભળાવ્યું, તેટલાથી તું ખરચમાં કરકસર કરીને ધનનો સંચય કરવાની આવશ્યકતા સમજી શકીશ, એમ હું ધારૂં છું; પરંતુ એમ આવશ્યકતા સમજી શકયાથી જ કાંઈ કરકસરીઆં અને સંઘરો કરનારાં થઈ શકાય છે, એમ સમજતી નહિ. એમ ધાર કે તારો પતિ દર મહિને માત્ર વીસ રૂપિઆ કમાઈ લાવે છે; તેમાંથી ચોથા ભાગના સંઘરી રાખીને બાકીના પંદર રૂપિઆ રહે તેમાંથી ઘર—સંસારનો સઘળો ખરચ ચલાવવો જોઇએ, એવો વિચાર કરીને સંઘરી રાખવા જુદા કહાડેલા પાંચ રૂપિઆ તેં તારી પેટીની અંદર મૂકીને તાળું વાસ્યું. એમ સંઘરો કરવાનું તો કર્યું, પણુ બાકી રહેલા રૂપિઆથી ઘર—સંસારનો સઘળો ખરચ ચાલશે કે નહિ ચાલે તે વિષે તેં કશી નજર પહોચાડી નથી; છોકરાંને માટે દૂધ લેવાતું નથી, તારાં પોતાનાં લુગડાં પૂરાં નથી, ઘરમાં ચોખા નથી, એવી એવી બધી અડચણો દૂર કરવામાં તું નિશ્ચેષ્ટ એટલે પ્રયત્ન વિનાની અને ઉદાસીન રહે છે. પણુ બેન ! જો એમ કરીને સંઘરો કરાતો હોય, તો ઘણી ગૃહિણીઓ તેમ કરી શકે; પણુ તે જ ખરેખરી ગૃહિણી છે કે જે

સંસાર-વ્યવહારની સર્વ પ્રકારની અતિ અવશ્યની જરૂરીઆતો પૂરી પાડી—સઘળી અડચણોને ટાળી દેઇને પણ સંઘરો કરી શકે છે.

એમ સાંસારિક અડચણો દૂર કરીને—અવશ્યની જરૂરીઆતો પૂરી પાડીને સંઘરો કરવામાં ઘણી ઘણી બાબતોનું જ્ઞાન—માહિતગારી હોવાની જરૂર છે. તેથી એ બધી બાબતો એકે એકે તને સમજણ પાડીને કહી સંભળાવવા માટે આજ હું અહિં આવી છું. અને એવી આશા રાખું છું કે એ સંબંધી જે જે વાત હું કહીશ, તે વખતે નિરસ જેવી લાગશે, તે છતાં પણ તું તેને અત્યંત અવશ્યની સમજીને બરાબર ધ્યાન દેઇને સાંભળીશ.

૧. પ્રથમથી જ મેં તને કહ્યું છે કે પૈસા ટકા એ જ કાંઈ ધન નથી, પણ જેના જેનાથી આપણું પ્રયોજન પાર પડે—જરૂરીઆતો પૂરી થાય—તે સર્વનું સાધારણ નામ ધન છે. આ સંસારની અંદર એવી કોઈ જણુશ ભાગ્યે જ જોવામાં આવે છે, કે જેનાથી આપણું કોઇને કોઈ પણ પ્રયોજન પાર પડી શકતું ના હોય. તેટલા માટે છેક હલકામાં હલકી ચીજને માટે પણ વિશેષ યત્ન કરતાં રહેવું જોઇએ. એક વખતે આપણે જે ચીજને તદ્દન નકામી સમજીને નાંખી દેઇએ છીએ, તેનાથી જ કોઈ વખતે કામ સરે છે, એવું ઘણી વાર જોવામાં આવે છે.

સામાન્ય જણુશ ભાવને માટે જેને કાળજી નથી, અને કોઈ કાંઈ જરા નકામું જતું જોઇને જેનું મન દુખાતું નથી, એવી ગૃહિણીને આગળ ઉપર અવશ્યે દુઃખ ભોગવવું પડવાનું, એ વાત તારે નિશ્ચય જાણવી. ઘરમાંની સામાન્ય સામાન્ય વસ્તુઓને માટે યત્ન અને કાળજી રાખવાથી મૂલ્યવાન—કિંમતી—વસ્તુઓને માટે યત્ન અને કાળજી આપોઆપ ઉત્પન્ન થશે. એવી વાત ચાલે છે કે, " જો તમે પૈસાને માટે પ્રયત્ન અને કાળજી કરતાં રહેશો, તો રૂપિઆ પોતે જ પોતાનો

પ્રયત્ન કરશે.” આમ કહેવાની મતલબ એ જ છે, કે જેને પૈસાને માટે આદર અને મમતા છે, તે રૂપિઆનો અનાદર અને અયત્ન કદી પણ કરી શકશે નહિ. હલકામાંથી જ ભારે–મોટાની ઉત્પત્તિ છે. આંખોવડે દેખી શકાય નહિ એવા અત્યંત ઝીણા ઝીણા પરમાણુઓ એકઠા થયાથી જ આપણી આ પ્રકાંડ–અતિ વિશાળ–પૃથ્વીની ઉત્પત્તિ થઈ છે. અને તે છતાં પણ પાછું જુઓ કે આવા અસીમ–હદ વિનાના–જગતનો અધિપતિ પરમેશ્વર તેના રાજ્યમાંનો એક પરમાણુ પણ નકામો જવા દેતો નથી!

હવે એમ ધાર કે કોઈ એકના ઘર–સંસારમાં દર માસે ૫૦) (પચાસ) રૂપિઆનો ખરચ થાય છે. એવે ઠેકાણે પણ ગૃહિણી જો ચહાય તો દર એક રૂપિએ એક પૈસો અનાયાસે–કાંઈ પણ અડચણ કે દુઃખ વેઠયા વિના–બચાવી શકે. એમ કર્યાથી કોઇને પણ કશીએ અગવડ કે અડચણ પડશે નહિ, પણ ઉલટું એ ઉપાયથી વરસે દહાડે તે ગૃહિણીની પાસે લગભગ દસ રૂપિઆ ભેગા થઈ શકશે. એવી રીતે એક રૂપિઆના ખરચમાંથી એક પૈસો બચાવવો એ કાંઈ બહુ કઠણ કામ પણ નથી. આપણે રૂપિઓ વટાવવા જઇએ છીએ ત્યારે પણ એક પૈસો વટાવનો ખુશીથી કાપી આપીએ છીએ. આવી જ રીતે બધી બાબતોમાં સમજી લેવું.

કોઈ એક યૂરોપીઅન પંડિતે કહ્યું છે કે, “ના’ની ના’ની દેખાય તેથી કરીને હલકી વસ્તુઓનો અનાદર કરતા નહિ. ઝીણા ઝીણા રેતીના કણ એકઠા મળીને પર્વત, ના’ની ના’ની ઘડીઓ એકઠી મળીને વરસ, અને ના’ના ના’ના–હલકા હલકા–બનાવોના એકઠા મળવાથી મનુષ્યની જીંદગાની બની રહે છે.” વળી બીજા એક પંડિતે એવું કહ્યું છે કે, “આપણે ધનવાન માણસોને કોઈ કોઇ વાર કૃપણ-

કંજૂસ-ના નામથી કલંકિત થતા જોઇએ છીએ, કારણ કે તેઓ ખરચની ઝીણામાં ઝીણી બાબત વિષે પણ બહુ બારિકીથી તપાસ કરીને જુએ છે. પણ વિચાર કરીને જોયાથી સમજવામાં આવે છે કે, જો તેઓ એ પ્રમાણે ના કરે, તો જે ખરચ થયો હોય તે ખરો થયો છે કે ખોટો તે તેમના સમજવામાં ના આવે."

લક્ષ્મી બેન ! આ સંબંધી એક શિખામણ લેવા લાયક કહાણી તને કહી સંભળાવું છું, તે સાંભળ્યાથી તારા સમજવામાં આવશે કે, હલકી હલકી બાબતો ઉપર પણ નજર રાખવાની કેટલી આવશ્યકતા છે.

"વિલાયત દેશમાં માનુચેસ્ટર કરીને એક શહેર છે. ત્યાંના એક કારીગરે તે જ શહેરના એક ઉંચ કુળના લૉર્ડ-અમીરની મિલ્કત ખરીદ કરી. એ કામમાં તે વેચનાર લેનારની વચ્ચે એવો બંદોબસ્ત થયો કે, ઘરના જે ઠેકાણે જે કાંઈ સર સામાન હોય તે સઘળો એ મિલ્કત વેચાતી લેનારનો ગણાશે. પછી જ્યારે પેલો કારીગર તે ઘરનો કબજો લેવાને ગયો ત્યારે તેની અંદરની એક છાજલી જ્યાં હતી ત્યાં નહિ જોયાથી તે વિષે પેલા વેચનાર અમીરને પૂછતાં તેણે એવો જવાબ દીધો, કે "મેં તે છાજલી બીજે ઠેકાણે મૂકી છે; આટલી મોટી મિલ્કતની અંદર એક નાની શેક છાજલીને માટે તમે આટલા બધા આકળ વિકળ થશો, એવો મને કદી વિચાર પણ થયો નહોતો." તે સાંભળીને તેના ઉત્તરમાં તે કારીગરે કહ્યું, "શેઠ સાહેબ ! જો મેં મારા અત્યાર સુધીના સઘળા જીવનમાં નાની નાની જણસોના ઉપર એવી રીતની નજર રાખી ના હોત, તો હું આપની આ મિલ્કત કોઈ પણ દિવસ ખરીદ કરી શકત નહિ. અને આપે જો એ પ્રમાણે ઝીણી ઝીણી વસ્તુઓના ઉપર ખૂબ બારિક નજર રાખી હોત, તો આપને આપની મિલ્કત વેચી દેવાની પણ વખતે જરૂર ના પડત."

૧. બેન ! આગળ ઉપર આટલી પેદાશ થવાની છે એવી આશાથી કદી પણ ખરચ કરવો નહિ. "જે પરણે તેને ગાવું" એ કહેવત પ્રમાણે જે વખતે જેટલી પેદાશ હોય તે વખતે તેના પ્રમાણમાં જ વિચાર કરીને ખરચ કરવો, એ બુદ્ધિમાન મનુષ્યનું કામ છે. પાછળથી —આગળ ઉપર—આટલા રૂપિઆની પેદાશ થવાનો સંભવ છે, એવી ગણતરી કરીને ઘણાં માણસો અગાઉથી જ ખરચ કરી બેસે છે. હવે વિચાર કરી જો કે, તેમની એવી સંભાવિત—સંભવવાળી—પેદાશ ના પણ થઈ શકે; પરંતુ એવી ભવિષ્ય કાળની પેદાશની આશાએ જે રૂપિઆ તેઓ ખરચી બેઠા છે. તે તો હવે ફરીથી પાછા મળવાની જરાએ સંભાવના—આશા—નથી. આવી રીતની અવસ્થાના યોગે જ લોકો ઋણ-જાળ એટલે દેવાના ફાંસામાં ફસાઈ પડે છે.

પુત્ર પુત્રીઓનાં નામ પડાવવામાં અને તેમના વિવાહ વગેરે કરવામાં, પિતા માતાનાં બારમાં અને શ્રાદ્ધ વગેરે કરવામાં, ગૃહિણીની અધરણી કરવામાં, તથા તેનાં વરત વરતુલાં—વ્રતાદિ—નાં ઉજવણાં કરવામાં ઇત્યાદિ કાર્યોમાં ઘણાખરા લોક આવા—હમણાં કહ્યા તેવા ભવિષ્યકાળની પેદાશ ઉપર આધાર રાખીને અગાઉથી ખર્ચ કરવાના અન્યાય ભરેલા નિયમના તાબેદાર બની જઇને કામ કરે છે, અને તેથી આખરે તેમને દેવાની જંજાળમાં પડીને જન્મારા સુધી દુઃખ ભોગવવું પડે છે. ભવિષ્ય કાળની પેદાશની આશાથી મોહાંધ બની જઇને લોકો હાથે કરીને જે સત્યાનાશ વાળી બેસે છે. તે સંબંધી દેશ-પ્રચલિત—આખા દેશમાં બધે ઠેકાણે ચાલતી—નીચેની એક ઉપદેશપૂર્ણ—જેમાંથી શિખામણ મળી શકે તેવી—દંતકથા છે. એ દંતકથાને સાધારણ રીતે લોકો "શેખસલ્લીના વિચાર" કહે છે*:—

* આ વાત જો કે બહુ સાધારણ છે અને ગુજરાતી વાંચન-માળાની ત્રીજી ચોપડીમાં એ વિષેનો પાઠ પણ આપેલો છે, છતાં પ્રસ્તુત વિષયને માટે અહિં વિશેષ અનુકૂળ અને ઉપયોગી જાણીને જ દાખલ કરી છે. મતલબ ઘણીક મળતી હોવા છતાં થોડોક પાઠા ફેર હોવાથી વાંચનારને બહુ અણગમો ઉપજશે નહિ એમ ધાર્યું છે.

" એક દિવસ એક શેખસલ્લી નામનો મજુર કોઈ ગૃહસ્થનો ઘીનો ગાડવો માથા ઉપર ઉચકીને મૂકવા જતો હતો. તે ઉચકી જવાની મજુરીના બે પૈસા તે ગૃહસ્થે તેને અગાઉથી આપ્યા હતા, તે પણ તેના હાથમાં જ હતા. પછી એ પ્રમાણે માથા પર ગાડવો અને હાથમાં પૈસા લેઇને શેખસલ્લીભાઈ રસ્તે ચાલતાં ચાલતાં ભવિષ્યના સુખની આશાથી મોહાંધ બની જઇને મનમાં ને મનમાં કલ્પના–મનસુબા–કરવા લાગ્યા, કે " ચાલો, આ બે પૈસા તો જાણે મળી ચૂક્યા છે જ. અને આવા આવા ૧૬ ગાડવા ઉચકી લેઈ જઇશ એટલે ચટ દેતેકને એક અધેલી આપણી પાસે થઈ જશે. અને એમ અધેલી–અડધો રૂપિઓ–ગાંઠે કરી શકીશ એટલે તેની એક ના'ની સરખી બકરી* વેચાતી લેઇશ; અને રહેતે રહેતે તેનું દૂધ અને બચ્ચાં થશે તે વેચ્યાથી જ્યારે મારી પાસે દશ રૂપિઆની મૂડી થશે ત્યારે એક દૂઝણી ગાય વેચાતી લેઇશ. અને પછી જ્યારે એ ગાયના દૂધના વેચાણથી અને વાછરડા વાછરડીઓનો ખૂબ વધારો થયાથી મારી પાસે સો રૂપિઆની મૂડી થશે, ત્યારે એક અત્યંત રૂપાળી સુંદર કન્યા પરણી લાવીશ. એમ પરણ્યા પછી જ્યારે મારે છોકરા છોકરીઓ થશે, ત્યારે હું દશ જણમાંનો એક જણું બની જઇશ–સારા સારા આબરૂદાર ગૃહસ્થોમાં મારી ગણુતરી થવા માંડશે !! પછી તે વખતે બાઇડી મારી કેટલી બધી ખુશામત કરશે ! અને છોકરાં છૈયાં કેટલો બધો આદરભાવ કરશે અને અદબ રાખશે ! તે વખતે પછી મને મળા પણ કોણ શકે !! ખાવાને વખતે છોકરાં જ્યારે બોલાવા આવશે, ત્યારે હું અભિમાન કરીને એમ કહીશ કે, 'નહિ ખાયેંગા.' મૂર્ખ માણસો

---

* એના ગામમાં બકરીઓ બહુ સોંઘી મળતી હતી તેથી તેણે એવો વિચાર કર્યો હતો.

મનમાં ને મનમાં જેવા ભાવના મનસુબા કરે છે તેવા જ ભાવ શરીરે પણ પ્રકટ કરતા રહે છે. મતલબ કે મનના વિચારના જેવા માથું, હાથ, આંખો વગેરે આમ તેમ હલાવી ડોલાવીને ચાળા પણ કરતા જાય છે. તે જ પ્રમાણે શેખસલ્લીએ પણ 'નહિ ખાયેંગા' એમ બોલતાં બોલતાં તેવા જ ભાવનું માથું ધુણાવવામાં પણ કાંઈ કસર રાખી નહિ, તેથી તેના માથા પરનો ઘીભરેલો ગાડવો ભોંય પર પડી જઇને ચૂરેચૂરા થઈ ગયો. તે જોઇને એ ગાડવાના માલિકનો માણસ જે તેની સાથે પાછળ પાછળ ચાલ્યો આવતો હતો, તેણે એકદમ ધસી આવીને તેનું ગળું પકડયું. આમ થયાથી શેખસલ્લીભાઇની ઊંઘ ઉડી ગઈ અને મરતા સુધીમાં પણ ગાડવામાંના ઘીના પૈસા પૂરા કરી આપી શકયો નહિ."

તું આ શેખસલ્લીને વખતે છેક અક્કલ વગરનો મૂર્ખ ગણીને મનમાં ને મનમાં હસતી હોઇશ અથવા બીજું પણ ગમે તેમ બોલતી હોઇશ. પરંતુ જરાક ઊંડો વિચાર કરીને જોયાથી સમજવામાં આવશે કે સંસારમાં એવા શેખસલ્લીઓની કાંઈ ખોટ નથી. વાંચનમાળાની છઠ્ઠી ચોપડીમાં ફૂલણજીની વાત છે તે પણ એવા ઉડાઉઓની ખરાબીના સંબંધમાં ખરેખરી શિખામણ લેવા જોગ છે.

૩. ઉધાર કરીને ખરચ કરવાનું કામ નભાવવું એ પણ અનુચિત—અયોગ્ય—છે. ગમે તે બાબતનું ખરચ કરવું હોય, તે જ્યાંસુધી નગદ નાણાથી એટલે રોકડા પૈસા આપીને કરી શકાય, ત્યાંસુધી કદી પણ ઉધારે કરવું નહિ. ઘણા માણસોને પોતાની અવસ્થાને લીધે અગત્યના માર્યા વખતો વખત ઉધારે કામ ચલાવવું પડે છે. એ વાત ખરી છે, પરંતુ ઉધારે કામ કર્યામાં કાંઇ ને કાંઈ પણ ઠગાવું પડે જ છે, એ વાત સઘળાં માણસોએ ધ્યાનમાં રાખવી જોઇએ.

ઉધારે ખરચ ચલાવ્યાના બે મોટા દોષ—અવગુણ—છે. પહેલો દોષ એ છે કે, એવી રીતથી એક રૂપિયાનું કામ ઓછામાં ઓછા સત્તર આના ખરચ્યા વિના કદી પણ થઈ શકતું નથી. અને બીજો દોષ એ છે કે, એથી ખરચનો માર્ગ મોકળો થાય છે એટલે ખરચ વધારે થાય છે. આગળ ઉપર થવાની પેદાશની આશાએ અગાઉથી ખરચ કર્યાની કટેવની પેઠે એ પણ અનેક જણના સંસારની સત્યાનાશની પાટીનું કારણ થઈ પડે છે. આપણે એમ ધારો કે તેં કાપડિયાની દુકાને ઉધાર બાકીના હિસાબનું ખાતું ચલાવ્યું, તો તેથી જે વખતે મરજીમાં આવે તે વખતે જે લૂગડું જોઇએ તે તને મળી શકે; અને એવી રીતની સગવડતા હોવાથી નિશ્ચય તારે જેટલાં લૂગડાંની જરૂર હોય તેના કરતાં વધારે ખરીદ થવાનાં જ. છોકરૂં સારૂં ભભકાદાર લૂગડું માગે તો તે વખતે પૈસા હાથમાં ના હોય તે છતાં પણ જોઇતું લૂગડું લાવવાની જેવી જોઇએ તેવી સગવડ હોવાથી, અવશ્યે તે લૂગડું આણવામાં કસર રહેવાની નહિ. હવે એક બીજી સ્ત્રી છે. તે ઉધારે કશું કામ કરતી નથી તેથી તેનું છોકરૂં લૂગડાને માટે સેંકડોવાર રડે તોપણ જ્યાંસુધી તેની પાસે પૈસાનો જોગ થશે નહિ, ત્યાંસુધી તે લૂગડું ખરીદ કરતાં અટકી રહેવાની જ. આવી રીતનો વિચાર કરીને જોવાથી સમજવામાં આવશે, કે ખરચનો માર્ગ મોકળો અને સુગમ—સહેલો—કરવો ઘટારત નથી. ઘણાક તો એવા વિચાર વગરના લોકો છે, કે જેઓને પાસે પૈસા હોય તે છતાં પણ જે જણસ ભાવની જરૂર હોય તે ઉધારે હોરવાનું—ખરીદ કરવાનું—સારૂં લાગે છે.

૪. પેદાશના પ્રમાણમાં ખરચનો બંદોબસ્ત કરીને પૈસા વાપરવા જોઇએ. નવું વરસ શરૂ થાય તે પહેલાંથી જ આખા વરસના

ઉપજ ખરચના અડસટ્ટાનો હિસાબ ( બજેટ ) તૈયાર કરવો જોઇએ. એમ ધાર કે તારા પતિની માસિક પેદાશ પચાસ રૂપિઆની છે. તેથી આખા વરસના થઇને છસો રૂપિઆની આવક થવાનો સંભવ છે. હવે અગાઉ કહેલા નિયમ પ્રમાણે એ આવકનો ચોથો ભાગ એટલે દોઢસો રૂપિઆ બચાવીને સંઘરી રાખવામાં આવે તો બાકી રહેલા સાડા ચારસો રૂપિઆમાંથી ઘર-સંસારનો સઘળો જરૂરનો ખરચ તારે ચલાવવો જોઇએ. તેટલા માટે તારા કુટુંબ પરિવારનાં-ઘરનાં-માણસોની સંખ્યા અને તારા ઘરની અવસ્થાને અનુસરીને એટલા રૂપિઆને જુદી જુદી જાતના ખરચને માટે ફાળવી નાંખીને અડસટ્ટાનો હિસાબ તૈયાર કરવો જોઇએ.

કુટુંબ પરિવારની અવસ્થાને અનુસરીને જુદા જુદા માણસોને માટે જુદી જુદી જાતનો ખરચ કરવાની જરૂર હોવા છતાં પણ ગૃહસ્થ-ઘર માંડીને રહેનાર-માત્રને કેટલોક સાધારણ ખરચ હોય છે. જેવો કે—ભોજન ખરચ, લૂગડાં લત્તાં, રહેવાના ઘરનું ભાડુ અથવા મરામત, સરકારી અને બીજા કર, છોકરાંઓની કેળવણી, ઓસડ વેસડ અને વૈદ્ય ડાકટરનો ખરચ, દેવસેવા અથવા ધર્મકર્મ, ઘરનો સરસામાન, પુસ્તકો વગેરેની ખરીદી અને વ્યવહાર સાચવવાને માટે કરવો જોઇતો જરૂરનો ખરચ. તે ઉપરાંત પરિવારમાંના પ્રત્યેક જણને પોત પોતાની સામાન્ય સામાન્ય જરૂરીઆતો પૂરી પાડવાને સારૂ વ્યક્તિગત--એટલે દરેક માણસનો--ખરચ પણ આવશ્યક છે.

વાર્ષિક ખરચ ચલાવવાને માટે કુલ જેટલા રૂપિઆ હિસાબમાં ગણ્યા હોય, તેમાંથી થોડાક રૂપિઆ અણધાર્યા ખરચને માટે બાદ કરી રાખીને બાકીના રૂપિઆ પોતાની અવસ્થાને અનુસરીને ઉપર કહ્યા પ્રમાણે જુદી જુદી જાતના ખરચના પેટામાં ફાળવી નાંખવા

જોઇએ. એ પ્રમાણે નહિ કરતાં જે પ્રમાણે જરૂર પડતી જાય તે પ્રમાણે ખરચ કરતાં રહેવામાં આવે તો ઘણુંખરૂં અનેક સ્થળે પેદાશના કરતાં પણ વધારે ખરચ થઈ જાય છે. ઉપર કહ્યું તેવી રીતના અડસટ્ટાના હિસાબ--બજેટ--પ્રમાણે એટલે એવા અડસટ્ટાને બની શકે તેટલું અનુસરીને--ખરચ કરતા રહ્યા છતાં પણ કોઈ કોઈ વખતે મુકરર કરેલી ખરચની હદનું ઉલ્લંઘન થતું નથી--અડસટ્ટાથી ધારીને જે રકમ ખરચવાનું ઠરાવ્યું હોય તેનાથી વધારે ખરચ વખતે કરવું પડતું નથી--એમ કાંઈ નથી; તોપણ એક બાબતમાં પાંચ રૂપિઆ વધારે ખરચ થઈ જાય તો તેની કસર કાંડવાને માટે બીજી બાબતમાં દશ રૂપિઆ બચાવવાનો પ્રયત્ન કરીને છેવટ સરવાળે લગભગ ધાર્યા પ્રમાણે પાર પાડવાનો એથી સંભવ રહે છે.

૫. ઉપજ ખરચનો બરાબર રીતસર હિસાબ રાખવો એ બહુ જ જરૂરની બાબત છે. મૂર્ખ માણુસો છે તેઓ જ એમ કહે છે કે, "પોતાના પૈસા પોતાના હાથે ખરચ કરવા, તેમાં તે વળી હિસાબ શો ને કિતાબ શો ? બીજા કોઈ-પરભાર્યા માણસને ઉપજ ખરચની વિગત દેખાડવાની જરૂર હોય ત્યાં હિસાબ કિતાબ અને નામા ઠામાની ગરજ પડે." એવા ઉડભંગ માણુસો ગમે તેમ ભલે બકે. પરંતુ હિસાબ રાખવાની આવશ્યકતા વિષે હું તો કશું વધારે કહેવા ચાહાતી નથી, કારણ કે દરેક સમજુ સંસારી માણુસ હિસાબ રાખે છે; અને તેથી જ શાબિત થાય છે કે તેની આવશ્યકતા પણ તેઓ કબૂલ કરે છે. તોપણ, શિક્ષણની ખોટને લીધે યથોપયુક્ત એટલે જોઇએ તેવી રીતે બરાબર હિસાબ રાખવાની જેમનામાં શક્તિ હોતી નથી, તેવી કેટલીક સ્ત્રીઓ ભીંત,પર કે થાંભલા પર ચૂનાનાં ટપકાં કે ખડીના લીટા કરી રાખે છે અને કોઈ કોઈ તો વળી દોરડીએ એક પછી એક ગાંઠો

વાળતી રહીને અસંપૂર્ણ રીતે—જેવો તેવો—માત્ર અત્યંત જરૂરનો હિસાબ જાળવી રાખે છે.

સંસાર—વ્યવહારનો વહિવટ ચલાવવાને માટે બહુ બહુ પ્રકારના લોકોની સાથે કામ કાજ પાડવું પડે છે અને નગદ નાણાથી એટલે રોકડા પૈસા આપીને સઘળો ખરચ કર્યા છતાં પણ એવા લોકોની સાથેના કામકાજમાં હિસાબ રાખવાની જરૂર પડે છે. ગૃહિણીનાં કર્ત્તવ્ય કર્મોની કાંઈ સીમા—હદ—નથી, તેથી તેને અનેક પ્રકારની બાબતો વિષે વિચાર કરવાની અને યાદ રાખવાની જરૂર પડે છે; અને એવી અવસ્થામાં સઘળી વાત મનમાં સંભારી રાખી શકાય એ અસંભવિત છે.

વળી જો, કે આપણે વાત થઈ ગઈ તે પ્રમાણે તેં જાણે આખા વરસના જમા ખરચનો હિસાબ અગાઉથી નક્કી કરી રાખ્યો છે; અને તેની અંદર લૂગડાં લત્તાંના ખરચના પચાસ રૂપિઆ અને સામાજિક વ્યવહાર ખાતાના ખરચના પચીસ રૂપિઆ મૂકેલા છે. પણ જો તું બરાબર રીતસર હિસાબ રાખતી ના હોય તો વરસ આખરે શી રીતે તારા સમજવામાં આવે કે એવી એવી દરેક બાબતનું ખરચ તેં પ્રથમથી નક્કી કરી રાખેલા આંકડા કરતાં વધી ગયું નથી ? પણ જો નામું બરાબર રાખવામાં આવતું હોય તો કોઈ બાબતમાં પ્રથમથી મુકરર કરેલા કરતાં વધારે ખરચ થઈ જાય તો તે જાણવામાં આવી શકે અને તેથી આગળ ઉપર એ સંબંધી ખરચમાં બની શકે તેટલી કાપકુપ ને કરકસર કરવાને સાવચેત થઈ શકાય.

હિસાબ બરાબર રાખવો એ વધી જતા ખરચની બાબતમાં સાવધાનીથી રહેવા વર્તવાની શિખામણ અને ચાનક મેળવવાનો એક મુખ્ય ઉપાય છે. બરાબર રીતસર હિસાબ રાખ્યાથી પોતાની અવસ્થા

કરતાં ખરચનું પ્રમાણ વધારે થઈ જતું જોઇને વખતો વખત મનમાં દુઃખ ઉત્પન્ન થાય છે; અને એમ લાગે છે કે તેટલા માટે જ વગર વિચારે ઉમાપ અને ઉડાઉપણાથી ખરચ કરનારા માણસો નામું ઠામું રાખવાની અનિચ્છા--નાખુશી, અણગમો--દેખાડે છે, અને હિસાબ કિતાબ રાખવાની કશી જરૂર નથી એવી વાત સિદ્ધ કરવાને માટે અનેક પ્રકારની યુક્તિઓ અને તજવીજો કરે છે.

તેટલા માટે બેન ! જો તારે ખરેખરી વિચારીને કરકસરથી ખરચ કરનારી થઇને ધનનો સંગ્રહ કરવાની ઇચ્છા હોય, અને જો બીજાને છેતરવાની અથવા બીજાનાથી પોતે છેતરાવાની મરજી ના હોય, તો એક બદામ પણ હિસાબ રાખ્યા વિના જમા કે ખરચ કરીશ નહિ. જો કદિ બીજા કોઇ પણ કારણને માટે ગૃહિણીઓએ લખતાં વાંચતાં શીખવાની આવશ્યકતા ના હોય, તોપણ માત્ર એવો સંસાર–અવહારનો ઉપજ ખરચનો હિસાબ રાખવાને માટે પણ સ્ત્રી જાતિ માત્રે લખતાં વાંચતાં શીખવાની ખરેખરી આવશ્યકતા છે. લક્ષ્મી બેન ! મને કહેતાં બહુ શરમ લાગે છે કે, એવી પણ અનેક ગૃહિણીઓ છે, કે જેઓ બરાબર રીતસર હિસાબ કિતાબ રાખે એ વાત તો દૂર રહી, પણ ભૂલ પડયા વિના અનુક્રમે વીસથી વધારે સંખ્યા ગણી શકવાને પણ સમર્થ હોતી નથી !

૬. વળી સામયિક એટલે અમુક અમુક વખતના ખરચના કરતાં નિયમિત ખરચના ઉપર વિશેષ નજર રાખતી રહેજે. કોઇ પણ કારણથી એક વખતે પાંચ રૂપિઆ વધારે ખરચ કરતાં જેટલો વિચાર કરવાની આવશ્યકતા છે, તેના કરતાં પણ નિત્યના નિયમિત ખરચની અંદર એક પૈસો પણ વધારે ખરચતાં વિશેષ વિચાર કરવાની બહુ જ જરૂર છે. અને તેથી જે બુદ્ધિમાન ગૃહિણીઓ છે તેઓ એવા નિયમિત ખરચમાં વધારો કરતાં વિશેષ સાવધાન રહે છે.

વળી જો, કે એક વાર એક બાબતના ખરચમાં વધારો કરવામાં આવે તો પછી તેને કમતી કરવાનું કામ બહુ કઠણ થઈ પડે છે. જે વખતે મરજીમાં આવે તે વખતે ખરચનો માર્ગ મોકળો કરી શકાય છે–ખરચમાં વધારો થઈ શકે છે–પણ ઘટાડો કરવાનું એમ ઝટ બની શકતું નથી. જો તારી પાસે પૈસાની જોગવાઈ હોય, તો આજ જ તું રાજાની રાણીના જેવો ખરચ કરવા ધારે તો કરી શકે; પણ રાજાની રાણી ગમે તેટલી ઇચ્છા કરે–ધારે–તો પણ આજ તેનાથી તારા મારા જેવો ખરચનો ઘટાડો થઈ શકશે નહિ. આમ હોવાથી જ મારે કહેવું પડે છે કે, ખરચનો માર્ગ મોકળો કરવો સહેજ છે, પણ તેને સંકડાવવો બહુ કઠણ છે.

૭. ખરચના હલકા ભારેપણાનું એટલે ઓછી અગત્યના અને ઘણી અગત્યના ખરચનું જ્ઞાન હોવાની અવશ્યે જરૂર છે. કોઈ ખરચ ના કરીએ તો ચાલે નહિ જ, અને કોઈ ખરચ કરીએ નહિ, તોપણ તેના વિના ચાલી શકે, એ વિષેનું જ્ઞાન ના હોય તો ખરચ ખૂટણનો વહિવટ ચલાવવામાં બહુ અવ્યવસ્થા–ગોટાળો–થઈ જાય. આપણા શરીરના રક્ષણને માટે ભોજન, પહેરવા ઓઢવાનાં વસ્ત્ર, અને શયન એટલે સૂવાને માટે શય્યા વગેરે સામગ્રી, એ ત્રણ બાબતોના ખરચની ખરેખરી અગત્ય છે. આહાર–ભોજન–ના કરીએ, ટાઢ તડકા વગેરેથી શરીરનું રક્ષણ ના કરીએ અને બિશ્રાન્તિ તથા શયનને માટે રહેવાનું ઘર ના બાંધીએ તથા પથારી પલંગ વગેરેની જોગવાઇ ના કરી રાખીએ, તો જીંદગાની ધારણ કરી રાખવાને આપણે અસમર્થ થઈ પડીએ; તેટલા માટે એવી બાબતોનું જે ખરચ તે શારીરિક અને માનસિક સુખદાયક –શરીર અને મનને સુખી કરનાર–હોવાથી બીજી બાબતોના ખરચના કરતાં વધારે ભારે એટલે વિશેષ અગત્યનું છે.

બેન, ખરચના હલકા ભારેપણા સંબંધી વિસ્તારથી સમજણ પાડતાં તો બહુ બહુ વાતો કહેવી પડે; એટલું જ નહિ પણ આખો દહાડો બેશીને કહ્યા કરૂં તોપણ બધી વાત કહી શકાય કે નહિ એ સંદેહની વાત છે. એ બાબતની સાથે મનુષ્યના મનુષ્યત્વ--માણુસાઈ--અથવા મહત્વ--મોટાઇ--નો અતિશય ગૂઢ સંબંધ રહેલો છે. અનેક ગૃહિણીઓ જો ખરચ કમતી કરવો હોય તો, ખરચના હલકા ભારેપણાનો કશોએ વિચાર કર્યા વિના વખતે છોકરાં છૈયાંનું દૂધ દહીં લેવામાં, કુટુંબ પરિવારનાં માણુસોના ખાવા પીધાના ખરચમાં, અથવા આંધળાં લૂલાં વગેરે દીન દુઃખીઓને સહાય કરવામાં અને દાન આપવામાં, કિંવા સ્વદેશના કલ્યાણને માટે જે કાંઈ ખરચ થતો હોય તેમાં જ કાપકુપ કરવાને ચહાય છે; પણ પોતાના ઠાઠમાઠ અને ફુલારાના બીજા કામને માટે જે ખરચ થતો હોય છે, તેમાંથી એક પાઈ સરખી પણ ઓછી કરવાને ખુશી હોતી નથી.

"ગમે તો હું એકવાર આહાર કરીશ--આખા દિવસમાં ફક્ત એકવાર ખાઇને ચલવીશ--પણ ખાલી એટલે ઘરેણાં ગાંઠાં વગરના ઉઘાડા હાથ પગ લેઇને દશ જણની અંદર જઇને અપમાનિત થઈ શકીશ નહિ." "નહિ હોય તો છોકરાનું દૂધ બંધ કરી દેઇશું, કારણ કે તે વરસ દહાડાનો થવા આવ્યો છે એટલે જે ખવાશે તે ખાઇને ચલવશે અને મોટો થશે; અને એમ છતાં જરૂર પડશે તો હું પોતે બે દહાડા અપવાસ કરીને ચલાવી લેઇશ, પણ છોકરાને ઓઢણુ કરાવવાનું છે તે ચોરની પેઠે છાનાંમાનાં, ભાત દાળ કે બીજું જે ખાઇ શકે તેવું એના મ્હોંમાં ઘાલીને વટલાવવાનું તો કદી બની શકવાનું નથી. તે વખતે આંગણા આગળ ઢોલ વાગે નહિ અને ચાર લોક જોવા

જાણવા અને વાહ વાહ કહેવાને ભેગું થાય નહિ, એમ તે બને ખરૂં કે? એ મા ! એવું ગુપ ચુપ બોટણું કરાવવાનું કેમ સહન કરો શકાય!"

"છોકરાના વિવાહ--લગ્ન--માં જ્યારે પાંચ સગાં વહાલાં અને વહેવાર તથા ઓળખાણ પિછાણવાળાંને કોળિયો લાવશી પણ ખવરાવાય નહિ, કુટુંબ પરિવારનાં પાંચ માણસો વિવાહ માહાલવાને ભેગાં થઈ શકે નહિ, ગોરને અને બ્રાહ્મણોને બે પૈસાની મતા મળે નહિ, અને દશ માણસો જ્યારે ધામધુમ જોઈ કે જાણી શકે નહિ, ત્યારે એવા વિવાહ પણ શા કામના? એમ નહિ કરતાં ગુપચુપ વિવાહનું કામ કરીએ તે કરતાં તો વખતે બે વરસ દુઃખ ભોગવીને ખાઇશું પીશું અને છોકરાને અંગ્રેજી નિશાળે નહિ મોકલતાં બે વરસ ગૂજરાતી નિશાળમાં જ ટીચાવા દેઇશું. વળી દાન ધરમ અને સેવા પૂજા વગેરેનું જે ખરચ કરીએ છીએ તે બે વરસ બંધ રાખીશું અને સાસુ સસરાનાં શ્રાદ્ધ સંવત્સરી કરવાનું પણ ત્યાંસુધી માંડી વાળીશું, પણ છોકરાના વિવાહ તો કોઇ ના જાણે તેમ થવા નહિ દેઉં. વળી જો હમણાં અંગઉધાર રૂપિઆ મળી શકતા ના હોય, તો લો આ મારા શરીર ઉપરનાં ધરેણાં ગાંઠાં ઉતારી આપું છું, તે મૂકી આવીને તેના ઉપર જ્યાંથી મળી શકે ત્યાંથી વ્યાજે રૂપિઆ ઉપાડી લાવો. જો નસિબમાં હશે તો બે વરસ પછી પાછાં એ ધરેણાં છોડાવી લાવીશું, અને કદાપિ કાંઈ નહિ બને તો ભલે દેવામાં ડૂબી જાય, પણ છોકરાનાં લગન તો કાંઈ ચોરની પેઠે થાય નહિ."

અભણ અને મૂર્ખ ગૃહિણીઓને મ્હોડેથી આવી આવી અનેક વાતો ઘણી વાર સાંભળવામાં આવે છે. અને એ સઘળું ખરચનું હલકા ભારેપણું નહિ સમજી શકયાનું જ ફળ છે, એ વાત તું અવશ્યે કબૂલ કરીશ. આ વિષયનાં બીજાં ઘણાં દૃષ્ટાંતો આપી શકાય અને ઘણું

વિવેચન પણ થઈ શકે. પરંતુ બેન ! 'રાત થોડી ને વેશ ઘણા ' એની પેઠે મારે કહેવાનું બહુ છે અને વખત થોડો છે, તેથી ટૂંકામાં આટલેથી પતાવું છું. જો તું તારો સંસાર સુખી અને સલામત રાખવા ચાહાતી હોઉં તો ખરચનું હલકા ભારેપણું બરાબર સમજ્યા વિના કદી પણ એક બદામ પણ વાવરીશ નહિ. 'મૂળામાં મીઠું ને કેળાંમાં ખાંડ જ જોઇએ ' એવો વિચાર કરીને દરેક કામ કરવાની ટેવ રાખજે. એમ નહિ કર્યાથી ઘરને ઠેકાણે ગંગોલિયું થઈ જશે અને પાછળથી લોકમાં ફજેતીના ફાળકા ઉડશે તે જૂદા. પ્રથમ વાહવાહ કરનાર જ પાછળથી આંગળીઓ અને ઠેકડીઓ કરશે અને બહાર મ્હો કાઢીને ચાલવા દહાડો પણ નહિ રહે.

૮. જરૂર હોય તે પ્રમાણે જ ઘરનો સરસામાન ખરીદ કરવો અને તે બરાબર સાચવીને રાખવો તથા વાપરવો. જે ચીજ જોઈ તે ખરીદ કરી લાવીને પછી પેટી કે પટારાની અંદર પૂરી રાખવી એવો એક પ્રકારનો રોગ અનેક ગૃહિણીઓનામાં જોવામાં આવે છે. જે ઘરની અંદર દસ થાળીઓ, પંદર વાડકીઓ અને પાંચ સાત નાનાં છાલવાં કે કટોરા હોય તો સંસાર-વ્યવહારનું સર્વ કામ જેવું જોઇએ તેવું સુખે ચાલી શકે, તેવા સામાન્ય ઘરની અંદર પણ ગૃહિણીના એવા રોગ-દોષ-થી સો પચાસ થાળી વાડકા અને પ્યાલા પ્યાલીઓ પટારા અને છાજલીઓ ઉપર ભરી મૂકેલાં પડયાં રહે છે. અને બે ચાર વરસે કદાપિ એકાદ દિન પણ એમનો ખપ ભાગ્યે જ પડે છે.

ઉદાહરણને માટે જ હું માત્ર થાળી વાડકાની વાત કહું છું. પરંતુ વિચાર કરીને જોયાથી એવો અનેક જાતિનો નિરૂપયોગી-નકામો વધારાનો સરસામાન ઘણી ગૃહિણીઓના ઘરની અંદર ભરી મૂકેલો જોવામાં આવશે. એવા સરસામાનથી જેમ ખરચમાં વધારો થાય છે,

તેમ ઘરની ગોઠવણમાં પણ ઘણીક ગરબડ અને અડચણ થઈ પડેછે. વળી ઘણીક તો એમ માની બેઠેલી જ હોય છે કે એવી રીતે જણસ ભાવ ઘરમાં ભર્યા કરવાથી જ ધનનો સંચય અને રક્ષણ થાય છે. પણ થોડોક વિચાર કર્યાથી સમજી શકાશે કે, ધનના સંગ્રહ અને રક્ષણનો ઉપાય તો એનાથી સંપૂર્ણ પૃથક એટલે છેક જૂદો જ છે. એવા ઉપાયથી તો એક રૂપિઆના આઠ આના પણ સંઘરાઈ અને સચવાઈ રહેવા કઠણ છે. કારણ કે, એવી કહેવત ચાલે છે કે "પહેર્યો ત્યારે ચૂડો અને કહાડ્યો એટલે શેંખળાં" તે પ્રમાણે વાસણ કુસણ વગેરે ગમે તે સરસામાન જ્યારે નવો લીધો હોય ત્યારે તો તેના પૂરેપૂરા પૈસા આપવા પડ્યા હોય છે, પરંતુ ચાર દિવસ ઘરમાં રાખ્યા પછી બિલકુલ વાપર્યા વગર પણ જો તે સામાન વેચવાને વાસ્તે કાઢવામાં આવે તો "જૂનાં ઠીકરાં" કહેવાય અને અડધિઆણુ નાણું બંધ બેસતાં પણ નવનેજા થાય. એવી જ રીતે બધી તરેહના સામાનને માટે સમજવું. પરંતુ જો તેમ નહિ કરતાં વાસ્તવિક રીતના ઉપાયથી જો ધનનો સંઘરો અને રક્ષણ કરી શકાય, તો તેમાં દિન પર દિન વધારો થતો રહે.

૯. વાસ્તવિક રીતના ઉપાયોથી ધનનો સંઘરો અને રક્ષણ કરવાનું જે મેં કહ્યું, તેમાંનો એક સૌથી સલામત અને સુગમ ઉપાય ટપાલ હાફિસમાં રૂપિઆ જમે મંડાવાય છે તે છે, એ વાત તો તેં જરૂર સાંભળી હશે જ; કારણ કે હું જાણું છું કે તારા સ્વામીએ તારા નામે ટપાલ હાફિસમાં રૂપિઆ જમે મંડાવ્યા છે. પરંતુ એ સંબંધી સઘળી હકીકત તું સારી પેઠે સમજી શકી છું કે નહિ, તેની મને ખબર નથી. તેથી એ વિષેની યાદ રાખવા જોગ બિના અત્યારે હું તને કહી સંભળાવું છું, તે બરાબર મન દેઈને સાંભળ. ટપાલ હાફિસમાં રૂપિઆ

જમે મંડાવે છે તેને અંગ્રેજીમાં "પોસ્ટલ સેવિંગ્સ બેંક" કહે છે. આપણી ભાષામાં એનું ઉપયુકત--જેવું ઘટે તેવું--નામ નથી; કારણ કે એ પ્રથા--ચાલ--પ્રથમ અંગ્રેજ લોકોના મુલકમાંનો છે, તે જોઇને આપણા દેશની ટપાલ હાફિસોમાં પણ ચાલુ કરવામાં આવ્યો છે. તોપણ અંગ્રેજી શબ્દોના અર્થ પ્રમાણે આપણી ભાષામાં એને "સંગ્રહ-ભંડાર" એવું નામ આપી શકાય. થોડે થોડે કરીને સંચય અને તેનું રક્ષણ કરવાના કામ માટે એના જેવો ઉત્કૃષ્ટ--સૌથી સારો--ઉપાય બીજો કોઈ નથી. તેટલા માટે એ બાબત તને સમજણ પાડવાની ઇચ્છા મને થઈ આવી છે. દરેક ગૃહિણી માત્રને એ સંબંધી જ્ઞાન- માહિતી--હોવાની આવશ્યકતા છે.

સાંભળીને તને સુખ અને આનંદ ઉત્પન થશે કે ધનનો સંગ્રહ કરવાનો એવો સૌથી સરસ ઉપાય પહેલ વહેલો એક સ્ત્રીએ શોધી કાઢયો છે તથા તેણે જ સર્વથી પ્રથમ એ પ્રમાણે સંગ્રહ કરવા માંડીને તેના અનેક લાભ લોકોને દેખાડી આપ્યા છે. એ પરોપકારી અને બુદ્ધિમાન સ્ત્રીનું નામ કુમારી પ્રિસ્સિલા વેકફીલ્ડ ( Miss Prescella Wakefield ) હતું. ગરીબ સ્થિતિની બાલિકાઓ--કન્યાઓ--ના કલ્યાણને માટે તેણે પહેલ વહેલી એવી એક બેંક ઉઘાડી હતી.

ઇંગ્લંડ દેશની પોસ્ટ ઑફિસોમાં એવી સેવિંગ્સ બેંક પહેલ વહેલી ઇ. સ. ૧૮૬૧ ની સાલમાં ઉઘાડવામાં આવી હતી. પછી રહેતે રહેતે તેના લાભ અને ઉપયોગીપણાનો અનુભવ થયાથી ઇ. સ. ૧૮૮૧ ની સાલથી આપણા આ ભરતખંડ દેશની પોસ્ટઓફિસોમાં પણ એવી બેંકો ઉઘાડવાનો રિવાજ ચાલુ કરવામાં આવ્યો છે.

આપણા દેશના કાં દરિદ્ર--ગરીબ, કાં મધ્યમ સ્થિતિના એટલે છેક ગરીબ પણ નહિ તેમ બહુ ધનવાન પણ નહિ તેવા, અને કાં

ધનવાન, એ સઘળી પંક્તિના મનુષ્યોમાં અમિતવ્યયી એટલે હદ ઉપરાંત ખરચ કરનારા અને હિસાબ નહિ રાખનારા લોકો ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે. એવા લોકના હાથમાં પૈસા હોય તો જ્યાંસુધી તે બધા ખરચી નાખે નહિ ત્યાંસુધી તેમનાથી સ્થિર રહી શકાવાનું નહિ. તેમાં પણ મધ્યમ સ્થિતિના લોકોમાં એ દોષ--અવગુણ--નું પ્રબળ ઘણું જણાય છે. આમ હોવાથી ટપાલ હાફિસની સેવિંગ્સ બેંકમાં રૂપિઆ જમે કરાવી રાખવાનો નિયમ ધનના સંગ્રહને માટે સર્વોત્તમ ઉપાય છે; અને તેથી દરેક ગૃહિણીએ એ બેંક સંબંધી જે જે નિયમો ચાલે છે તે સર્વ જાણી રાખવાની જરૂર સમજીને તેમાંના મુખ્ય મુખ્ય નિયમો અત્યારે હું તને કહી સંભળાવું છું.

## હિંદુસ્તાનની પોસ્ટલ સેવિંગ્સ બેંક સંબંધી નિયમો.*

### ૧. પોસ્ટ આફિસની સેવિંગ્સ બેંકો સ્થાપવામાં સરકારનો શો હેતુ છે તે વિષે.

૧. પોસ્ટ ખાતાંની સેવિંગ્સ બેંકો સ્થાપન કરવામાં સરકારની મતલબ એવી છે કે, બચેલું નાણું અનામત મૂકી રાખવામાં લોકોને સગવડ કરી આપવી; અને એથી કરીને, કરકસરથી રહેવાની ટેવને ઉત્તેજન આપવું. ચાલુ ખાતું, ( એટલે રોજ પૈસા મૂકવા ને રોજ કાઢી લેવા, ) એવું ખાતું રાખવા માટે સેવિંગ્સ બેંકનો ઉપયોગ કરવાનો નથી; અને જે હેતુથી સેવિંગ્સ બેંકો સ્થાપવામાં આવી છે તે સિવાય કોઈ બીજી રીતે કોઈ પણ નાણાં મૂકનારે એનો ઉપયોગ કર્યો

* પોસ્ટ ઓફીસની સેવિંગ્સ બેંકમાં નાણાં અનામત મૂકનારાઓની સમજુતી માટેના નિયમોની સરકારે પ્રસિદ્ધ કરેલી ચોપડીમાંથી આ નિયમો તારવી કાઢીને મૂક્યા છે.

છે, એવું માનવાને જો પોસ્ટ ઓફિસના કંટ્રોલરને કારણ મળે તો, તેવા ધણીનું ખાતુ બંધ કરવાને તેને સત્તા આપવામાં આવી છે.

## ૨. કોણ કોણ થાપણ મૂકી શકે તે વિષે.

કોઇપણ આસામી ( અ ) પોતાને માટે, અથવા ( બ ) કોઈ સગીર ખેશીની તરફથી, અથવા ( ક ) વાલી તરીકે કોઈ સગીરની તરફથી પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકમાં નાણાં મૂકી શકે.

## ૩. ખાતું ઉઘાડવામાં અને થાપણ મૂકવામાં બંધનો.

( ૧ ) કોઈ પણ શખ્સ પોતાને માટે નાણાં મૂકી શકે, પણ કોઈ પણ રીતે પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકમાં તેના નામનાં એક કરતાં વધારે ખાતાં ન હોવાં જોઇએ.

( ૨ ) કોઈ પણ શખ્સ પોતાને માટે ખાતું ઉઘાડવા ઉપરાંત પોતાના સગીરો જેઓનો તે ખેશી કે વાલી હોય તે દરેકને માટે જુદું જુદું ખાતું ઉઘાડી નાણાં મૂકી શકે, પરંતુ એવાં દરેક સગીરને માટે એકથી વધુ ખાતું ઉઘાડી શકાશે નહિ.

( ૩ ) બે અથવા વધારે શખ્સોનાં એકઠાં નામ ઉપર થાપણ મૂકી શકાશે નહિ, પરંતુ આ નિયમથી કાંઈ એમ નથી ઠરતુ કે કોઈ જાણીતી પેહેડી તરફથી થાપણ ન મૂકી શકાય.

( ૪ ) કોઈ પણ વેળાએ ઓછામાં ઓછી ચાર આનાની રકમ થાપણ તરીકે મૂકી શકાશે અને એવી કોઇપણ રકમ કે જેની અંદર આનાના ભાગ સમાયેલા છે જેવા કે પા આનો, અડધો આનો અને પોણો આનો તેવી રકમ થાપણ તરીકે લેવામાં આવશે નહિ.

( ૫ ) કોઇપણ એક સરકારી વરસમાં એટલે તારીખ ૧ લી એપ્રિલથી તે તારીખ ૩૧ મી માર્ચ સુધીમાં કોઇપણ નાણાં મૂકનારથી સઘળા મળી રૂ. ૨૦૦ થી, વધારેની થાપણ મૂકી શકાશે નહિ,

તેમજ વ્યાજ બાદ કરતાં ૨,૦૦૦ રૂપીઆથી વધુ રકમ કોઇપણ વખતે તેને ખાતે સીલક રાખી શકાશે નહિ. વળી સગીર તરફથી વાલી યા સગાએ ઉઘાડેલા ખાતામાં વ્યાજ બાદ કરતાં ૧,૦૦૦ રૂપીઆથી વધુ રકમ રાખી શકાશે નહિ.

**સૂચના**—જે નાણાં ઉપાડી લેવામાં આવે તેની સાથે રૂ. ૨૦૦ ની વાર્ષિક હદને સંબંધ નથી એટલે તે હદ લાગુ પાડતી વખતે ઉપાડી લીધેલાં નાણાં બાદ કરવાં નહિ.

## ૪. નાણાં પાછાં કાઢી લેવાની સત્તા, અને શી શી સરતોએ તે કાઢી લેવાં તે વિષે.

(૧) કોઇ પણ થાપણ મૂકનાર પોતાના ખાતામાંથી અઠવાડિયામાં ફક્ત એક જ વેળા નાણાં ઉપાડી શકશે. "અઠવાડિયું" એટલે સોમવારથી શનિવાર સુધીનો વખત સમજવો (એ બેઉ દિવસો અઠવાડિયામાં જ ગણવા). એ રીતે કોઈ નાણાં મૂકનાર પોતાના ખાતામાંથી શનિવારે નાણાં ઉપાડી શકશે, અને વળી તેની પછીના સોમવારે પણ ઉપાડી શકશે.

(૨) કોઈ સગીર પોતાને નામે પોતે મૂકેલાં નાણાં ઉપાડી શકશે; પરંતુ સગીરને માટે જે નાણાં મૂકવામાં આવ્યાં હશે, તે નાણાં તો, જ્યાંસુધી તે પુખ્ત ઉમ્મરનો થાય ત્યાંસુધી, તેનો જે વાલી હશે તેનાથી જ ઉપાડી શકાશે.

(૩) કુંવારી અથવા પરણેલી સ્ત્રીઓએ પોતાને નામે પોતે જે રકમ મૂકેલી હશે તે તેઓ ઉપાડી શકશે; અને જે સ્ત્રીઓએ પોતાની કુંવારી અવસ્થામાં નાણાં મૂકયાં હોય, તે પરણ્યા પછી પણ પોતાને નામે તેઓ ઉપાડી શકશે. કોઈ સ્ત્રી—સગીર જેની વતી નાણાં મૂક-

વામાં આવ્યાં હોય તે પરણેલી હોય અથવા જો તેની તરફથી ખાતું ઉઘાડયા પછી તે પરણે તો તે કારણને લીધે તેણી જ્યારે ઉમ્મરમાં આવે અને તેની વતી મેલવામાં આવેલાં નાણાં કાઢી લેવા માગે, તો તેમ કરવા દેવામાં કંઈ હરકત લેવામાં આવશે નહિ.

(૪) ચાર આના કરતાં ઓછી રકમ કોઇ પણ નાણાં મૂકનાર ઉપાડી શકશે નહિ, તેમજ એવી કોઇ પણ રકમ ઉપાડી શકશે નહિ કે જેની અંદર આનાના ભાગ જેવા કે પા આનો, અડધો આનો, પોણો આનો સમાયેલા છે. પરંતુ તેને ખાતું બંધ કરવું હશે તો તેને નામે જેટલી સીલક નીકળતી હશે તે બધી ઉપાડી શકશે, અને તે વખતે આનાના ભાગનો બાધ તેને નડશે નહિ.

## ૫. ખાતું કેમ ઉઘાડવું તે વિષે તથા પાસ બુક વિષે, તથા નાણાં અનામત મૂકવાની રીત વિષે.

(૧) જે કોઈ શખસને ખાતું ઉઘાડવું હોય તેણે, નજદીકમાં આવેલી પોસ્ટ ઓફિસ જ્યાં સેવિંગ્સ બેંક હોય ત્યાં અરજ કરવી; પોતે જાતે જ જઇને અરજ કરવી એ કંઈ અવશ્યનું નથી, પરંતુ અરજ કરનારે પોતાનું નામ, પોતાનો ધંધો કે રોજગાર, અને પોતાનું રહેવાનું ઠેકાણું જણાવવું જોઇએ. જો તે દેશી હોય તો પોતાના બાપનું નામ અને પોતાની જ્ઞાત શી છે તે પણ જણાવવું.

(૨) નાણાં મૂકનારને ગમે તો ઇંગ્રેજીમાં, ને ગમે તો તે પ્રાંતની દેશી ભાષામાં ખાતાનો નંબર, જે ઓફિસેથી તે ચોપડી કાઢી આપવામાં આવી હશે તે ઓફિસનું નામ, થાપણ મૂકનારનું પોતાનું

નામ, તેનો વેપાર કે ધંધો, અને તેનું ઠેકાણું પાસ બુકમાં લખવામાં આવે છે. પાસ બુક રજુ કર્યા સિવાય કાંઈ પણ થાપણ મૂકી શકાશે નહિ કે કોઈ પણ નાણાંની રકમ ઉપાડી લેવાશે નહિ; અને જે રકમની પોહોંચ એ પાસ બુકમાં કબુલી ન હશે તે રકમને માટે પોસ્ટ ઓફિસ જુમેદાર રહેશે નહિ. પોસ્ટ ઓફિસેથી જતાં પહેલાં, થાપણ મૂકનારાઓએ સંભાળથી જોવું જોઇએ કે પાસ બુકમાં સઘળી નોંધો બરોબર કરેલી છે કે નહિ. વળી થાપણ મૂકનારાઓએ પાસ બુક સંભાળથી પોતાની પાસે રાખી મૂકવી, કેમકે તેઓની બેદરકારીનો લાભ લઈ જો કદાચ કોઈ આસામી તે પાસ બુક મેળવીને દગલબાજીથી થાપણ મૂકનાર ધણીની કોઇ પણ નાણાંની રકમ ઉપાડી જશે તો, તે નાણાં મૂકનારને જે નુકસાન થશે તેની જવાબદારી પોસ્ટ ઓફિસને માથે રહેશે નહિ.

(૩) થાપણ મૂકનારને પેહેલવેહેલાં જે પાસ બુક આપવામાં આવશે તેની, કે ત્યારપછી તેજ પાસ બુકનાં સાધણમાં બીજી પાસ બુકો કાઢી આપવી પડશે તેની કાંઈ પણ કિંમત લેવામાં નહિ આવે. આ અસલ પાસ બુક પોસ્ટ ઓફિસે રાખવામાં આવશે. થાપણ મૂકનારનું કાંઈ પણ નહિ ચાલી શકે એવા અકસ્માત સિવાય, બીજા કારણથી પાસ બુક ખોવાઈ જશે અગર ખરાબ કરવામાં આવશે અથવા ૩૩ મા નિયમ પ્રમાણે ખાતું બંધ થવાની તારીખથી ૩ મહિના પેહેલાં જો પોસ્ટ ખાતાંના કંટ્રોલરની પરવાનગીથી ખાતું ફરીથી ઉઘાડવામાં આવે તો, નવી પાસ બુક માટે રૂપીઓ એક આપવો પડશે.

(૪) થાપણ મૂકનાર, જે પોસ્ટ ઓફિસે તેનું ખાતું હોય ત્યાં પોતાની મરજીમાં આવે એટલીવાર નાણું અનામત મૂકી શકશે, પણ વરસ દહાડામાં બાંધેલી હદ, તેમજ વધારેમાં વધારે રકમ મૂકવાની

હદ ઉપરાંત, નાણાં મૂકાશે નહિ. જે નાણું અનામત મૂકવું હોય તે, તથા પોતાની પાસ બુક પોસ્ટ ઓફિસે ગમે તો જાતે લઈ જવી, કે કોઈ સાથે મોકલી આપવી; પછી ત્યાં અનામત જેટલી મૂકવાની હશે તે આ પાસ બુકમાં દાખલ કરવામાં આવશે. તે માંહે બાકી કાઢી બતાવવામાં આવશે. પછી તે નોંધ સામાં પોસ્ટ માસ્તર પોતાની ટૂંકી સહી કરશે, અને તે ઓફિસની તારીખની છાપ મારશે, પછી થાપણ મૂકનારને અથવા તેના માણસને પાસ બુક પાછી આપશે.

## ૬. નાણાં ઉપાડવાની રીત અને વ્યાજ વિષે.

(૧) જ્યારે કોઈ થાપણ મૂકનાર નાણાં ઉપાડવા માગે ત્યારે જે પોસ્ટ ઓફિસે તેનું ખાતું હોય ત્યાં ગમે તો જાતે હાજર થઇને કે આડતિયા મારફત (આડતિયા મારફત ઉપાડતી વખત નાણાં ઉપાડવાની અરજીમાં આડતિયાનું નામ તથા સહી હોવાં જોઇએ) તેની પાસ બુક રજુ કરવી, અને નાણાં કાહાડી લેવાની અરજનું એક છાપેલું ફારમ (જે તેને પોસ્ટ ઓફિસથી મળશે તે) લેઇને તેમાં જે બાકી તેને ખાતે જમે હોય તેની, તથા જેટલાં નાણાં ઉપાડવાં હોય તેની રકમ લખી સહી કરી પાસ બુક સાથે રજુ કરવું; જો તેને લખતાં ન આવડતું હોય તો તેણે જાતે હાજર થઇને અરજના ફારમ ઉપર પોતાની નિશાન અથવા સિક્કો કરવો. જો તે આસામીથી તદન જ આવવાને ન બની શકે એવું હોય તો, અરજી ઉપર પોતાની નિશાન અથવા સિક્કો કરાવી અને કોઈ આબરૂદાર સાક્ષીની સાખ તે ઉપર કરાવી મોકલવી; પછી જે ધણી પાસ બુક સાથે એ અરજી લઇ આવશે તેને પોસ્ટ માસ્તર નાણાં આપશે પણ તે આપતાં પહેલાં પોસ્ટ માસ્તરે જે તેને વાજબી લાગે તેવી તપાસ કરીને પોતાની ખાતરી કરી લેવી કે તે થાપણ મૂકનાર ધણી આવવાને ખરેખરો અશક્ત છે

અને જે અરજી રજુ કરવામાં આવી છે તેમાં કાંઈ દગો નથી નહિ લખતાં આવડતું હોય તેવા થાપણ મૂકનારને અથવા તેના માણુસને ઉપાડવાનાં નાણાં જ્યારે આપવામાં આવે ત્યારે તેની નિશાન અથવા સિક્કા આગળ નાણાં આપનાર અમલદાર સિવાયના, કોઇ આબરૂદાર માણુસની સાક્ષી કરાવવી, પણ તે સાક્ષી કરનાર જાતે, થાપણ મૂકનાર અથવા તેના માણુસનો તેમજ પોસ્ટ માસ્તર અથવા તો પોસ્ટ ઓફિસના કોઈ માણુસનો ઓળખીતો હોવો જોઇએ.

(૨) જે રકમ ઉપાડી લેવી હશે તે પાસબુકમાં દાખલ કરવામાં આવશે; અને જેમ થાપણ મૂકતી વેળાએ કરવામાં આવે છે તેમજ નવી બાકી કાઢી, તે આગળ પોસ્ટ માસ્તર પોતાની ટૂંકી સહી કરશે, તથા તે ઓફિસની તારીખની છાપ મારશે. પછી તે રકમ, થાપણ મૂકનારને, અથવા તો જે આસામીએ પાસબુક તથા અરજી રજુ કરી હશે તેને આપવામાં આવશે, અને તેની સહી પૈસાની વરાત ઉપર લેવામાં આવશે; અને ગમે એટલા રૂપીઆની વરાત હશે તોપણ તેના ઉપર રસોટની ટીકીટ લગાડવી નહિ પડે.

(૩) સઘળી થાપણો ઉપર, બીજો હુકમ થતાં સુધી વરસ દહાડે સો રૂપીઆપર ૩$\frac{3}{4}$ ટકા વ્યાજ આ નિયમમાં આપેલી સરતો પ્રમાણે આપવામાં આવશે. આ વ્યાજ દરેક ઈંગ્રેજી મહિનાની તારીખ ૪થી પછીથી, તે મહિનાની આખર તારીખ સુધીમાં ખાતામાં જે ઓછામાં ઓછી બાકી જમે હશે તે ઉપર આપવામાં આવશે; તે એવી શરતે કે દરેક ૭ રૂપિયાની પૂરી રકમ ઉપર દર મહિને ત્રણ પૈ લેખે વ્યાજ ગણવામાં આવશે, તથા બીજી એવી શરતે કે, કોઈ પણ ખાતાની બાકી ઉપર રૂ. ૫--૩--૩ કરતાં વધારે વ્યાજ મહિને દહાડે આપવામાં આવશે નહિ.

(૪) ઉપર કહ્યા પ્રમાણે દરેક મહિનાનું ગણેલું વ્યાજ દરેક વર્ષે દરેક ખાતાની બાકીમાં ઉમેરવામાં આવશે. જરૂરની નોંધો પાસ બુકોમાં કરવા માટે, થાપણ મૂકનારાઓએ, પોતાની પાસ બુકો ૧૫ મી જુન પછી જેમ બને તેમ તાકીદથી રજુ કરવી. આ કામને માટે જો પાસ બુક રજુ કરવામાં નહિ આવે તો, તે નોંધ ત્યાર પછી (૧૫ મી જુન પછી) પહેલીવાર જ્યારે નાણું મૂકવામાં આવશે અથવા ઉપાડવામાં આવશે, ત્યારે કરવામાં આવશે.

## ૭. ખાતું એક આફિસથી બીજી આફિસે ફેરવી આપવા વિષે તથા બંધ કરવા વિષે તથા ફરી ઉઘાડવા વિષે.

(૧) નાણું મૂકનાર પોતાનું ખાતું એક પોસ્ટ ઓફિસેથી બીજી પોસ્ટ ઓફિસે મફત બદલાવી શકશે. **પરંતુ તેનું ખાતું ઓછામાં ઓછા ત્રણ માસ અગાઉનું ઉઘાડેલું હોવું જોઇએ.** જો નાણું મૂકનાર પોતાનું ખાતું બીજી ઓફિસે ફેરવાવી લેવા માગતો હોય તો તેણે પોતાની પાસ બુક પોસ્ટ ઓફિસે પોતે રજુ કરવી અથવા તો મોકલવી અને પોતાનું ખાતું બદલાવવા વિષે લખીત અરજ કરવી; આ પાસ બુક પાછી થાપણ મૂકનારને હવાલે કરવામાં આવશે અને જે ઓફિસે તેનું ખાતું ફેરવી આપવામાં આવ્યું હોય તે ઓફિસે જેમ બને તેમ તાકીદે તે પાસ બુક તેણે રજુ કરવી.

(૨) જ્યારે થાપણ મૂકનારને પોતાનું ખાતું બંધ કરવું હશે ત્યારે, નાણું ઉપાડી લેવાની અરજના ફારમમાં તેને ખાતે તેની પાસ બુકમાં જે બાકી રકમ જમે હોય તે રકમ ભરીને, ફારમ પોતાની

પાસ બુક સાથે રજુ કરવું; એ રજુઆતની તારીખવાળા મહિનાની આગળના ઈંગ્રેજી મહિનાની આખર સુધી, તે આસામીના ખાતા ઉપર જે વ્યાજ ચડયું હશે, તે તેની પાસ બુકમાં ભરવામાં આવશે, અને પછી બાકી કાઢી આપવામાં આવશે. ત્યારબાદ તે રકમ તે આસામીને આપવામાં આવશે, અને નાણાંની વરાત ઉપર તેની પોહોંચ લેવામાં આવશે. તે પાસ બુક પોસ્ટ ઓફિસમાં જ રાખવામાં આવશે.

( ૭ ) જે થાપણ મૂકનારે પોતાનું ખાતું એકવાર બંધ કીધું હોય તે ધણી પોસ્ટ ઓફિસના કંટ્રોલરની પરવાનગી સિવાય ખાતું બંધ કર્યાની તારીખ પછી ત્રણ મહિનાની અંદર નવું ખાતું ઉઘાડી શકશે નહિ, અને જે થાપણ મૂકનારનું ખાતું હુકમ મળવાથી બંધ કરવામાં આવ્યું હોય તેનાથી, જેના હુકમથી ખાતું બંધ કરવામાં આવ્યું હોય તેની રજા વગર, કોઇ પણ વેળા નવું ખાતું ઉઘાડી શકાશે નહિ.

## ૮. " ડેડ એકાઉન્ટસ. "

નીચે જણાવેલી મુદત સુધી જે ખાતાંમાં કાંઇ પણ લેવડદેવડ નહિ થઈ હોય તો તેવાં ખાતાંને " ડેડ " એટલે રદ્દ ગણવામાં આવશે. અને પછી પોસ્ટ ઓફિસનાં કંટ્રોલરની પરવાનગી સિવાય નાણાં મૂકવા દેવામાં તેમજ તેમાંથી ઉપાડવા દેવામાં આવશે નહિ.

જ્યારે કોઈ ખાતાની સીલક રૂ. ૧૦ ની અંદર હોય ત્યારે, અને જ્યારે ૩ વરસ સુધી ખાતામાં કાંઈ રકમ જમા કરાવી ન હોય અથવા તેમાંથી ઉપાડી ન હોય અને તેમાં વ્યાજ ઉમેરાવ્યું ન હોય તો.

જ્યારે કોઈ ખાતાની સીલક રૂ. ૧૦૦ ની અંદર હોય ત્યારે, અને જ્યારે ૬ વરસ સુધી ખાતામાં કાંઈ રકમ જમા કરાવી ન હોય અથવા તેમાંથી ઉપાડી ન હોય અને તેમાં વ્યાજ ઉમેરાવ્યું ન હોય તો.

જ્યારે કોઈ ખાતાની સીલક રૂ. ૧૦૦ની ઉપર હોય ત્યારે, અને જ્યારે ૧૨ વરસ સુધી ખાતામાં કાંઈ રકમ જમા કરાવી ન હોય અથવા તેમાંથી ઉપાડી ન હોય અને તેમાં વ્યાજ ઉમેરાવ્યું ન હોય તો.

**સૂચના ૧.**—આ નિયમ પ્રમાણે "લેવડદેવડ" નો અર્થ એટલો જ ન સમજવો કે નાણાં મૂકવાં યા ઉપાડવાં, પણ વ્યાજ ઉમેરવા માટે પાસબુક રજુ કરવાને પણ લેવડદેવડમાં જ ગણાય છે.

**સૂચના ૨.**—"ડેડ" એટલે રદ થએલું ખાતું સરકાર ખાતે ચઢી જતું નથી પણ થાપણ મૂકનારે અરજ કરવાથી કોઇપણ વખતે ફરીથી ઉઘાડી શકાશે અને એકઠું થયેલું વ્યાજ મુદ્દલની અંદર ઉમેરી આપવામાં આવશે.

બેન લક્ષ્મી! ઉપર જે આઠ નિયમો વિષે મેં તને કહી સંભળાવ્યું, તે ઉપરથી સેવિંગ્સ બેંકોનો કારભાર--કામ કાજનો વહિવટ--કેવી રીતે ચાલે છે તે ઘણુંખરૂં તારા સમજવામાં આવ્યું હશે. હવે વિચાર કરી જો, કે આપણા જેવાં ઓછી આવકવાળાં માણસોને ધનનો સંગ્રહ કરવાના કામમાં એ નિયમ કેવા સરલ અને સગવડ ભરેલા છે!

પહેલી સગવડ—ચાર આનાની--પાવલાના--પૈસા પણ જમા કરાવી શકાય એ મોટામાં મોટી સગવડ છે.

બીજી—જો જરૂર હોય તો દરરોજ જમા કરાવીએ તે પણ લે.

ત્રીજી જે વખતે જરૂર પડે તે વખતે જોઇતા રૂપિયા ઉપાડી શકાય. તોપણ રૂપિઆ જમા કરાવવાનું જેવું સહેલું છે, તેવું સહેલાપણું રૂપિઆ ઉપાડવામાં નથી. જમા કરાવવાના જેવું જ ઉપાડવાનું પણ જો સહજ હોત, તો અતિ સામાન્ય પ્રયોજનથી--એટલે સહેજસાજ—જેવા તેવા-કામને માટે પણ લોકો ત્યાંથી રૂપિઆ ઉપાડીને ઉડાવવામાં પાછા પડત નહિ.

ચોથી—જો પોતાની પાસે એટલે ઘરની અંદર રૂપિઆ રાખી મૂકયા હોય તો ચોરાઈ જવાનો, કોઈ કામની અંદર વપરાઇ જવાનો કે હારી અથવા ખોઈ બેસવાનો, અને આગ લાગીને ઘર બળે તે તેમાં ગુમાવાનો ઇત્યાદિ અનેક માર્ગે તે ખર્ચાઈ જવાનો કે ખોવાઈ જવા-નો—નાશ પામવાનો, જતા રહેવાનો—સંભવ રહે છે. પરંતુ સેવિંગ્સ બેંકની અંદર જમા કરાવી દીધા હોય, તો એવો કશોએ ભય કે ઉચાટ રહેતો નથી.

પાંચમી—હાથમાં પૈસા ટકા હોય તો તે ખરચાઈ જવાનો સં-ભવ રહે છે, તે સિવાય ઓળખીતું પારખીતું કે માયા મોહોબતવાળું કોઈ ઉછીના માગવા આવે તેને શરમને માર્યે આપીને ઘણી વાર બહુ નુકસાનમાં આવી પડવું પડે છે. એટલુંજ નહિ પણ ઘણીક વેળાએ રૂપિઆ હાથમાં હોવા છતાં પણ આપણે શરમનાં માર્યાં “હમણાં મારી પાસે પૈસા નથી” એમ સ્પષ્ટ જૂઠું બોલીને પરમેશ્વરનાં અપ-રાધી થવાની જરૂર પડે છે. પણ જો વધારાના રૂપિઆ સેવિંગ્સ બેંકમાં જમા કરાવી દીધા હોય તો એવી એવી સઘળી વિપત્તિઓ ઉઠાવ-વાનો કશો પણ સંભવ રહે નહિ.

છઠ્ઠી—પોતાના ઘરની અંદર રૂપિઆ રાખી મૂકયા કરતાં એવા નિરાપદ—એટલે અડચણ વિનાના—ઠેકાણે રાખ્યાથી થોડું ઘણું વ્યાજ પણ મળી શકે છે.

સાતમી—આજકાલ તો ઘણુંકરીને દરેક મોટા ગામે ગામ ટપાલ હાફિસો થયેલી છે. તેથી ઘરમાંની વહુ બેટીઓ અથવા વખતે ઉમ્મર લાયક થયા વગરનાં છોકરાં છૈયાં પણ અનાયાસે એ પ્રમાણે રૂપિઆ મૂકી ઉપાડી શકે તેમ છે.

આ ઉપરાંત એવી સેવિંગ્સ બેંકની બીજી અનેક સગવડો આ-

પણુ જેવાં વચલા વાંધાની હાલત વાળાંને છે. પરંતુ તે બધી અત્યારે કહી દેખાડીને તને કંઇક કંટાળો ઉપજાવવા, તેમ હું પોતે પણ વધારે વખત ખોટી થવાને ચહાતી નથી. જેટલું કહ્યું છે તેટલું જ બરાબર યાદ રાખીશ અને પ્રસંગે પ્રસંગે તારી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને તે પ્રમાણે વર્ત્તતી રહીશ તો બહુ છે. તોપણુ એક અંગ્રેજી પુસ્તકમાં એ સંબંધીની એક સરસ વાત મારા વાંચવામાં આવી છે તે છેવટ છેવટ તને કહી સંભળાવવાનું મન થાય છે.

તે વાત એમ છે કે, "ઇંગ્લંડ દેશના બ્રેડફોર્ડ નગરના રહેવાસી એક દારૂડિયા દરજીને સેવિંગ્સ બેંકની અંદર રૂપિઆ જમા કરાવતો જોઇને, તે દરજી જે કારખાનામાં કામ કરતો હતો તે કારખાનાના વહિવટદારે તેને પૂછ્યું કે, તું છાકટો હોવા છતાં શી રીતે આટલા બધા રૂપિઆ સેવિંગ્સ બેંકમાં જમા કરાવી શકયો છું અને એ પ્રમાણે કરવાની સુમતિ-સારી બુદ્ધિ-તને શી રીતે સુઝી ? જે દિવસે તે વહિવટદારે તેને એ પ્રમાણે પૂછ્યું તે દિવસે તેની પાસેની સેવિંગ્સ બેંકની પાસ બુકમાં-રૂપિઆ જમા મંડાવ્યા અને ઉપાડયાનો દાખલો લખી રાખવાને ટપાલ હાફિસમાંથી જે ચોપડી મળે છે તેમાં-તેના નામ પર ૮૦૦) આઠસો રૂપિઆ જમા હતા. પછી તે દરજીએ એવો ઉત્તર આપ્યો કે, " સાહેબ! એક દિવસ સહસા-અણધારી રીતે-મારી સ્ત્રીના નામની સેવિંગ્સ બેંકની એક પાસ બુક મારા હાથમાં આવી ગઈ. તે પાસ બુકમાં ૨૦૦) બસો રૂપિઆ જમા કરેલા જોઇને મારા મનને એવી લાગણી થઈ આવી કે, હું આટલો બધો ઉડાઉપણાનો અને અન્યાયનો ખરચ કરૂં છું, તે છતાં પણ મારી સ્ત્રી જ્યારે આટલા રૂપિઆ જમા કરાવી શકી છે, ત્યારે જો હું રીતસર વિચારીને યોગ્ય કરકસરથી ખરચ કરનારો થાઉં તો અવશ્ય અમે

ઘણા રૂપિઆ એકઠા કરી શકીશું. પછી તે દહાડાથી મેં મારી દારૂ પીને છાકટા બનવાની કટેવ છોડી દીધી છે. સાહેબ ! મારી વર્તણુકના એવા ફેરફાર અને સુધારાનું મૂળ કારણ મારી સ્ત્રી અને સેવિંગ્સ બૅંક છે. ”

વળી બેન ! આપણામાં એક એવી કહેવત કહેવાય છે કે “રૂપિઓ રૂપિઆને ખેંચી લાવે.” એની મતલબ એવી છે કે, બે ચાર આના હોય તે છતાં પણ જો તે સાચવી રાખીને એક વખત કાંઇક એકઠું કરી શકીએ, તો પછી બીજું વધારે એકઠું કરવાની ઇચ્છા થાય છે અને પૈસા પ્રત્યે મમતા બંધાય છે. પણ જેઓ “ આમ આવ્યું ને આમ ખરચ્યું ” એવો વહીવટ રાખીને દિવસ ગુજારે છે, તેઓ કોઇ કાળે પણ સંચય કરી શકવાના નહિ.

કેટલાક લોક એવું કહે છે કે સેવિંગ્સ બૅંકનું વ્યાજ બહુ જ થોડું છે, તેથી ટપાલ ઑફિસમાં પૈસા જમે રાખવા એ વિચાર વગરના માણસનું કામ છે; અને એમ કહી તથા માનીને તેઓ પોતાના પૈસા સેવિંગ્સ બૅંકમાં જમા રાખતા નથી. એટલું જ નહિ, પણ એવી જાતના માણસોમાંથી કેટલાક તો જે માણસો સેવિંગ્સ બૅંકમાં રૂપિઆ જમા કરી રાખે છે તેમની નિંદા કરવામાં પણ પાછા પડતા નથી. પરંતુ જો તું વિચાર કરી જોઇશ તો તારા સમજવામાં આવશે કે, ખરેખરૂં જોતાં તો એવી રીતે નિંદા કરનારા માણસો સેવિંગ્સ બૅંકનો અર્થ અને તેનો વાસ્તવિક ઉદ્દેશ—ખરો હેતુ-બિલકુલ સમજતા જ નથી. કારણ કે રૂપિઆ જમા કરાવીને વ્યાજ કમાવું એવો નહિ, પણ નિર્ભય ઠેકાણે પૈસા સંગ્રહ કરી રાખવા એ જ સેવિંગ્સ બૅંકનો ઉદ્દેશ છે. અને તેથી ત્યાં રૂપિઆ રાખ્યાથી વ્યાજ તરીકે જે કાંઇ મળે છે, તે તો એવી બૅંકના ઉદ્દેશ ઉપરાંતનો વધા-

રાનો લાભ સમજવો જોઇએ. જો તું બરાબર હિસાબ કિતાબ અને નામુંઠામું રાખતાં શીખે તો બહુ જ સારૂં થાય. પછી જો ઠીક લાગે તો વખતે વખતે સેવિંગ્સ બેંકમાંથી રૂપિઆ ઉપાડી લાવીને સારા શાહુકાર માણસોને વ્યાજે ધીરી શકે; અને એમ ધીરેલામાંથી જ્યારે જેટલા રૂપિઆ વસુલ થાય તેટલા પાછા લેઇને એ જ સેવિંગ્સ બેં-કમાં જઇને જમા કરાવી શકે. એમ કરવામાં પણ સેવિંગ્સ બેંક તને બહુ મદદગાર થઈ પડશે. મતલબ કે વ્યાજ ઉપજાવવાનો લાગ હશે ત્યારે વ્યાજ ઉપજાવી શકાશે અને પડતર રહેવાના હશે ત્યારે ઘરમાં જોખમ રાખ્યાને બદલે સેવિંગ્સ બેંકમાં મૂકયાથી સારી રીતે સચવાશે.

૧૦. ઉપાયહીન—નિરાધાર—વિધવાઓ અને નિઃસહાય-કોઈના આશ્રય વગરનાં--બાળકોના ભરણપોષણને માટે સર્વ માણસે થોડુંઘણું પણ સંગ્રહ કરી રાખવું જોઇએ. ઘણીક વાર એવું જોવામાં આવે છે કે ઘરના ધણીના મૃત્યુથી તેના પરિવારનાં સર્વ મનુષ્યો મહા દુર્દશામાં આવી પડે છે. એવી નિરાધાર હાલતમાં તેમનું ખરચખુંટણ ચાલી શકે એવો જોગ થાય તેને માટે જીંદગીનો વીમો (Life Assurance) ઉતરાવી શકાય છે. પણ એમ જીંદગીનો વીમો ઉતરાવવો એટલે શું એ વાતમાં તું કશું સમજી શકતી નહિ હોય; તેથી એ સંબંધી હકીકત પણ આજ સંક્ષેપમાં તને કહી સમજાવું છું.

જીંદગીના વીમા ઉતારવાનું કામ કરનારી કંપનીઓ—સંયુક્ત ધંધો કરનાર મંડળીઓ-યૂરોપ અને અમેરિકા ખંડમાં ઘણી છે. અને તેમનું જોઇને આપણા દેશમાં પણ એવી કેટલીક કંપનીઓ સ્થાપન થયેલી છે. તે કંપનીઓએ નક્કી કરેલા નિયમો પ્રમાણે વર્ત્તીને દર

મહિને અથવા દર વરસે નિયમિત રીતે થોડા થોડા રૂપિઆ તેમને ત્યાં ભરતા રહ્યાથી, એમ રૂપિઆ ભરનાર માણસના મૃત્યુ પછી તેના વાલીવારસોને એક સામટા કેટલાક (જેટલા રૂપિઆ ઠરાવીને વીમો ઉતરાવી માસિક વા વાર્ષિક હપતા ભરવાનું ઠરાવ્યું હોય તે-ટલા) રૂપિઆ મળી શકે છે. એવી કંપનીઓના નિયમોનો વિસ્તાર કરીને કહેવા બેસું તો તો બહુ લંબાણ થઈ જાય, માટે જ ટૂંકામાં સમજણ પડે તેવી કેટલીક મુદ્દાની વાત જ કહું છું.

એમ ધાર કે તારા પતિએ તેમની ત્રીસ વરસની ઉમ્મર થઈ તે વખતે દર મહિને ૨) બે રૂપિઆ પ્રમાણેનો હપતો ભરવો શરૂ કર્યો છે. અને જે કંપનીમાં તેમણે એ પ્રમાણે હપતા ભરવા માંડયા તે કંપનીના કાયદા પ્રમાણે ત્રીસ વરસની ઉમ્મરનો જે માણસ દર મહિને રૂ. ૨) જ્યાંસુધી જીવે ત્યાંસુધી ભરતો રહે તો તેના વાલી વારસને એક સામટા એક હજાર રૂપિઆ મળે એવો નિયમ છે. તેથી જ્યાંસુધી તે જીવતા રહેશે ત્યાંસુધી તેમને નિયમિત રીતે એમ માસિક રૂ. ૨) ભરતા રહેવું પડશે. એટલે પક્ષાન્તરે–બીજી રીતે-કહીએ અથવા જોઇએ તો, કદાપિ ના કરે નારાયણ અને માત્ર એક જ માસ એ પ્રમાણે બે રૂપિઆ ભરીને તે કાળનો કોળિયો થઈ પડે--મરણ પામે--તોપણ તેમના ઉત્તરાધિકારીઓ એટલે તેમની પાછળ તેમની માલમિલ્કત વગેરેનાં માલિક જે થાય તેઓ--વારસો--ને તો વીમો ઉતરાવતી વખતે નક્કી કર્યા જેટલી નાણાંની રકમ (રૂ.૧૦૦૦) મળવાની જ. પણ જો લાગલાગટ પંદર વીસ વરસ કે તેથી પણ વ-ધારે વખત સુધી નિયમ પ્રમાણે એવો માસિક હપતો ભર્યા કરે અને ત્યાર પછી અવસ્થામાં ફેરફાર થઈ ગયા વગેરેના હરકોઈ કા-રણસર એમ નિયમિત હપતાના રૂપિઆ ભરવાને તે અસમર્થ થાય

એટલે એમ રૂપિઆ ભરી શકે નહિ--તો કરેલો કરાર તોડયાથી પ્રથમના ભરેલા રૂપિઆ પણ નકામા જવાના અને કશું મળવાનું નહિ.*

હવે વિચાર કરી જો કે, જેના ઉપર ઘરનાં બધાં માણસોના ભરણપોષણનો આધાર હોય તેવા માણસનું કવખતે એકદમ મૃત્યુ થાયછે તો તેથી ઘણાં કુટુંબો ઘોર દુર્દશામાં આવી પડે છે. અને જો ઉપયુક્ત--યોગ્ય--સમયે મૃત્યુ થાય તો તો ઘરધણી ગમેતેમ કરીને પણ પરિવારના ભરણપોષણનો બંદોબસ્ત કરતો જવાને થાય તેટલો પ્રયત્ન અને તજવીજ કરે છે. તેટલા માટે જો કવખતે મૃત્યુ થાય તો તેથી કરીને જે આપત્તિ પરિવારના ઉપર આવી પડે તેનાથી બચાવ થવાને માટે એવી જીંદગીનો વીમો ઉતરાવવાની રીત વિ-

* કેટલાક હપતા ભર્યા પછી આગળ ભરતાં અટકી જાય તો જેટલા રૂપિઆ ભરેલા હોય તેટલા કે તેથી કંઇક ઓછા વધતા રૂપિઆ ભરનારના ઉત્તરાધિકારીને મળે એવો ધારો પણ કેટલીક વીમા કંપનીઓમાં છે. વળી હાલમાં હલકા દરની પ્રોવીડન્ટ સોસાઈટીઓ—અરસ પરસ સહાયક મંડળીઓ—પુષ્કળ થઈ છે અને દિન પર દિન તેમની સંખ્યામાં વધારોજ થયા કરે છે. એવી મંડળીઓના મેમ્બરને દરેક મેમ્બરના મરણ વખતે અથવા અમુક મુદતે અમુક હલકી (મોટી વીમા કંપનીઓના હપતાના પ્રમાણમાં હલકી) રકમ તેના વર્ગના પ્રમાણમાં ભરવાની છે. એમ ભરનારના મૃત્યુ પછી તેના મુકરર વારસને એવી રીતના દરેક મેમ્બર પાસેથી ઉઘરાવેલી રકમમાંથી મૃત્યુની સંખ્યાના પ્રમાણમાં ફાળે પડતી રકમ મળે છે. વળી કેટલીક મંડળીઓએ એવો નિયમ પણ રાખેલો છે કે મેમ્બર થનાર માણસ અમુક મુદત સુધી હપતા કે મરણ કોલ ભરે ત્યાર પછી તેની હયાતીમાંજ તેને પોતાને, તેના હકનાં નાણાં જોઈતાં હોય તોપણ મળે. આ સોસાઇટીઓ અને મંડળીઓ જે લાભ દેખાડે છે, તેના સ્થાયીપણા વિષે ઘણાક વિચારવાન માણસો સંદેહ દેખાડે છે, માટે એવી કોઈપણ સોસાઈટી કે મંડળીમાં મેમ્બર થતા પહેલાં તેણે દેખાડેલા લાભ બરાબર મળી શકશે કે કેમ તેની સંપૂર્ણ ખાત્રી કરવાની ખરેખરી જરૂર છે.

શેષ ઉપયોગી છે. તોપણ એટલી વાત યાદ રાખવાની જરૂર છે કે બરાબર નિયમિત રીતે હપતાના રૂપિઆ ભરાવાનો સંભવ છે કે નહિ, તેનો એ પ્રમાણે વીમો ઉતરાવતી વખતે જ ખૂબ બારિકીથી વિચાર કરી જોઇને જ પછી બની શકે તેમ કરવું એ આવશ્યક છે.

૧૧. વગર વિચારના ઉડાઉપણાના ખરચરૂપી મહાપાપનો દંડ, દેવાનું દુઃખ ભોગવવું એ છે. દેવાદાર માણસના જેવું દુઃખી મનુષ્ય આ જગત્માં બીજું કોઈ નથી. જે માણસ દેવું કરીને રૂપિઆ ઉપાડે છે તેને સંસ્કૃત ભાષામાં **अधमर्ण** કહે છે. પરંતુ મારા વિચાર પ્રમાણે તેને એમ **अधमर्ण** નહિ કહેતાં '**अधम नर**' કહેવો એ જ સારૂં લાગે છે.

કોઈ એક યૂરોપીઅન પંડિતે કહ્યું છે કે, " દેવાદાર મનુષ્ય પરાધીન છે. તેને દુકાનદાર વગેરેના મ્હો સામું જોઈ રહેવું પડે છે; તેથી તે વેપારી લોકોની દયાને પાત્ર–વેપારીઓની દયા ઉપર દહાડા કાઢનાર–છે; મોટા માણસોના હાથમાં તેને રમકડા જેવો થઈ રહેવું પડે છે એટલે એવા માણસો જેમ નચાવે તેમ નાચ્યા વિના તેનો છૂટકો થતો નથી; તે વકીલ મુખ્તાર વગેરે લોકોને મજાક મશ્કરીઓ કરવાનું અને આડોશીપાડોશી વગેરે લોકોને નિંદા કરવાનું સાધન થઈ રહે છે, મતલબ કે એવા માણસો તેની ઠઠ્ઠા મશ્કરીઓ અને નિંદા કરે છે. વળી તેને પોતાના ઘરની અંદર પણ દાસની પેઠે ગોંધાઇ રહેવાની ગરજ પડે છે. તેનાં આચરણ દિન પર દિન અવનત એટલે નીચ અને પાપી તથા કલંકિત થતાં રહે છે. એટલું જ નહિ પણ કુટુંબ પરિવારનાં માણસો પણ તેને તિરસ્કાર અને અણગમતી નજરથી નિહાળે છે–જુએ છે. "

દેવું કરવારૂપ મહા વ્યાધિએ–રાજરોગે—જે ઘરની અંદરે કો-

પિણ કારણથી એક વાર પ્રવેશ--પગપેસારો-કર્યો છે, તે ઘરની અંદર પછી સુખની આશા રાખવી એ વૃથા છે. અસત્ય આચરણ, અપમાન, પરાધીનતા, અપ્રણય એટલે પ્રેમભાવ અથવા સ્નેહ મમતા નહિ તે, અશાન્તિ અને નિરાશા વગેરે એ રોગમાંથી ઉત્પન્ન થનારાં લક્ષણો છે. એ લક્ષણો ક્રમે ક્રમે દેવાની પાછળ પાછળ ચાલતાં આવીને દેવાદાર ઘરધણીને માત્ર હાડકાં અને ચામડીના માળા જેવો સોસાઈ ગયેલો તથા માણસાઈ વિનાનો કરી મૂકે છે.

**કરકસર અને સંઘરા સંબંધી મોટા માણસોના મત.**

( ૧ ) "વિચાર પૂર્વક યોગ્ય કરકસરથી ખરચ કરનારા માણસોને સમાજના હિતકારી બન્ધુઓ, અને ઉમાપ અથવા ઉડાઉપણે ખરચ કરનારાઓને જન-સમાજના શત્રુ સમજવા જોઇએ."

( ૨ ) "દ્રવ્યના અભાવ એટલે અછત અથવા ખોટના કરતાં ના અપવ્યવહાર એટલે અઘટિત ઉપયોગથી જનમંડળને--જગત્‌ને--ધિક હાની થાય છે. ધન પેદા કરવા કરતાં તેનો વાપર કરવાનું મ કઠણ છે."

( ૩ ) "જેઓ 'જ્યાંથી આવ્યું ત્યાં ગયું' એટલે જેમ કમાયા તેમ ઉડાવ્યું એવું કરનારા છે, તેઓ દુર્બળ, અશક્ત અને અવસ્થા તથા અવસર--સમય-ના દાસ--ગુલામ--થઈ પડે છે. તેમનાં સન્માન અને સ્વાધીનતા--સ્વતંત્રતા--રહી શકતાં નથી."

( ૪ ) અપ્રયોજનીય એટલે વગર ખપની વસ્તુઓ વગેરે પાણીના મૂલે-છેક સોંઘી કિંમતે ખરીદ કરી શકાય તેમ હોય, તોપણ તેમને અત્યંત મૂલ્યવાન-બહુ મોંઘી--સમજવી જોઇએ."

( ૫ ) "વિચાર પૂર્વક યોગ્ય કરકસરથી ખરચ કરવાના, સંચય એટલે સંઘરો અથવા મૂડી કરવાના અને ગૃહસ્થાશ્રમનાં સુખ ભો-

ગવી શકાય તેવો વ્યવહાર રાખવાના, એ સર્વ કામમાં આ એ જ મુખ્ય મદદગાર છે."

(૬) "અનેક માણસોને જગતના લોકોમાં મોટા અને સારા માન મર્તબાવાળા થવાના મિથ્યા મોહ અને અભિમાનને લીધે પોતાની અવસ્થા કરતાં ઘણું વધારે ખરચ કરવાની જરૂર પડે છે."

(૭) "જીંદગાનીના સુખના દૃષ્ટાંતયોગ્ય આચરણની બાબતમાં સ્ત્રીઓના ભ્રમ સંસ્કાર એટલે ખોટા વહેમ જ અનેક સમયે અયોગ્ય ખરચખુટણનું કારણ થઈ પડે છે. કારણ કે, ભભકા અને ઠાઠમાઠ કરીને સાહેબી દેખાડવી એટલે સારાં સારાં લૂગડાંલત્તાં અને ઘરેણાંગાંઠાં પહેરીને સુશોભિત બનવું એ અનેક રમણીઓના સુખનો નમૂનો હોય છે."

(૮) દારિદ્રતા એટલે નિર્ધનપણું આવતાની સાથે જ પ્રેમભાવ અને સ્નેહ મમતા ઘરની અંદરથી અગિયારા ગણી જવાનો - જતાં રહેવાનો--ઉદ્યોગ આદરે છે."

(૯) "અનાહારે એટલે કંઈપણ ખાધા પીધા વિના સૂઈ રહેવું એ સારૂં છે, તથાપિ દેવું કરવું ઉચિત -ઘટારત--નથી."

(૧૦) "દેવાદાર માણસે સાચવટથી વ્યવહાર ચલાવવો એક રીતે અસંભવિત છે; અને તેથી કરીને જ એમ કહેવામાં આવે છે કે, જૂઠું બોલવું તે—જૂઠાણું—દેવારૂપી ઘોડાની પાછળ પાછળ ભમ્યા કરે છે."

(૧૧) "જૂઠું બોલવું એ જેમ જૂઠાણાનું પોષક--સહાય કરનાર છે, તેવી જ રીતે દેવું એ દેવાનું અનુસરણ કરે છે. મતલબ કે દેવું દેવાને વધાર્યા કરે છે."

(૧૨) "કીડીઓની પાસેથી સંચય કરી રાખવાની શિખામણ ગ્રહણ કરો."

---

# ઉપદેશ પાંચમો.

## કુટુંબ પરિવારના પ્રત્યે કર્ત્તવ્ય.

"CHARITY BEGINS AT HOME."

"Do *to others as you would done by.*"

**" भरणं पोष्य वर्गस्य प्रशस्तं स्वर्ग साधनम् ।**
**नरकं पीडनेचास्य तस्माद् यत्नेन तंभरेत् ॥ "**

**मनु संहिता.**

આસંગલિપ્સા એટલે પરસ્પર એકત્ર વાસ કરીને રહેવાની ઇચ્છા મનુષ્યના સ્વભાવજાત એટલે માણસોમાં સ્વાભાવિક જ છે. એવી ઇચ્છાને આધીન થઇને જ લોકો સમાજ અને પરિવાર બાંધીને વસે છે.

પિતા, માતા; ભાઈ, બેન; કાકા કાકી; જેઠ, જેઠાણી; દિયર, દેરાણી; સ્વામી, સ્ત્રી; સસરા, સાસુ; અને પુત્ર, કન્યા તથા વહુવારૂ વગેરે એકત્ર એટલાં ભેગાં રહેવાની આવશ્યક્તા હોવાને લીધે જ સચરાચર એ સર્વે જણ સમ્મિલિત ભાવથી એક પરિવારની અંદર એકઠાં વસે છે--રહે છે. અને તેઓમાંનું પ્રત્યેક જણ પરિવારના અંગ પ્રત્યંગ સ્વરૂપે પોતપોતાનાં કર્ત્તવ્ય કર્મ કરતાં રહીને પારિવારિક જીવનનું રક્ષણ કરે છે.

પરિવારનું સુખ પરસ્પર પ્રેમ અને સ્નેહ મમતામાં રહેલું છે. એટલે પોતે પ્રેમ અને સ્નેહ મમતા રાખી તથા દેખાડીને સામાનો

પ્રેમ અને સ્નેહ મમતા મેળવ્યાથી એવું સુખ મેળવાય છે. એવા પ્રેમ અને સ્નેહ મમતાનું ક્રીડાસ્થળ પરિવાર જ છે. તે પિતા માતા વગેરે ગુરુજનોના હૃદયમાં સ્નેહ સ્વરૂપે, પુત્ર કન્યાઓ વગેરેના હૃદયમાં ભક્તિ સ્વરૂપે અને સ્વામી સ્ત્રીના હૃદયમાં પ્રણય—પ્રેમ--સ્વરૂપે વિરાજમાન થઇને પારિવારિક સુખની વ્યવસ્થા કરે છે. એવો પરિવાર જ ખરેખરો વાસ્તવિક સુખી પરિવાર છે, કે જેની (પરિવારની) અંદરનું પ્રત્યેક જણ પરસ્પરના સુખની વૃદ્ધિ કરવાને માટે નિરંતર યત્ન અને ઉદ્યોગ કર્યા કરે છે.

ભાઈ ભાઈ એકબીજાથી નોખા પડી જુદા રહીને સંસારની અંદર જે વિષમ અનર્થ ઉત્પંન કરે છે, તેનું કારણ જોવા જઇશું તો ઘણેખરે ઠેકાણે ગૃહિણીઓ--સ્ત્રીઓ--જ હોય છે. હવે જો આપણે વિચાર કરીને જોઇએ, તો સ્ત્રી જાતિના સંબંધમાં એના કરતાં વધારે અગૈરવ--હીણપસ્તી--ની બાબત બીજી શી હોઈ શકે ? વિવાહિત થયા પૂર્વે એટલે લગ્ન કર્યા પહેલાં જેઓ ખરેખરા અંતઃકરણપૂર્વક એમ કહેતા હોય છે કે " માનો જણ્યો ભાઈ કયાંથી મળી શકવાનો છે, " તેઓ જ પરણ્યા પછી સ્ત્રીઓની ખોટી ખોટી શીખવણીથી અને માયાની જાળમાં મોહાંધ બની જઇને પાછા એક બીજાની સાથે ક્લેશ કંકાસ કરીને જુદા રહ્યા વિના રહેતા નથી. સ્ત્રી જાતિની અંદર શિક્ષણની ખોટ એ જ આમ થવાનું મુખ્ય કારણ છે.

આપસ્વાર્થીપણું, નીચી બુદ્ધિ, આગળ ઉપર પરિણામ શું થશે તે સમજી શકવાનું અશક્તપણું, અને સુખની અઘટિત કલ્પનાઓ ઇત્યાદિ પારિવારિક અપ્રણયનાં એટલે કુટુંબનાં માણસોમાં પરસ્પર સ્નેહ મમતા નહિ રહેવાનાં મુખ્ય કારણો છે. અહંકાર તથા મિથ્યા-

ભિમાન એ એવા અપ્રણયને ઉત્તેજન આપનાર છે. જે સ્ત્રી રળતા કમાતા પુરૂષની ધણિયાણી હોય છે તેના તો જાણે ડોળા જ દેવાઈ જાય છે. અને જેનો સ્વામી કમાઈ કરી લાવવામાં બહુ કુશળ ના હોય, તેની સ્ત્રી વળી અભિમાનનું પૂતળું બનીને બેસે છે; અને પાન ઉપરથી ચૂનો જરા ખરી ગયાથી એટલે સહેજસાજ કારણથી પણ તે પોતાનું અપમાન અને અનાદર થયાં એમ માની લે છે. મતલબ કે 'કમજોર ને ગુસ્સા બો'ત' એ પ્રમાણે તેને ડગલે ડગલે કૂડું પડી જાય છે.

તેટલા માટે, મનુષ્યમાત્રને પરિવારની અંદર પરસ્પરની સાથે કેવી રીતે વર્તવું જોઇએ તે વિષેનું જ્ઞાન હોવાની આવશ્યકતા છે. માણસની ઉમ્મર અને અવસ્થાના ફેરફારની સાથે સાથે જ તેનાં કર્તવ્ય કર્મોનો પણ ફેરફાર થતો રહે છે; કારણ કે એક વખતે જે કન્યા હોય છે તે જ સમયાન્તરે--બીજે વખતે, આગળ ઉપર-પાછી જનની--માતા--બને છે; એક વખતે જે પુત્રવધુ એટલે છોકરાની વહુ હોય છે તે આગળ જતાં પાછી પોતાના છોકરાની વહુની સાસુ થાય છે; અને એકના સંબંધમાં જે ભોજાઈ હોય છે, તે જ પાછી બીજીના સંબંધમાં નણંદ હોય છે. એવી એવી રીતે સમય, અવસ્થા અને સંબંધના ફેરફાર પ્રમાણે એક જ સ્ત્રીને જુદી જુદી જાતનાં કર્તવ્ય કર્મ કરવાની જરૂર પડે છે.

પુરૂષો તો જીવતા સુધી એક ને એક ઘરમાં રહે છે. પણ સામાજિક રીત રિવાજ પ્રમાણે આપણે જીવનની બે જુદી જુદી અવસ્થાની અંદર બે જુદા જુદા પરિવારની અંદર વસી રહીને પોતપોતાનાં કર્તવ્ય કર્મો કરવાને તત્પર રહેવું પડે છે. તું હાલમાં તારા પતિને ઘેર રહે છે, તેથી પિતા, માતા, ભાઈ, બેન ઈત્યાદિ સંબંધી-

ઓની સાથેનાં કર્તવ્ય કર્મો સંબંધી કાંઈપણ હકીકત આજ તને કહેવા ચહાતી નથી; પણ તે ઉપરથી કાંઈ તારે એમ ના સમજવું કે તેમના પ્રત્યેનાં તારાં કર્તવ્ય પૂરાં થયાં છે. જીવતા સુધી એ કર્તવ્યોનો પાર આવવાનો નથી.

૧. સાસરાની અંદર સસરો સાસુ એ જ તારાં પિતા માતાને ઠેકાણે છે, તેટલા માટે તેમની સેવા ચાકરીમાં અને તેમની આમન્યા પાળવામાં બને તેટલો પ્રયત્ન કરીને નિરંતર તત્પર રહેવું; તેમનું કહ્યું કરવામાં કદી પણ નાખુશી દેખાડવી નહિ તેમ તે કાન હેઠે કાંડી નાંખવું પણ નહિ--અવગણના કે અનાદર ના કરવો. સાસુજી જ્યાંસુધી જીવતાં હોય ત્યાંસુધી ભ્રમથી--ભૂલથી--પણ પોતાને ઘરની મુખ્ય કરતી કારવતી સમજીને તેમની અનુમતિ વિના એટલે તેમણે હા કહ્યા વિના કોઈ પણ કામકાજ કરવું નહિ. વૃદ્ધાવસ્થા--ઘડપણ--ને લીધે તે પોતે કદી કામ ધંધો કરવાને અશક્ત થયેલાં હોય, તોપણ તેમની આજ્ઞા અને ઉપદેશ ગ્રહણ કરીને એટલે તે કામ કરવાને રજા આપે અને શી રીતે કરવું તે સમજાવે તે બધું બરાબર સાંભળી લેઇને પછી સાંસારિક જે જે કામ કરવાનાં હોય તે કરવા માંડવાં. વખતે તેમને લખતાં વાંચતાં આવડતું ના હોય એટલે તે ભણેલાં શીખેલાં ના હોય, તોપણ સંસાર--વહેવારનાં કામ કાજની અંદર તારા કરતાં તેમને હજાર દરજ્જે શ્રેષ્ઠ--ચડિઆતાં અને સારાં માહિતગાર માનવામાં બિંદુ માત્ર પણ સંદેહ કરતી નહિ. જે સ્ત્રીઓ વૃદ્ધ સસરા સાસુને કુપોષ્ય--એટલે ભરણ પોષણ અને સેવા ચાકરી નહિ કરવા જોગ સમજીને તેમનો અનાદર કરે છે અને બરદાશ રાખતી નથી તેઓને આ લોકમાં દુઃખ અને પરલોકમાં નરકની નાના પ્રકારની વેદનાઓ ભોગવવાનું અવશ્યંભાવી એટલે કદી પણ મિથ્યા ના થઈ શકે તેવું સમજવું.

વૃદ્ધ સસરા સાસુ એ ગૃહ-દેવતા છે. નિરંતર ભક્તિપૂર્વક તેમની સેવા પૂજા કર્યાથી ઇશ્વર પ્રસન્ન રહે છે. ઘરડાં માણસોના સ્વભાવ બાળકના જેવા થઈ જાય છે; તેઓ સહેજ કારણસર અને કોઈ કોઈ વાર તો વળી વગર કારણે પણ ગુસ્સે અને નાખુશ થઈ જાય છે, વાત વાતમાં વહેમ આણે છે, અને જરા તરામાં પોતાનું અપમાન અને અનાદર થઈ ગયાનું માની લેઇને શોક દુ:ખ પ્રકાશ કરે છે; તેટલા માટે બુદ્ધિમાન ગૃહિણીઓએ એ સઘળી વાત સમજી જાણીને સહિષ્ણુ હૃદયથી એટલે અંતઃકરણથી સહનશીલપણું રાખીને નાંનાં છોકરાંઓની માફક વૃદ્ધ સસરા સાસુઓનું પણ સ્નેહ અને ભક્તિ સહિત પાલણ પોષણ અને રક્ષણ કરતાં રહેવું. એમને કુપોષ્ય સમજીને બરદાશ ના રાખવી અને એમનો અનાદર કરવો એ જેમ અધર્મ છે, તે જ પ્રમાણે દીકરા દીકરીઓની કુશિક્ષાનું પણ એવું આચરણ ખરેખરૂં જીવતું દ્રષ્ટાંત છે. મતલબ કે માને પોતાના સસરા સાસુ સાથે એવી અયોગ્ય રીતે વર્તતી જોઇને તેનાં છોકરાં પણ ટેવાઈ જઇને આગળ ઉપર એવાં જ ઉડવાનાં એમાં કશો સંદેહ નથી. એ વિષેની એક વાત છે તે અત્યારે પ્રસંગ સમજીને તને કહી સંભળાવું છું.

કોઈ એક સ્ત્રીની એક વૃદ્ધ સાસુ હતી. એ ડોશી ઘણી ઘરડી થઈ ગઈ હતી તેથી તેનાથી ઘરનું કશું કામ કાજ કરી શકાતું નહોતું; તે ઉપરથી તેની પુત્રવધુ-દીકરાની વહુ-તેને કુપોષ્ય સમજતી હતી. તોપણ શું કરે, લોકોમાં નિંદા થાય તેના ભયને લીધે એવી કુપોષ્ય સાસુનું પણ તેને પાલન કરવું પડતું; અને તેથી ઘરની અંદર એક નાંની જૂની પુરાણી અવાવરૂ ઓરડી તેને પડી રહેવાને માટે મુકરર કરી આપી હતી. પછી દરરોજ ઘરનાં સર્વ નાંનાં મોટાં જમી રહે

ત્યાર કેડે એક લાકડાના કટોરાની અંદર મૂઠી જેટલો ભાત નાંખીને તેને ખાવાને આપતી; અને ડોશી પણ એટલા ભાતથી જ ગમે તે રીતે પેટ ભરીને–ચલાવી લેઇને–કટોરાને ધોઈ ધોઇને સાફ કરીને એક ખૂણામાં મૂકી છાંડતી. પણ ભોગજોગે એક દિવસ એવું બન્યું કે, એ લાકડાનો ભાત ખાવાનો કટોરો હાથમાં લેઇને તે ડોશી ઓરડીમાંથી બહાર જતી હતી, એવામાં અચાનક તે તેના હાથમાંથી ભોંય પડીને ભાગી ગયો. તે જોઇને ગૃહિણી–ડોશીના દીકરાની વહુ–ના એક છોકરાએ ગુસ્સે થઈ જઇને તે બિચારી ડોશીને માર મારવા માં-ડયો. પછી જ્યારે તેની વહુએ જોયું કે ડોશીને પુષ્કળ માર પડયો છે અને હવે જો વધારે મારપીટ થશે તો મરી જશે, ત્યારે તેણે છો-કરાને વારીને માર મારતો અટકાવ્યો. તે વખતે તે છોકરે સરલ હૃ-દયથી–ભોળા ભાવથી–તેની માના સામું જોઇને કહ્યું, "ડોશીએ કટોરો તો ભાગી નાંખ્યો, ત્યારે હવે પછી તું જ્યારે એવી ઘરડી થઇશ તે વખતે હું તને શેમાં ભાત ખાવાને આપીશ?" તેનું આવું કહેવું સાં-ભળીને પેલી વહુના કાન ઉઘડયા અને ભાન આવ્યું. પછી તે બ-રાબર સમજી શકી કે આખરે મારે પણ આ ડોશીના જેવી જ દુર્દશા ભોગવવી પડશે. મેં જો પ્રથમથી વિચાર કરીને સાસુને દુઃખ દીધું ના હોત, તો મારાં છોકરાંના મનમાં એવા ભુંડા ભાવનો પ્રવેશ થવા ના પામત. આ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યા જેવું થયું.

તેટલા માટે બેન! વૃદ્ધ સાસુ સસરાને અપોષ્ય સમજીને તેમને દુઃખ દેવાનો વિચાર સરખો પણ કદી થવા દેવો ના જોઇએ. એથી ઇશ્વરનાં અપરાધી થવાય છે, જગત્‌માં નિંદા થાય છે અને આપણું જોઇને આપણાં છોકરાં પણ તેવી જ રીતનાં ટેવાઈ ગયાથી આખરે આપણે એમના કરતાં પણ બહુ ભૂંડી દશા ભોગવવી પડે છે. વળી

એથી મોટો અપરાધ અને અન્યાય એ થાય છે કે જે છોકરાંને સદાચરણી કરવાની આપણી મોટામાં મોટી ફરજ છે તેમને ઉલટાં દુરાચરણી કરાય છે અને તેથી કરીને જગતૂમાં એવા અનાચારની વૃદ્ધિ કરવાનું ઘોર પાતક આપણને લાગે છે.

૨. જેઠ અને દીયરને પોતાના ભાઇના જેવા અને જેઠાણી દેરાણીને બેનોના જેવી સમજીને તેમની બરદાશ ચાકરી કરવામાં સદા તત્પર રહેવું. એકઠાં બેશીને જમવું, એકઠાં થઇને રહેવું અને એક જ પરિવારની ઉન્નતિ કરતાં રહેવું એ જેમનું કાર્ય છે. તેઓની અંદર કોણ જાણે શા સબબથી પ્રકૃત--ખરેખરાં, સ્વાભાવિક--પ્રેમ અને સ્નેહ મમતા નહિ હોતાં ઉલટાં ઇર્ષા અને દ્વેષભાવ ઉત્પન્ન થાય છે, તેનું વાસ્તવિક કારણ સમજી શકવાને ઘણી વાર હું અશકત થઇ પડું છું. ઘણાંનું કહેવું એવું થાય છે કે આપસ્વાર્થીપણું એ જ એવી ઇર્ષ્યા અને દ્વેષભાવનું મૂળ છે. તો તેમનું એ કહેવું હું કબૂલ કરૂં છું કે, આપસ્વાર્થીપણું એટલે પોતપોતાના સુખની ઇચ્છા એ એવા પારિવારિક--કુટુંબ કબિલાના--અપ્રણયનું કારણ છે. પરંતુ તેમને એમ પૂછું છું કે, કહો વારૂ, આ સંસારની અંદર કોણ એકલું રહીને સુખી થઇ શકયું છે?

હૃદયહીન અર્થશાસ્ત્રીઓ કદાપિ કહે તો ભલે કહેતા કે, સમ્મિલિત પારિવારિક બંધન--એટલે કુટુંબ પરિવારનાં સર્વ મનુષ્યોએ એકઠાં થઇને ભેગાં રહેવાનો રિવાજ--દરિદ્રતાનું કારણ અને વ્યકિતગત એટલે પ્રત્યેક મનુષ્યના સુખનું પ્રતિબંધક- અટકાવ કરનાર છે. પરંતુ વિચાર કરીને જોયાથી સમજવામાં આવશે કે કેવળ માત્ર સ્વામી અને પુત્ર કન્યાદિને લેઇને જૂદું રહેવું એ પણ કાંઇ સુખદાયક અને નિરાપદ--આપત્તિ વિનાનું--નથી. એટલું જ નહિ પણ સમ્મિલિત પારિવરિક બંધન, એ વ્યકિતગત સુખનું પ્રતિબંધક છે એ વાતનો પણ કશો પાયો

જણાતો નથી. નિયમના બંધનમાં રહીને બીજાનાં સુખ દુઃખની સાથે પોતાનાં સુખ દુઃખને વિમિશ્રિત--શેળભેળ--કરી દીધાથી જ જો કદી વ્યકિતગત સુખ અને સ્વાધીનતાને હાનિ પહોચતી હોય, તો તો સમાજ અને પરિવારમાંથી પણ સર્વાંશે--પ્રથમથી જ વિદાયગિરી લેવી જોઇએ.

પરિવારની અંદર પરસ્પર પરસ્પરના સુખની વૃદ્ધિને માટે ઉપાય અને ઉદ્યોગ કરતાં રહેવું પણ કોઈ કોઇની સ્વાધીનતાના ઉપર અયોગ્ય અથવા અન્યાયથી આધિપત્ય--ઉપરીપણું--ચલાવી દેવું નહિ. અને એવી રીતનો ભાવ રાખીને વર્તવામાં આવે તો સમ્મિલિત પરિવાર--અવિભકત કુટુંબ--એ જ સ્વર્ગ છે. એવે સ્થળે સર્વ પ્રકારનાં સુખ મળી શકે છે. પ્રેમભાવ અથવા સ્નેહ મમતા અને વિશ્વાસ એ જ આત્મોયતા--એક જીવ અથવા એક રૂપ જેવા સંબંધ--નું મૂળ છે. તેટલા માટે જો એ બે બાબતો--સ્નેહ મમતા અને વિશ્વાસ--ની ખામી ના હોય, તો પરિવારની અંદરનું પ્રત્યેક જણ પ્રત્યેકનું પરમાત્મીય સમજવું; અને જો એ બે બાબતોની ખામી હોય તો તો પછી કાં સ્વામી કે કાં પુત્ર કન્યા એમાંનું કોઇ એ કોઇનું આત્મીય નથી.

૩. સર્વ મનુષ્યની અવસ્થા કાંઈ એક સરખી હોતી નથી. કોઈ મૂર્ખ, કોઈ જ્ઞાની, કોઈ દુર્બળ અને કોઈ સબળ અને કામકાજ કરવામાં કુશળ હોય છે; તેમ જ વળી કોઈ કોઈ માણુસ નાના પ્રકારનાં કારણોને લીધે કામકાજ કરવાને અશકત અને અયોગ્ય--ના લાયકપણ હોય છે. તેથી કરીને પરિવારની અંદરના પ્રત્યેક મનુષ્યની અવસ્થા--હાલત--પણ એક સરખી હોય, એવી આશા તો કદી રાખી શકાય જ નહિ. આખા કુટુંબમાંથી કોઈ કોઈ કમાતું ધમાતું હોય છે અને કોઈ વળી અનેક કારણોને લીધે પૈસા પેદા કરવામાં અશકત હોય

છે. આવી વિભિન્નતા એટલે અવસ્થામાં ફેરફાર અથવા જુદાઈ, ક્ષેત્ર-પરિમિતિના સ્વીકૃતપક્ષના જેવી સ્વતઃસિદ્ધ માની લેવી જોઇએ. તેમ જ પાછી એ વાત પણ ખરી છે, કે પારિવારિક અસુખ અને અશાન્તિનું કારણ પણ એવી વિભિન્નતા જ છે.

પરસ્પરની શક્તિ અને અવસ્થાની વિભિન્નતા એ જ જો પારિવારિક અપ્રણય અને અશાન્તિનું કારણ ગણીએ, અને તેવી વિભિન્નતા દૂર થવી એ વાત પણ જો અસંભવિત છે એમ માની લઇએ, તો શું તેની સાથે સાથે એમ પણ માની લેવું જોઇએ કે સમ્મિલિત પરિવારની અંદર પ્રણય અને શાન્તિની આશા રાખવી એ અસંભવિત છે ? બેન લક્ષ્મી ! તું જરાક વિચાર કરીને જોઇશ તો સમજી શકાશે કે, જો પ્રેમભાવ અથવા સ્નેહ મમતા, સહનશીલતા અને પોતપોતાની અવસ્થાની સાથે બીજાંઓની અવસ્થાના પરિવર્તન સંબંધી જ્ઞાન હોય, તો એવી રીતની વિભિન્નતા ઉલટી પારિવારિક પ્રણયની અંદર વધારો કરવાને શક્તિમાન્ થશે.

સહનશીલતાનો ગુણ, બીજાનો અન્યાય વ્યવહાર એટલે ગેરવાજબી વર્તણુક અમ્લાન વદને—નાખુશ કે દિલગિર થયા વિના--સહન કરવાને શક્તિમાન્ કરે છે; અને જે માણુસ પોતાની અવસ્થાને ઉન્નત એટલે અબાદીવાળી માનીને બીજાના ઉપર અઘટિત ઉપરીપણું ચલાવે છે, તે માણુસ એવા બીજા માણુસની અવસ્થાની સાથે પોતાની અવસ્થાના પરિવર્તનનો વિચાર કરી શકે, તો તે આપોઆપ ક્ષમાશીલ થશે. એવા મહાન્ ભાવનું રક્ષણ કરવાને માટે જ પંડિત મનુષ્યો કહે છે કે, " તમે અન્યની--બીજાની--તરફથી જેવા આચરણની આશા રાખતા હો, તેવા જ પ્રકારનું આચરણ તમે પોતે બીજાઓની સાથે રાખો. "

એમ ધાર કે, તું સંસારની અંદર ગૃહિણી, અને કાર્યકુશળ તથા કમાતા ધમાતા ધણીની ધણિયાણી છે; તેથી કરીને પરિવારની અંદરનાં બીજાં માણસોના ઉપર તું શેડાઈ અને ઉપરીપણું બજાવે છે, ન્યાય અન્યાયનો વિચાર નહિ કરતાં તમામનો તિરસ્કાર કરે છે, બીજાના અશક્તપણાને માટે તેમને અનાદરના અને તોછડા બોલ કહી સંભળાવે છે–તરફોડા હરફોડા કરે છે–,અભિમાનથી ફુલાઈ જઈને દ્વેષભાવથી ભરપૂર વચનોરૂપી બાણ મારીને બીજાંઓનાં કાળજાં કોરી નાંખે છે, અને તેમને માણસ જેવાં નહિ ગણતાં, કૂતરાં બિલાડાં કરતાં પણ અભાવ અને તિરસ્કારની નજરથી જોતી રહે છે. હવે તું એક વાર વિચાર કરી જો, કે જેમના પ્રત્યે તું એવું કઠોર અને અમાનુષ--માણસાઈ વગરનું--આચરણ આચરે છે, તેઓ જો તારા જેવી અવસ્થાવાળાં હોત, અને તું તેમના જેવી હાલતમાં પડેલી હોત, તો તે વખતે ઉપર કહ્યું તેવું આચરણ તને કેવી અસહ્ય યંત્રણા--ખમી શકાય નહિ તેવું દુઃખ--ઉત્પન્ન કરત વારૂ !

તેટલા માટે બેન ! તું કદી કોઈ મનુષ્યના આચરણથી અસંતુષ્ટ અથવા નાખુશ થઈને કઠોર અને કર્કશા જેવી વર્તણુકથી વર્તવાનું કરે, તો તે વખતે જો ઉપરના જેવો--એટલે તેને ઠેકાણે આપણે હોઈએ તો કેવું લાગે એવો–ભાવ મનની અંદર આણીને તેનો ખ્યાલ કરી શકીશ, તો, મને પૂરો વિશ્વાસ છે કે, તારા જીવતરની અંદર એક યુગાન્તર પરિવર્તન બની રહેશે--એટલે જાણે જુગ જ બદલાઈ ગયો હોય તેવો ફેરફાર થઈ જશે.

૪. એક નીતિમાન પંડિતે કહ્યું છે કે—

**अयं निजपरोवेति गणना लघु चेतसाम् ।**
**उदार चरितानांतु वसुधैव कुटुंबकम् ॥**

એનો ભાવાર્થ એવો છે કે--" સંસારની અંદર આ આત્મીય એટલે પોતાનું અને આ અનાત્મીય એટલે પરભાર્યું, એમ ગણવું તે અનુદાર લઘુચિત્ત--એકલપેટા સાંકડા મનના--મનુષ્યનું કાર્ય છે; પણ ઉદાર-ચરિત્ર-મનુષ્યને તો આખી પૃથ્વી કુટુંબ છે એટલે સંસારમાં સર્વ આત્મીય છે." પરંતુ બેન! સમસ્ત જગતની વાત તો જાણે છોડી દઈએ, પણ પોતપોતાના કુટુંબ પરિવારની અંદર પણ જેઓ પારકું પોતાનું કરતાં રહે છે, તેઓનાં મન કેટલાં નાનાં અને નીચમાં નીચ કહેવાય, તે કહી સમજાવવું અસાધ્ય છે.

મનુષ્યનું મનુષ્યત્વ--માણસપણું--શામાં છે? કયા ગુણને લીધે તે પશુ કરતાં શ્રેષ્ઠ અને મહાન્ છે? આ પ્રશ્નો દરેક બુદ્ધિમાન્ મનુષ્યે નિરંતર ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ખરાં મનુષ્ય કાંઈ પશુની પેઠે કેવળ માત્ર આત્મ--પોતાના જ--સુખમાં મચેલાં રહેતાં નથી, પણ પોતાનું સુખ વિસર્જન કરીને--છોડી દઈને--પણ પારકાના સુખની વૃદ્ધિ કરવામાં ગુંથાય છે--પોતાના મુખમાંનો કોળિયો કા'ડીને બીજાના મુખમાં મૂકે છે. વળી તેઓ પશુઓની પેઠે પોતપોતાનાં સંતાન--બચ્ચાં છોકરાં--નું પ્રતિપાલન કરીને તથા તેમના અભાવ--તંગીઓ--ટાળીને જ સુખી થતાં નથી, પણ પરાયાં સંતાનોના અભાવ અને દુઃખ જોઇને પણ તેમના પ્રત્યુ રડી ઉઠે છે, તથા તેમનાં તેવાં દુખ દૂર કરવાને માટે યથાસાધ્ય એટલે બની શકે તેટલો પ્રયત્ન ખરા મનથી અને તન તોડીને કરે છે. આવી રહેણીકરણી એ જ તેમનું--મનુષ્યનું--મહત્વ છે અને એવા ગુણને લીધે જ તેઓ પશુના કરતાં શ્રેષ્ઠ છે.

તેટલા માટે બેન! જે હૃદયની અંદર એવો પરાર્થપરતાનો--પરમાર્થપણાનો અથવા પારકું ભલું કરવાનો--ભાવ નથી, અને જે હૃદય 'મારૂં' એ સિવાય બીજું કંઈ જાણતું નથી, તે હૃદય નરક

સદૃશ્ય--નરકના જેવું-છે. એવા સ્વાર્થપર--આપસ્વાર્થી-મનુષ્યમાં અને પશુમાં કશો પણ ભેદ--ફરક-નથી. જો પરિવારની અંદર રહીને સુખી થવાને ચહાઇએ તો હૃદયની સંકીર્ણતા--મનનું સાંકડાપણું--દૂર કરી દેવું અને પારકાના સુખથી સુખી થવાનું શીખવું જોઈએ. એમ કર્યાથી સંસાર સુખ અને શાંતિમય થઈ રહેશે.

૫. અવિશ્વાસ એ પારિવારિક બંધનમાં આડે આવતું મોટામાં મોટું નડતર છે. એકબીજાનો વિશ્વાસ આણવો એ સ્વાભાવિક ભાવ છે; તેથી જે ઠેકાણે એ સ્વાભાવિક ભાવનો અભાવ છે, તે ઠેકાણે પ્રેમ અને સ્નેહ મમતાનો પણ અભાવ જ થઈ પડે છે. અવિશ્વાસનો ભાવ મનુષ્યને જેવું અનાત્મીય--પરભાર્યું--અને દૂરસ્થિત--વેગળે વસનારના જેવું--કરે છે, તેવું કરનાર બીજું કશું એ નથી. જે પરિવારની અંદર અવિશ્વાસરૂપી રાજરોગે પગપેસારો કર્યો, તે પરિવારમાં પછી શાન્તિ અને સુખની આશા રાખવી વૃથા છે. તેટલા-માટે બુદ્ધિમાન્ ગૃહિણીઓએ એવી રીતના અવિશ્વાસરૂપી અંધકારમય ઘરની અંદર વિશ્વાસરૂપી મહા તેજસ્વી દીવો પ્રગટીને તેને સદા બળતો રાખવાનો--હોલાવા નહિ દેવાનો--ઉપાય અને ઉદ્યોગ સર્વથી પ્રથમ કરવો જોઇએ.

૬. કોઈ યુરોપીઅન પંડિતે કહ્યું છે કે, "વસ્તુ માત્રની ઉજળી બાજુ જોઈ શકવાની શક્તિ-યોગ્યતા અથવા પહોંચ-વરસે દહાડે લાખો રૂપિઆના-લાભ કરતાં પણ વધારે લાભકારી છે." મતલબ કે જે માણસ લોકોના ગુણ જોઈ-પિછાની-જાણે છે, દોષનો અનાદર કરીને ગુણનો ભાગ ગ્રહણ કરી શકે છે, તેની સાથે કાઇનો પણ અપ્રણય થવાની સંભાવના નથી.

કોઈ પણ માણસનામાં કેવળ દોષ કિંવા કેવળ ગુણ હોવાનું

સંભવતું નથી. જેનામાં ગુણનો ભાગ વધારે હોય, તે તેના પ્રમાણમાં સાધુ-સજ્જન-અને સન્માનને પાત્ર; અને જેનામાં દોષનો ભાગ જેટલો વધારે હોય, તેટલો તે અસાધુ-દુર્જન-અને ઘૃણિત એટલે અનાદર અથવા અભાવને યોગ્ય છે.

આ સામાન્ય નિતિનો નિયમ સમજીને મોટા મનવાળા સદાશય-શુભ હેતુવાળા-મનુષ્યો, માણસોના દોષના ભાગનો અનાદર કરીને ગુણનો ભાગ જ ગ્રહણ કરી લેઈ, સંસારની અંદર સુખ શાન્તિ લાવી મૂકે છે. તેઓ પોતે સુખી થાય છે અને પક્ષાન્તરથી બીજાઓને સુખી કરીને તેમની શ્રદ્ધા અને સ્નેહ મમતાનું આકર્ષણ કરવાને સમર્થ થાય છે. વિચાર કરીને જોયાથી સમજી શકાશે, કે એક બીજાના દોષ ખોળવા અને અવગુણ ગાયા કરવા એવી રીતનો અભ્યાસ જ અનેક કુટુંબોના પારિવારિક અપ્રણય અને અશાન્તિનું મૂળ હોય છે.

૭. આપણા હિંદુ-પરિવારની અંદર સસરા સાસુ અને જેઠ વગેરે ગુરૂજનો-મોટેરાંઓ-ની સાથે નવી આવેલી વહુએ વાતચીત કરવાનો રિવાજ નથી. જેઓને પિતા માતા અને મોટા ભાઈના જેવાં જાણીને શ્રદ્ધા અને સન્માન કરવું જોઇએ, જેઓ વિપત્તિની અંદર સહાય કરનાર, ઉપદેશ કરવામાં શિક્ષક, રોગની અંદર વૈદ્ય, સ્નેહ કરવામાં પિતા માતા, અને સકળ પ્રકારના અભાવની અંદર એકમાત્ર આશ્રય જેવાં, તેઓની સાથે અસંકુચિત ભાવે-ખુલ્લા દિલથી-વાતચીત નહિ કરી શકયાથી,-સરળ હૃદયથી મનની સઘળી વાત ખુલ્લી કરીને બોલી નહિ શકયાથી, પ્રકૃત-વાસ્તવિક-પ્રેમ અને સ્નેહ મમતા ઉત્પન્ન થવાનું અને ટકવાનું સંભવતું નથી.

તેટલા માટે, જો સસરા સાસુના પ્રત્યે પિતા માતા જેવો ભાવ અને દિયર વગેરેના પ્રત્યે ભ્રાતૃભાવ-ભાઈના જેવો ભાવ-હોવો જોઇએ,

એમ કહેવું એ માત્ર મ્હોઢાની ખાલી વાતો ના હોય, તો જેથી કરીને પ્રણયમાં અંતરાય સ્વરૂપ "વાતો ના કરાય" એવો કુપ્રથા–ભૂંડો ચાલ–પ્રત્યેક ઘરની અંદરથી જેમ બને તેમ વહેલો દૂર થઈ જાય, તેમ કરવાને માટે સર્વે જણે ઉદ્યોગ આદરવો ઉચિત છે.

૮. કુટુંબની અંદર કદી કોઈ વિધવા અથવા પુત્ર કન્યા વગરની સ્ત્રી હોય, તો તેનું દુઃખ ટાળવાને માટે બની શકે તેટલો ઉદ્યોગ કરવો જોઇએ. એટલે જેથી કરીને આપણાં પોતાનાં પુત્ર પુત્રીઓ દ્વારા તેના શૂન્ય જેવા થઈ ગયેલા હૃદયની અંદર સુખ શાન્તિનો સંચાર કરી શકાય,–જેથી તે આપણાં છોકરાંઓની માયાથી ભુલવાઇને તેની શોચનીય–ખેદકારક–અવસ્થા ક્ષણ કાળને માટે પણ ભૂલી ગયેલી રહી શકે, તેવી રીતનો યત્ન અને ઉદ્યોગ કરવામાં કદી પણ કસર રાખવી નહિ.

પુત્ર કન્યા વગરની નિરાશ્રય વિધવાઓને અનેક સમયે પિયરમાં--માબાપ અથવા ભાઈ ભાંડુને ઘેર--રહેવાની ગરજ પડ્યાથી તેમને ભાઈનું અન્ન ખાઇને દિવસ કાઢવાની જરૂર પડે છે. અને જ્યાં એમ હોય છે તેમાંનાં ઘણાંખરાં ઠેકાણે ભોજાઇઓની સાથે એવી નણંદોને સ્નેહ મમતા કે મેળ જોવામાં આવતો નથી. પણ જો આપણે વિચાર કરીને જોઈશું, તો ભોજાઇઓનો દોષ જ એવા અપ્રણયનું મુખ્ય કારણ હોય છે. જો ભોજાઇઓ એવી નિરાશ્રય વિધવાઓના અંતરમાંની વિષમ દુઃખ યંત્રણા ધ્યાનમાં લેઈ શકતી હોત, અને સ્વામીના ધનમાં તેમની બેનનો પણ અધિકાર છે એમ સમજતી હોત, તો એવા અપ્રણયનો ભાવ જલદી દૂર થઈ શકત. હિંદુઓના શાસ્ત્રની અંદર પણ વિધવા કન્યાએ પિતૃકુળ--પિયર--નો આશ્રય કરીને રહેવાની વ્યવસ્થા છે.

૯. દાસ દાસી એટલે નોકર ચાકર એ પણ પરિવારનાં જ માણસો છે. એ લોકો પેટને અર્થે આપણી તાબેદારી કબૂલ કરી સામાન્ય દરમાયો લેઇને કામ કાજ કરે છે. જે ગૃહિણીઓ સહૃદય એટલે સરાસારનો વિવેક સમજનારી છે તેઓ દાસ દાસીઓને સ્નેહની સાથે ખાવા પીવા વગેરે આપે છે, અને તેમને હલકાં માણસો સમજીને કદી પણ ભૂડાં કે કડવાં વચન કહેતી નથી. તેમને પોતાનાં પાલિત દીકરા દીકરીઓ જેવાં સમજીને પ્રેમ અને સ્નેહભાવ રાખવો તથા તેમનાં દુ:ખ દરદ દૂર કરવાને માટે સદા તત્પર રહેવું. તેઓ કદી હુકમ પ્રમાણે ચાલી શકે નહિ કિંવા કોઈ પ્રકારના અપરાધનું કામ કરી બેસે, તો તેમને સ્નેહની સાથે શિક્ષા કરવી. પ્રેમ અને સ્નેહભાવવડે વશ કરી શકયાથી એવાં દાસ દાસીઓ ખુશી આનંદથી સર્વ કામકાજ કર્યા કરશે. પગાર કરતાં પ્રેમભાવથી વધારે કામ થાય છે. એવા પ્રેમભાવને લીધે તો અનેક ચાકરોએ શેઠને માટે પોતાના પ્રાણ સુદ્ધાં આપ્યા છે.

---

# ઉપદેશ છઠ્ઠો.

## રાંધવું અને પીરસવું.

" આહાર એ જ મનુષ્યના સુખ સ્વચ્છંદનો હેતુ છે: રૂપ-રંગ, બળ, તેજ અને સમસ્ત પ્રકારનો દૈહિક વ્યાપાર-શારીરિક ક્રિયા કલાપ-એટલું જ નહિ પણ જીવન સુદ્ધાં એ આહારને આધીન છે. આવી રીતના આહારનો ભાર આપણા દેશમાં નારી જાતિના ઉપર જ નિર્ભયપણે નાંખી દીધેલો છે."— **વામાબોધિની.**

બેન લક્ષ્મી! રજસ્વલાએ અટકાવ પાળવાની પેઠે રસોઈ તૈયાર કરવી અને પીરસવું એ સ્ત્રીઓ માત્રનું અવશ્યનું કર્તવ્ય છે. તેથી તે સંબંધી કંઈપણ ઉપદેશ કરવો-શીખામણ દેવી-અનાવશ્યક-જરૂર વગરનો-જાણીને જ મેં અત્યાર સુધી કશી વાત તને કહી નથી. પરંતુ મેં એવું સાંભળ્યું છે કે રાંધવા અને પીરસવા વગેરેના કામમાં તું છેક લોથ જેવી-આવડત વગરની અથવા અકુશળ-છે. એટલું જ નહિ પણ વળી વધારામાં એવું જોવામાં આવે છે કે, સહેજસાજ લખતાં વાંચતાં આવડ્યાથી અમે તો ભણેલાં ગણેલાં છીએ એમ ધુમરાઈમાં રહીને ઘણીક તરૂણીઓ એવી જાતનાં સઘળાં કામ કાજમાં જોઇએ તેટલું લક્ષ દેવાની ગરજ પણ રાખતી નથી. તેટલા માટે આજ ખાનપાનની ચીજો રાંધી સીંધીને તૈયાર કરવા તથા પીરસવા સંબંધી કેટલીક વાત તને કહેવાને માટે આવી છું.

આજ કાલ રસોઈ કરવાની આવશ્યક્તા અને પરિવારનાં માણસોને ખાવા પીવાનું પીરસવાની પ્રયોજનીયતા-જરૂર-વગેરે બાબતો વિષે ઉપદેશ કરવો પડે છે, એ અતિશય લજ્જા-શરમ ભરેલી અને દુઃખની વાત છે. ધાવણાં છોકરાંને ધવડાવવાનું જેમ સ્ત્રીઓ માત્ર (છોકરાંવાળી) નું અવશ્યનું કર્તવ્ય છે, તેમ પરિવારનાં માણસોને જમવા પીરસવાનું પણ તેમનું ખરેખરૂં કર્તવ્ય કર્મ છે. તું કદાપિ રાજાની રાણી કે પુષ્કળ પૈસા ટકાવાળા ધનવાન પુરૂષની ધણિઆણી કાં નથી હોતી, અથવા વિશ્વવિદ્યાલય-યુનિવર્સિટિ-ની ઊંચામાં ઊંચી ઉપાધિ-ડિગ્રી-તેં કાં મેળવી ના હોય, પરંતુ જો સંતાનપાલનના એટલે છોકરાંનું પાલણ પોષણ કરવાના અને ઉછેરવાના કિંવા પરિવારનાં માણસોને જમવાનું પીરસવાના કામમાં અસમર્થ-કાચી, આવડત વગરની-હોઈશ, તો હું છડેચોક એવું કહેવાની કે, તું નારીજાતિની

અંદર કલંક-અંગારા જેવી-પોતાનું કર્તવ્ય કર્મ બજાવવાને નાલાયક છે.

હાલની ભણેલી કહેવાતી બેનો અને ભણેલા ગણેલા ગણાતા જુવાનો તેમને જેમ ગમે તેમ ભલેને કહે; પરંતુ ઘરનાં કામ કાજમાં કાચી હોય તેવી વિશ્વવિદ્યાલયની ઉપાધિ પામેલી રમણીના કરતાં, નિરક્ષર એટલે કાળા અક્ષરને કૂટી મારે પણ ઘરનાં કામ કાજની અંદર કુશળ હોય એવી સુગૃહિણીને વિશેષ સનમાન આપવાને હું તત્પર છું' પાંડવોની પત્ની દ્રોપદી રાજકન્યા અને રાજરાણી હોવા છતાં પણ રસોઈ કરવાનું અને કુટુંબનાં માણસોને પીરસીને જમાડવાનું કામ તે પોતાને હાથે કરતી હતી, એ તેના સંબંધમાં કાંઈ સામાન્ય ગૌરવની વાત નથી

જીવન ધારણને માટે આહાર એટલે ખાનપાનનું પ્રયોજન છે. પ્રાણી માત્રને કાંઇને કાંઈ પણ આહાર કરવો પડે છે; પરંતુ માણસો બીજાં પ્રાણીઓની પેઠે કેવળ માત્ર કાચા પદાર્થોનો આહાર કરતાં નથી, પણ ઘણીખરી ચીજોને રાંધીને-પકાવીને-ખાય છે. તેથી આપણને રાંધવા સિંધવા સંબંધી જ્ઞાન હોવાની ખરેખરી અગત્ય છે.

જગત્‌ની ઉન્નતિ અને સભ્યતાની વૃદ્ધિની સાથે સાથે રસોઈ કરવા સંબંધી જ્ઞાનની પણ ક્રમે ક્રમે ઉન્નતિ થયા કરે છે. અપકવાવસ્થામાં એટલે રાંધેલી ના હોય તે વખતે જે ચીજ આપણને જીભે અડકાડવી પણ ગમતી નથી, તે જ ચીજને સારી રીતે રાંધીને તૈયાર કરવામાં આવે, ત્યારે તે અતિ સુસ્વાદુ એટલે સારા સ્વાદ અને લેહેજતવાળી તથા ઉપાદેય ખાદ્ય એટલે ઉત્કૃષ્ટ અથવા ખાવા જોગ ખાણું સમજીને હોંસે હોંસે ખાઇએ છીએ. તેમજ વળી જે ચીજ કાચી ખાધાથી શરીરે અસુખ અને રોગ ઉત્પન્ન થાય, તેને જ જો સારી રીતે રાંધીને ખાધી હોય તો તેથી શરીરમાં બળનો વધારો-પુષ્ટિ થાયછે. આ બધા ગુણ રાંધ્યાના જ છે.

ખાવાના પદાર્થોને મુખ્યત્વે ચાર ભાગમાં વહેંચી શકાય. જેવા કે-ચાવીને ખાવાના, ચૂસીને ખાવાના, ચાટીને ખાવાના અને પીવાના.

વળી એ પદાર્થોના સ્વાદ અથવા રસ મુખ્ય છ પ્રકારના છે. જેવા કે-અમ્લ એટલે ખાટો, મધુર એટલે ગળ્યો અથવા મીઠો, લવણ એટલે ખારો, તિક્ત એટલે તીખો, કટુ એટલે કડવો અને કષાય એટલે તૂરો. આ છને મૂળ અથવા અમિશ્ર રસ કહે છે. એમાં બે કે તેથી વધારે રસના યોગથી—એકઠા મળ્યાથી—પાછા બીજા અનેક પ્રકારના મિશ્ર રસ ઉત્પંન થાય છે. પાકશાસ્ત્રમાં એટલે રસોઈ કરવાના કામના હુન્નર વિષેના ગ્રંથમાં સઘળા મળીને એકંદર ૬૩ પ્રકારના એવા મિશ્ર રસોનું વર્ણન કરેલું છે. એ બધાનાં નામ અત્યારે તને કહી સંભળાવવાં કેવળ નકામાં છે; તોપણ ક્યા ક્યા રસનો પરસ્પર મેળાપ થઈ શકે છે તે દરેક ગૃહિણીએ જાણવાની આવશ્યકતા છે. પરંતુ એ બધી વાત પાકશાસ્ત્રના શિક્ષણની હોવાથી હાલ આપણી ચાલતી વાતમાં તેને લેતી નથી.

આહારના ઉપર જ આપણી જીંદગાનીનો આધાર છે. અને એક રીતે જોઇએ તો આહાર એ જ સંસારનું અડધું સુખ છે; અને તેને માટે જ લગભગ રૂપિએ ચૌદ આના જેટલા ભાગના લોક મહેનત મજુરી વગેરેમાં શરીરના લોહીનું પાણી કરી નાંખે છે તેટલા માટે આહાર તૈયાર કરવો એટલે રસોઈ કરવી અને પીરસવું એને જેઓ સામાન્ય કાર્ય સમજીને અનાદરની નજરથી તેના પ્રત્યે જુએ છે—એટલે એ કામને જેઓ હલકાં ગણીને તે કરવામાં નાનમ અથવા શરમ સમજે છે, અથવા એવા ગુરૂતર—અતિ ભારે—કાર્યનો ભાર સામાન્ય દાસ દાસીના ઉપર નાંખી દઇને નિશ્ચિંત—નિરાંતવાં—થઈ રહે છે, તેમના જેવાં આળસુ અને અકર્મણ્ય માણસોને હું શું કહીને સં-

આચરન કરૂં-એમને કેવાં કહેવાં-તેની મને કશી સૂજ પડતી નથી.

બેન લક્ષ્મી ! જો તું ઊંડો વિચાર કરીને જોઇશ તો તારા સમજવામાં આવી શકશે કે રસોઈ કરવાના અને પીરસવાના જેવા ગુરૂતર કામનો ભાર જનની, પત્ની કિંવા ભગિની-બેન-વગેરે ઘરની સ્ત્રીઓના સિવાય અન્ય કોઈના પણ ઉપર નાંખી દેવો એ ઘટારત નથી. જે સભ્યતા સ્ત્રી-પુરૂષનો સંબંધ અથવા કર્ત્તવ્ય કર્મ ઉલટાવી દે અને જે સભ્યતા સ્ત્રીને ધનોપાર્જનને માટે એટલે પૈસા પેદા કરી લાવવાને સારૂ કાર્યાલયમાં-કામકાજ કરવાનાં ઠેકાણાંમાં-મોકલીને, છોકરાંના લાલન પાલન અને ઉછેરવાનો તથા સાચવવા રમાડવાનો અને ઘરની અંદરનું કામ કાજ કરવાનો ભાર પુરૂષના ઉપર ઢોળી પાડવાને ચહાય, તેવી સભ્યતાને હું ચહાતી કે પસંદ કરતી નથી.

માટે બેન, તું ભ્રમથી પણ એવા-રાંધવા અને પીરસવાના-કામને કદી પણ સાધારણ કે હલકું સમજતી નહિ. સ્વામી અથવા પુત્ર કન્યા વગેરેને માટે અન્ન શાકાદિ બીજાની પાસે રંધાવીને તૈયાર કરાવવું અને પીરસાવવું, તેના કરતાં ગૃહિણીના અગૌરવનો-હિણપસ્તીનો-વિષય બીજો શો હોઈ શકે ? જે પરિવારની અંદર દાસ દાસીઓ રસોઇનું અને જમાડવા પીરસવાનું કાર્ય કરે છે, તે પરિવારની ગૃહિણીઓ ભૂલેચૂકે પણ તે તરફ નજર કરતી નથી. તો પછી એવા પાન્થનિવાસ એટલે મુસાફરખાના અથવા ધર્મશાળા કે વીશી જેવા ઘરની અંદર સુખની આશા રાખવી અસંભવિત છે.

પોતાના હાથે અન્ન વગેરે આહારના પદાર્થ રાંધી સીંધીને આત્મીય બંધુ બાંધવાદિ કુટુંબનાં માણસોને તૃપ્તિ સહિત ભોજન કરાવી શકયાથી હૃદયની અંદર જે વિમલાનંદ-નિર્મળ આનંદ અથવા ખરી ખુશી-નો પ્રવાહ ઉછળી આવે છે, તે, વાત કરવાની અંદર કહીને

સમજાવવો અસાધ્ય છે. અને જે રમણીએ એવી રીતનું સુખ ભોગવ્યું નથી અથવા જે ભોગવતી નથી તેને દુર્ભાગિની-અકર્મી-કહ્યાથી પણ કાંઈ અન્યાય થશે નહિ.

વળી હાલમાં આપણે જોઇશું તો અનેક રમણીઓ વિવાહાદિ ટાંણા ટચકાના પ્રસંગે સાધારણ એટલે બીજાં સગાંવહાલાં અને પરભાર્યાં માણસોને માટે લોહીનું પાણી કરીને પણ રસોઈ કરવામાં પરમ સુખ માને છે, અને એ લોકોને તૃપ્તિદાયક રસોઈ થયાથી પોતાને કૃતાર્થ થયાં સમજે છે. પરંતુ દુઃખની વાત છે કે સમયના પરિવર્તન એટલે ફેરફારથી નવીન પ્રકારની સભ્યતા અને શિક્ષાપ્રણાલી-કેળવણી આપવાની રીત-ના દોષ એટલે ખામીઓને લીધે, રાંધવા વગેરેના કામ પ્રત્યે દિન પ્રતિ દિન તારા જેવી તરૂણીઓ તિરસ્કારની નજરથી જુએ છે, તેને લીધે બહુ જ ટૂંકી મુદતમાં સમાજની અંદર એક વિષમ ફેરફાર ઉત્પંન થાય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. અને બીજા થોડાક વખત પછી વખતે ટાંણે ટચકે કે નોતરને જમાડવાને સારૂ જોઇતું ખાણું વેચાથી લાવ્યા વગર ચાલશે નહિ એમ વિચાર થાયછે.

અંગ્રેજ લોકોનું અનુકરણ કરીને એટલે તેમનું જોઇને તેમના જેવા આચરણથી ચાલવા જતાં અનેક જણને વખતે પોતાની સ્ત્રી વગેરેની સાથે હોટેલ કે વીશીની અંદર જઈ વસવાનો બંદોબસ્ત કરવાની પણ જરૂર પડશે! અને એવી રીતે ઘર જ્યારે વીશી અથવા હોટેલ કે મુસાફરખાનું બની જાય, ત્યારે તેના કરતાં વધારે દુઃખનો વિષય બીજો શો હોઈ શકે?

ખાવા પીવાનું બરાબર પચી શકે તેવું બને તેને માટે દ્રવ્ય-ગુણ-જ્ઞાનની એટલે એવા પદાર્થોના ગુણ દોષ જાણવા સમજવાની ખરેખરી આવશ્યકતા છે. કયી કયી ચીજોને એકઠી કર્યાથી તે સારી

સ્વાદવાળી અને બળકારક થાય છે, તેમજ કેવી કેવી ચીજો એકઠી કરીને ખાધાથી શરીરની અંદર મહા અનિષ્ટકારક વિષપ્રયોગના જેવું કામ કરે છે—એટલે ઝેરના જેવા ગુણવાળી થઇને શરીરની ખરાબી કરી દે છે—તે જાણવું જરૂરનું છે. પાક એટલે રસોઈ સંબંધી શિક્ષણ કાર્યગત એટલે કરીને જોયા અથવા દેખાડયાથી શિખાય શીખવાય તેવું હોવાથી, માત્ર ઉપદેશથી અથવા એ વિષયનાં પુસ્તકો વગેરે વાંચ્યાથી જોઇએ તેવું જ્ઞાન પ્રાપ્ત થવાની સંભાવના નથી.

કેટલીક ચીજો એવી છે કે જેમ તેને વધારે રાંધવા કે ચ'ડવવામાં આવે તેમ તેના સ્વાદની અંદર વધારો થતો રહે છે. તેમ જ વળી કેટલીક ચીજો એવી પણ છે કે તેમને જોઇએ તે કરતાં જરાક પણ વધારે રાંધવા કે ચ'ડાવી દેવામાં આવે, તો તે અખાદ્ય એટલે ખાઈ શકાય નહિ તેવી થઈ પડે છે. આમ હોવાથી પોતાને હાથે રસોઈ કર્યા વિના કિંવા બીજા કોઈની રાંધવાની રીતભાત બરાબર ધ્યાન રાખીને જોયા જાણ્યા વિના રસોઈના કામમાં કુશળતા—ખબડદારી અથવા પૂરતી માહિતી—મેળવી શકાય નહિ. તેટલા માટે જ હું એ સંબંધમાં કાંઈ વધારે વાત તને કહેવાને ચહાતી નથી. મારી અંતઃકરણ પૂર્વક એ જ ઈચ્છાછે કે, રસોઈ તૈયાર કરવાના અને પીરસવાના કામ સંબંધી નીચે લખેલા કેટલાક સાધારણ નિયમોના ઉપર નજર રાખીને તારે તારૂં કામ કર્યા જવું:—

૧. આહારનો મુખ્ય ઉદ્દેશ ક્ષુધાનિવૃત્તિ એટલે ભૂખ મટાડવી અને તે દ્વારાએ શરીરને પુષ્ટ કરવું એ છે. જે સઘળા પદાર્થ બળકારક અને સ્વાસ્થકર—શરીરને નિરોગી રાખે તેવા—આહારની ચીજોમાં આવી જાય છે તે તે પ્રથમ શ્રેણીના એટલે પહેલા વર્ગના છે. તેટલા માટે કયા કયા પદાર્થ બળકારક અને સ્વાસ્થ્યકર છે, તે વિષેનું જ્ઞાન દરેક ગૃહિણીને હોવાની ખરેખરી જરૂર છે.

૨. શારીરિક એટલે શરીરની અવસ્થા અને ઉમ્મરના તફાવત પ્રમાણે એક જણને જે ચીજ સ્વાસ્થકર હોય તે બીજા માણસને પીડાકારક એટલે નુકસાન કરનારી થઈ પડે છે. સબળ અને નિરોગી જુવાન માણસને જે પદાર્થ જોઇએ તેવો લાયક ખોરાક હોય, તે જ પદાર્થ રોગી મનુષ્ય કિંવા બાળકને માટે કુપથ્ય–એટલે જે ખાધાથી ઉલટું નુકસાન થાય તેવો–થઈ શકે. તેટલા માટે પરિવારની અંદરના પ્રત્યેક મનુષ્યની ઉમ્મર અને શારીરિક અવસ્થાના ઉપર નજર રાખીને જેને માટે જેવો ઘટે તેવો ખોરાક તૈયાર કરવો અને પીરસવો –ખાવા આપવો.

૩. રસનાની તૃપ્તિ એટલે જીભ્હાસ્વાદને પૂરો કરવો એ પણ આહારનો એક તરેહનો ઉદ્દેશ છે. સ્વાસ્થકર અને બળદાયક પદાર્થ કોઈ પણ પ્રકારે ઉદરસ્થ કરીને એટલે ખાઇને શરીર પુષ્ટ થાય તેમ કરવું એ આહારનો ખરેખરો ઉદ્દેશ અને ઇશ્વરેચ્છાને અનુકૂળ હોવા છતાં પણ ઘણીક વાર એવા પદાર્થ ખાધાથી જીભનો સ્વાદ પૂરો કરવાની જોઇએ તેવી શક્તિ તેમનામાં હોતી નથી. પણ તેમને રાંધીને તૈયાર કરવાના ગુણને લીધે જ એક પદાર્થની અંદર જુદી જુદી તરેહના સ્વાદ આણી શકાય છે. વિચાર કરીને જો કે મૂળ પદાર્થ એક માત્ર દૂધ હોય છે, તેની ખીર, દૂધપાક, માખણ, છાશ, દહીં, પનીર, ઘી વગેરે જુદા જુદા સ્વાદવાળી ખાવાની ચીજો તૈયાર થાય છે. અને પાછા એ સઘળા પદાર્થોને બીજા ઘણાક પદાર્થોની સાથે મિશ્રિત કરીને–મેળવીને–લોકો એ કરતાં પણ બીજા સેંકડો પ્રકારના સુમિષ્ટ અને સુખાદ્ય પદાર્થ બનાવે છે.

નાના પ્રકારના ઉપાયો યોજીને ખાવાના પદાર્થ તૈયાર કરી સ્વામી, પુત્ર, કન્યા વગેરે આત્મીય બંધુ બાંધવોને ભોજન કરાવી શકયાથી

અનિર્વચનીય એટલે કહી શકાય નહિ તેવું સુખ મેળવવાને સમર્થ થઈ શકાય છે. રસોઈ કરવાના ગુણને લીધે સામાન્ય વૃક્ષ વેલા વગેરેનાં પાંદડાં પણ અમૃતતુલ્ય હોંસે હોંસે ખાઇએ તેવો ખોરાક થઈ શકે છે. અને તેટલા માટે જ લોકોમાં એવી કહેવત ચાલે છે કે, "હાટ કરે કે હાથ કરે." "તેલ ઘીથી શું થાય, રાંધતાં આવડતું જોઇએ." મતલબ કે ગમેતેવા મશાલા વગેરે સરસામાન હોય પણ જો રાંધતાં બરાબર આવડતું ના હોય તો ઉલટું ખરાબ થાય છે અને મ્હોમાં ઘાલવાનું પણ ગમતું નથી. પરંતુ જો રસોઈ સારી કરતાં આવડતી હોય તો ગમેતેવી નમાલી ગણાતી ચીજને પણ મશાલા વગેરેથી અને રસોઈ કરવાની કુશળતાથી એવી સરસ બનાવી શકાય કે સૌ હોંસે હોંસે તે જ ખાય.

૪. અન્નપાણી ઈત્યાદિ ખાવાપીવાની સઘળી ચીજો પરિષ્કાર પરિચ્છન્ન રાખવાની અને અતિશય યત્નની સાથે તેમને જાળવવાની અત્યંત આવશ્યકતા છે. જે આહારના ગુણને લીધે આપણે જીવીએ છીએ, તે જ આહારના દોષથી પાછાં અનેક માણસો અકાળે એટલે કુવખતે કિંવા કમોતે મરણ પામતાં પણ જોઇએ છીએ. કોઈ ચીજને આહારને અર્થે તૈયાર કરીને અતિ યત્નની સાથે સાચવીએ નહિ, તો સહેજસાજ કારણને લીધે પણ તે વિપાક્ત--ઝેર જેવા ગુણવાળી--થઈ શકે છે. પૂરતી કાળજી રાખીને રાંધેલું અન્ન શાક વગેરે અતિ ઉપાદેય ખાદ્ય છે. માટે તે તથા આહારની બીજી કોઈ પણ ચીજને કદી પણ અનાવૃત્ત--ઢાંક્યા વિનાની, ઉઘાડી--રાખવી ના જોઇએ. ઘણી વાર એવું સાંભળવામાં આવે છે કે ફલાણાને ત્યાં દૂધપાકમાં સાપે ગલ નાંખ્યો અને ફલાણાને ત્યાં બાસુદીમાં કે દાળ શાકમાં ગિલોડી ઓકી ગઈ અથવા પડીને મરી ગઈ, તેથી જેટલાં માણસોએ

એ દૂધપાક વગેરે ખાધું તે બધાંને ઝેર ચડ્યું હતું અને મરતાં મરતાં બચ્યાં. થોડા વખત ઉપર વડોદરામાં એક થાંચીને ઘેર ન્યાત હતી ત્યારે એમજ બન્યું હતું અને આખી ન્યાતનાં જેટલાં માણસો એને ત્યાં જમ્યાં હતાં તે બધાંએ મરવા પડ્યાં હતાં. વળી અમદાવાદ પાસેના એક મોટા ગામમાં એક બ્રાહ્મણને ત્યાં ન્યાત હતી તે દહાડે દાળના ભરેલા નળામાં બિલાડી પડીને મરી ગઈ હતી, તેથી હજી પણ તેના ઘરનાં માણસોને ત્યાંના લોક પૂંઠ પાછળ 'બિલાડી ભટ' કહે છે. આ વાત જાણમાં આવ્યાથી ન્યાતના બધા માણસોને દાળ વિના જમવું પડ્યું હતું અને તે બ્રાહ્મણના વરાના સઘળા ખરચ ઉપર પાણી ફર્યું હતું. તે વખતથી એ ન્યાતના લોકે દાળના નળા ઉપર ઢાંકવાનાં ઢાંકણાં ન્યાત ખાતેથી કરાવ્યાં છે. ઘરની અંદર પણ ઘણે ઠેકાણે એવા બનાવ બને છે અને તેથી વખતે મોત પણ નીપજે છે. પીવાના પાણીના સંબંધમાં એવો ગોટાળો ઘણી વાર થતો જણાય છે. પરંતુ બેન! એવી નાની નાની ભૂલોથી અને બેદરકારીથી મોટા મોટા અનર્થ થાય છે. માટે ટૂંકામાં તને મારી એજ ભલામણ છે કે, ખાનપાનની દરેક ચીજ બરાબર સાફસુફ રાખવી અને તેને જરાએ ઉઘાડી કે રઝળતી રખડતી રાખવી નહિ. વળી જે વાસણોની અંદર રસોઈ કરવામાં આવે તથા રાંધીને જેની અંદર ભરવા કે મૂકવામાં આવે તે વાસણો પણ બરાબર સ્વચ્છ છે કે નહિ તેની પ્રથમથી જ પકી ખાત્રી કરીને કામમાં લેવાં. અણગળ પાણી, વીણ્યા ઝાડ્યા વિનાનું અન્ન અને બરાબર ધોઈ ધાઇને સ્વચ્છ કર્યા વિનાનાં શાક પાન કદી પણ કામમાં લેવાં નહિ. જે ગૃહિણીઓ આહારની ચીજોની સ્વચ્છતા રાખવામાં તથા તેમને જાળવવામાં આળસ કે ગફલત કરે છે, તેવી ફુઅડોને તેમના પરિવારની પકી દુશ્મનો સમજવી.

૫. રસોઈ કરવાને માટે માટીનાં વાસણ સર્વથી સારાં છે. "પાક રાજેશ્વર" નામના ગ્રંથમાં સોનાનાં બનાવેલાં પાકપાત્ર-રાંધવાનાં વાસણો-ની બહુ તારીફ કરી છે ખરી; પરંતુ તેવાં વાસણો વાપરવાની તો કોઈની શક્તિ ના હોય. તેટલા માટે તેના ગુણ દોષનો વિચાર કરવા બેસવું એ કેવળ નિર્થક છે. ત્રાંબાનાં, પિત્તળનાં અને લોઢાનાં પાત્રોમાં રસોઈ કરવામાં આવે છે, પરંતુ વિશેષ વિશેષ પદાર્થોના યોગથી એવાં પાત્રોમાં રાંધેલું વખતે દોષયુક્ત એટલે અવગુણ કરે તેવું અને નઠારા સ્વાદવાળું થઈ જાય છે. એ ત્રણ પ્રકારનાં એટલે ત્રાંબાનાં, પિત્તળનાં અને લોઢાનાં પાકપાત્રોમાંથી હજુ લોઢાનાં પાત્ર બીજા કરતાં કંઈક સારાં અને તંદુરસ્તીને ઉપયોગી છે. એવાં ધાતુનાં વાસણોનો કાટ રસોઈની ચીજમાં ઉતરી આવીને એકદમ સમજવામાં ના આવે તેવું પણ બહુ ભારે નુકસાન કરે છે. કલાઈ કરાવ્યાથી એવો કાટ ઉતરવાની દહેશત ઓછી રહે છે; પણ આપણા હિંદુ લોકો વાસણોને કલાઈ કરાવવામાં એટલી બધી કંજુસાઈ કરે છે કે તેઓ જાણે હાથે કરીને જ કાટ ખાવાને ચહાય છે એમ કહી શકાય. એ બાબતમાં મુસલમાન અને પારસી લોકોની રીત હજુ કંઈક ઠીક છે. અંગ્રેજ લોકો ખાવા પીવાના કામમાં માટીનાં, પત્થરનાં કે કાચનાં જ વાસણો વાપરે છે, એ તેમનો રિવાજ આરોગ્યતાના સંરક્ષણના સંબંધમાં અત્યંત લાભકારી અને પસંદ કરવા લાયક છે. આચાર વિચાર અથવા અભડાવા વટલાવાની દહેશતથી આપણે એવાં વાસણોનો ઉપયોગ બહુ છૂટથી કદાપિ ના કરી શકીએ તોપણ બને ત્યાંસુધી તો એવાં નિર્દોષ વાસણો જ વાપરવાં અને આચાર વિચારમાં બાધ ના નડે તેવી રીતે તેને સાચવી રાખવાં. કેટલાક લોક કાંસાનાં વાસણો વાપરે છે, તેને પણ અભડાવા સોળ-

વાવાની દહેશત ગણાય છે. તો જેવી રીતે એ વાસણોને જાળવીને વાપરવામાં આવે છે, તેવી રીતે એવાં માટી વગેરેનાં વાસણ પણ જાળવીને વાપરવામાં આવે તો કશીએ અડચણ ના નડે. વળી કદાપિ કોઈ એમ કહે કે એવાં વાસણો ભાગે તૂટે ઘણાં તેથી વારે વારે લાવવામાં ખરચ ઘણો વધારે થાય; અને ધાતુનાં વાસણો તો ગમે તેટલી બેદરકારીથી વાપરીએ તે છતાં ઝટ ભાગી તૂટી જતાં નથી. પરંતુ આરોગ્યતાના સંરક્ષણને માટે એવા કામમાં કદાપિ કંઈક જૂજ ખરચ વધારે થાય તો તે ખુશીથી કરવો જોઈએ. કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા." એટલે જો શરીર સારૂં નિરોગી હોય તો જ સંસારનાં બીજાં બધાં સુખ ભોગવી શકાય છે.

વળી ત્રાંબા, કાંસા કે પિત્તળના વાસણમાં ઔષધ રાખવાનો કે ખાવા પીવાનો વૈદ્યક ગ્રંથોમાં નિષેધ છે એટલે મના કરેલી છે. તેમજ ધર્મશાસ્ત્રોમાં પણ કાંસા વગેરેના પાત્રમાં જમવાનો દોષ કહેલો છે. શ્રાદ્ધાદિ કાર્યમાં એવાં પાત્રોને બદલે મહુડા વગેરેનાં પાનનાં પત્રાળાં વાપરવાની આજ્ઞા છે. પત્રાળા પડિયામાં જમવાનું પણ ઠીક છે. પરંતુ કેટલાક વૃક્ષાદિનાં પાંદડાંમાં એવો પણ ગુણ છે કે આહારના પદાર્થો એમાં રાખીને ખાધાથી ઘણું નુકસાન થાય છે.

૬. આહાર અને પરિચ્છદ એટલે પહેરવાનાં લુગડાંના સંબંધમાં માણસોની રૂચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. જે ચીજ એક જણ બહુ ઉત્તમ ખોરાક સમજીને હોંસેહોંસે ખાય છે, તેને બીજો માણસ વખતે અડકતો પણ નથી અને ઉલટો ધિક્કારે છે. તેટલા માટે જ "આપરૂચિ ખાણું" એમ જે કહેવાય છે તે ખરૂં છે. દરેક માણસે પોતાની રૂચિને અનુસરતો ખોરાક ખાવો જોઈએ. તેટલા માટે પરિવારનાં માણસોમાંથી કોને કયી ચીજની અરૂચિ છે એટલે

કયી ચીજ તેને ભાવતી નથી, અથવા કોને કયો પદાર્થ ખાવો બહુ ગમે છે, એ બધી બાબતોનો સંપૂર્ણ વિચાર કરીને જ ગૃહિણીઓએ તેમને પીરસવું જોઇએ.

૭. આહારની તૃપ્તિનો ઘણો આધાર રસોઈની અને રસોઈ કરનારની સ્વચ્છતા નિર્મળતા ઉપર રહેલો છે. તેટલા માટે મલિન અને દુર્ગંધયુક્ત વસ્ત્ર પહેરીને કદી પણ રાંધવા પીરસવાનું કામ કરવું નહિ. આ સંબંધમાં વિશેષ કાંઈ નહિ કહેતાં એક ખરા બનેલા બનાવની વાત જ તને કહી સંભળાવું છું.

એક દિવસ કોઈ એક આત્મીયના ઘરનાં નોતરાં આવ્યાથી અમે સાત આઠ જણ તેને ઘેર જમવા સારૂ ગયાં હતાં. તેની ગૃહિણીએ અમારે માટે રસોઈ વગેરેની મિસલ બહુ મહેનત લેઇને સારી કરી રાખી હતી. પછી જ્યારે અમે ત્યાં જઇને આસન પર બેઠાં ત્યારે તેણે (તે ગૃહિણીએ) તેના દીકરાની વહુને અમને પીરસવાનું કહ્યું, અને પોતે અમારી આસનાવાસના કરવાને માટે અમારી પાસે આવીને બેઠી. પણ બેન! મને કહેતાં બહુ જ શરમ લાગે છે કે, એ પીરસવા રહેલાં વહુ માએ પહેરેલાં વસ્ત્ર એવાં ગંદાં મેલાં અને ગંધાતાં હતાં કે તે જોઇને અમને અત્યંત ચીતરી ચડી, અને ભોજનના પદાર્થ બહુ ઉત્તમ પ્રકારના હોવા છતાં અમારાથી નિરાંતે ધરાઇને ખાઈ શકાયું નહિ. એનાં લૂગડાં જોતાં જ હરકોઇને એમ લાગ્યા વિના ના રહે કે એ લૂગડાંને કદી પાણી સરખું અડકાડેલું નથી-કદીએ ધોયાં નથી. તે ઉપરાંત વળી છોકરાં, છૈયાંના ઝાડા પેશાબના ધોયા વગરના ડાઘ, દાળ શાકના છાંટા, રસોઈનાં પાસણો અડકી ઘસાઇને લાગેલી મેશ અને રાખોડી તથા હળદર મરચાં વગેરે વાળા હાથ લોહ્યાથી અને ઘી તેલ વગેરે ચોપડથી પડેલાં મોટાં મોટાં ધાબાં, એ સઘળું

જાણે એક નવીન તરેહની ભાતની પેઠે ખુલ્લું દેખાઈ આવતું હતું. અને તેને લીધે તેમાંથી કોઈ ઑર તરેહની દુર્ગંધ આવતી હતી.

બેન! આવો આ એક જ બનાવ હતો એમ સમજતી નહિ. વખતોવખત એવી અનેક વહુ માઓની એને પણ આંટે તેવી અવસ્થા જોઇને આમાં બની જવાય છે. પરંતુ ઘણેક ઠેકાણે તો વળી એવી વહુઓને "બહુ કામગરી" કહીને તેમનાં વખાણ થતાં પણ જોઇએ છીએ! પણ હું તો પરમેશ્વર આગળ હાથ જોડીને માગું છું કે, એવી "**કામગરી**" વહુઓનાથી મને સદા દૂર રાખજે. કેટલીક વહુ માઓ તો રસોઈ કરતાં કરતાં ત્યાં જ છોકરાંને પગે કરેછે—હગવા બેસાડે છે—અને પછી તેને ધોતાં તથા બીજું સાફ કરતાં કરતાં વચ્ચે દાળ શાક વગેરે જે ચૂલા પર મૂકેલું હોય તેની પણ ખબર લેતી જાય છે! એક બ્રાહ્મણને ત્યાં તેની ન્યાતના પરગામના મેમાન આવેલા હતા. તેમને સારૂ સવારમાં એ બ્રાહ્મણનાં બ્રાહ્મણી માએ ખીચડીનું તપેલું ચૂલા પર ચડાવી દીધું હતું અને પછી ઝાડે જંગલ જઈ આવીને દાતણ ડોહોળવા બેઠાં હતાં. તેના એક હાથમાં દાંતે ઘસવાની છીંકણી અને બીજા હાથમાં એવી છીંકણીવાળી લાળથી લદબદ થયેલું દાતણ હતું અને મ્હોડા પર પણ એવી લાળના પુષ્કળ ઓઘરાળા ઉતરેલા હતા. એવામાં ખીચડી ખદખદતી સંભળાઈ, તેથી એમને એમ ઉઠીને એવા જ હાથે સંભાળીને પાણી રેડી આવ્યાં અને પાછાં છીંકણી ઘસવા બેઠાં. વળી થોડી વાર થઈ એટલે ફરીને પાછાં સંભાળી આવ્યાં અને ઢાંકી આવ્યાં. એમાંથી એકે વખતે એમણે હાથ સરખા પણ ધોયા નહોતા. આ બધું પેલા મેમાનોમાંનો એક જણ જે ત્યાં બેશીને સંધ્યા કરતો હતો તેણે જોયું. પછી તે બ્રાહ્મણી માએ દાતણ કરતાં કરતાં મેમાનોને કહ્યું કે, તમારે જલદી જવું છે તેથી

મેં કયારનીએ ખીચડી ઓરી દીધી છે અને તે ચડી પણ ગઈ હશે, માટે હવે ઝટ દેહને ઉઠીને ખાઈ લો કે મોડું થાય નહિ. લો, હું પેલા હાંલ્લામાંથી છાશનું તાંસળું ભરી આપું. એમ કહીને પાછી એવાને એવા હાથે હાંલ્લામાંથી બે ચાર ચડવા છાશ તાંસળામાં કાડી આપી. પેલો સંધ્યા કરવા બેઠેલો બ્રાહ્મણ મેમાન તો આ બધું જોઇને છક જ થઈ ગયો. અને પોતાની સાથેના બીજા જે આઘા પાછા હતા તેમને મળીને કહ્યું કે, આમ આમ બન્યું છે, માટે હું તો હવે એના ગોળાનું પાણી પણ પીવાનો નથી; તમારે ખાવું હોય તો ખાઈ લો એટલે ઝટ રસ્તે પડીએ અને બીજે ગામ જઇને કોઈ ઠેકાણે ધાન ભેગા થઈ શકીએ. તે ઉપરથી બીજાઓએ પણ જૂદાં જૂદાં સાચાં જૂઠાં બા'નાં કરીને ત્યાં ખાવા પીવાનું માંડી વાળ્યું અને રજા લેઇને ચાલતા થયા.

આવા આવા બનાવોની વાતો કરવા બેસીએ તો પાર ના આવે. માટે ટૂંકામાં તને એટલું જ કહું છું કે, રસોઈ કરવાની જગા, રાંધવાના પદાર્થ અને વાસણ કુસણ તથા પાણી એ વગેરે જેમ બરાબર સ્વચ્છ અને નિર્મળ રાખવાની જરૂર છે, તેમ રસોઈ કરવા માટે પહેરવાનાં વસ્ત્ર પણ સ્વચ્છ અને નિર્મળ રાખવાં જોઇએ.

સ્વચ્છતાની કાળજી વિનાની ગંદી ગોબરી સ્ત્રીઓને બરાબર લાગુ પડે તેવી, વૈકુંઠવાસી કવીશ્વર દલપતરામભાઇની બનાવેલી "કૂવડ સ્ત્રી વિષે" એ નામની ગરબી, મારી પાસેની આ 'કચ્છ ગરબાવળી' નામની ચોપડીમાંથી ગમતને માટે તને ગાઈ સંભળાવીને આજનો ઉપદેશ પૂરો કરૂં છું.

---

## ફૂવડ સ્ત્રી વિષે ગરબી.

"મેં તો પહેલે પાટવડે પગ મેલ્યો." એ રાગ.

સુણો સુણો ફજેતી ફૂવડની, વળિ ઉપમા દઉએ ધૂવડની; સુણો૦ ટેક.
ફૂવડનું શરિર જો સંભાળો, માંહિ લાખો જુઓ લીખો ભાળો;સુ૦૧
જો વસ્ત્ર જુઓ જઇને પાસે, માંહિ અધમણ મેલ ભર્યો ભાસે;સુ૦૨
એની જગા જુઓ જો રાંધ્યાની, જાણે કૉડચ બળદને બાંધ્યાની;સુ૦૩
નિત્ય દહાડો પહોર ચડ્યા પુંઠે, આંખો ચોળતી ચોળતિ ઊઠે; સુ૦૪
સરડક સરડક છીંકણી સુંઘે, ખાઇને આખો દહાડો ઊંઘે; સુ૦ ૫
નહીં સ્વાદ જ એની રસોઈ વિષે, માંહી કાંકરીઓ ને વાળ દિસે; સુ૦૬
જળ-વાસણમાં શેવાળ વળે, તે નીર કદી સ્વપ્ને ન ગળે; સુ૦ ૭
વાતે વળગે જ્યાં ત્યાં વાટે, ઘરમાં કુતરાં ઘંટી ચાટે; સુ૦૮
કાં તો કોઇ સાથે લાગે લઢવા, કાં તો રિસાઇને બેસે રડવા; સુ૦ ૯
શિર ચોટલો કેવો શોભાળો, જાણે શોભે સુઘરીનો માળો; સુ૦ ૧૦
હોય મેલ હમેશ પગે હાથે, એને શિદ સરજી જગને નાથે; સુ૦૧૧
નવ ફરીએ ફૂવડની સંગે, દોષ વળગે આવીને અંગે; સુ૦૧૨.
જેને દીધિ સુઘડતા જગદિશે, ગણજો ઉપકાર અહરનિશે; સુ૦ ૧૩
આ કહ્યાં કથન સમજુ કામે, દિધિ શીખામણ દલપતરામે- સુ૦૧૪

---

## ઉપદેશ સાતમો.

### અતિથિ અભ્યાગત અને મેમાન પરોણા વગેરે પ્રત્યે કર્ત્તવ્ય.

गुरु रग्निः द्विजातिनां वर्णानां ब्राह्मणो गुरुः ।
पतिरेको गुरुः स्त्रीणां सर्वत्राभ्यागतो गुरुः ॥

चाणाक्य.

तृणानि भूमि रुदकं वाक् चतुर्थी च सू नृतां ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥

मनु.

"ગૃહસ્થના ઘરમાં જે અલ્પ કાળ પણ રહે તે તેનું અતિથિ. અતિથિસેવા એ ગૃહસ્થનો એક મુખ્ય ધર્મ છે."

गृहधर्म.

પંડિતોએ કહ્યું છે કે, "જે ગૃહસ્થ પોતાની શક્તિ પ્રમાણે અતિથિ-સત્કાર કરતો નથી, તેના ઘર આગળથી નિરાંશ થઇને પાછો જતી વખતે અતિથિ પોતાનાં એકઠાં થયેલાં પાપ તેને આપતો જાય છે અને તેણે કરેલાં પુણ્ય લેતો જાય છે." વળી મહાભારતમાં એક સ્થળે એવું લખેલું છે કે, "દેવતા, પિતૃલોક અને અતિથિ, ગૃહસ્થોના ઉપર આધાર રાખીને જ તૃપ્ત થતા રહે છે." મતલબ કે ગૃહસ્થોથી જ એમને તૃપ્તિ મળે છે."

મનુજીએ કહ્યું છે કે, "ઘી, દહીં વગેરે જે સમસ્ત ઉત્કૃષ્ટ પદાર્થોનું અતિથિને ભોજન કરાવ્યું ના હોય, તે પદાર્થોનું ગૃહસ્થે પોતે ભોજન કરવું નહિ. એનું કારણ એ છે કે, યથાવિધિ-યોગ્ય નિયમ પ્રમાણે-અતિથિસત્કાર કર્યાથી ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિ તથા સ્વર્ગની પ્રાપ્તિ થાય છે."

હવે ગૃહિણીઓ જ્યારે ઘરની અધિકારિણી એકમાત્ર કર્ત્તા હર્તા છે, ત્યારે અતિથિનો સત્કાર કરવો એ તેઓનું જ કર્તવ્ય કર્મ છે. "ગૃહધર્મ" નામના પુસ્તકમાં લખ્યું છે કે, "ઘરની ગૃહિણીઓ અતિથિની સેવા કરે, અન્નપાનાદિથી મોકળે મને-ઉદારતાથી-તેમને સંતોષે, અને સરલ ભાવથી તેમની સાથે હળી મળી જાય તથા સજ્જનતા દેખાડે, એ જ અતિથિનું સર્વથી મોટું સુખ છે. નારીના પવિત્ર અને સરલ વ્યવહારની અંદર એક પ્રકારની શક્તિ રહેલી છે, જેના વડે હૃદય મનની ઉન્નતિ થાય છે."

આપણા દક્ષિણી હિંદુઓમાં ઘણુંખરૂં એવો રિવાજ જોવામાં આવે છે કે, જમવા પીરસવાનું કામ સ્ત્રીઓ જ કરે છે. જો કદી કોઈ દક્ષિણી ગૃહસ્થને ઘેર કોઇને જમવા તેડે છે તો, અથવા કોઈ અતિથિ કે મેમાન પરોણો આવ્યો હોય તો તેને જમવા પીરસવાનું કામ ગૃહિણીને કરવું પડે છે. અને જો કદાપિ કોઈ વિશેષ અડચણના કારણને લીધે બધી રસોઈ પીરસવાનું ગૃહિણીનાથી બની શકે તેમ ના હોય, તો ઓછામાં ઓછું એક વાનું પણ તેને પીરસી જવું પડેછે. જો આ પ્રમાણે કરવામાં ના આવે તો તે ગૃહિણીએ તેનું કર્ત્તવ્ય કર્મ બજાવ્યું નહિ એમ મનાય છે; એટલું જ નહિ પણ નોતરેલો માણસ પણ વખતે તેથી પોતાનું અપમાનં થયું સમજે છે.

લક્ષ્મી-ચરિત્રમાં લખ્યું છે કે, "જે ગૃહિણી અતિથિ અભ્યા-

ગત જનોને પરિતૃપ્તરૂપે-એટલે બરાબર ધરાઇને ખાતા સુધી-ભોજન નહિ કરાવતાં પોતે ભોજન કરે છે, તેના ઘરમાં લક્ષ્મી વાસ કરતી-રહેતી-નથી.”

બેન ! કેવળ માત્ર આપણા દેશમાં અને આપણા હિંદુ લોકોમાં જ અતિથિ અભ્યાગત જનોની સેવા ચાકરી કરવી તે પુણ્યદાયક કર્ત્તવ્ય કર્મ તરીકે ગણવામાં આવેલું છે, એમ કાંઈ નથી. સઘળા દેશમાં અને સઘળી જાતિના લોકની અંદર એવી અતિથિ-સેવાના શ્રેષ્ઠત્વ અને આવશ્યકતા સંબંધી પુષ્કળ ઉપદેશ અને દૃષ્ટાંત રહેલાં છે. “**આરબ** લોકોની પરોણાગત” વિષે વાંચનમાળામાંથી વખતે તારા વાંચવામાં આવ્યું હશે. “**મંગોપાર્ક**” નામના એક યૂરોપીઅન મુસાફરના મુસાફરીના વૃત્તાંતમાં એવી અનેક વાતો છે, તેમાંની નીચેની માત્ર નમૂના તરીકે તને કહી સંભળાવું છું.—

“તે લખે છે કે, તેમના મુકામ આગળ પહોંચતાં જ મને કોઇએ કહ્યું કે, તમારે કાંઈ માગવાની કે પૂછવાની જરૂર નથી, પણ મરજીમાં આવે તે તંબુમાં પેસો, એટલે આરબ લોકની રીત પ્રમાણે તેનો ધણી તમારી બરદાશ લેશે. એ સાંભળીને હું ત્યાં જે તંબુ સૌથી સરસ દેખાયો તે ભણી ગયો, ને ઘોડેથી ઉતરી તેમાં પૂરા ભરોસાથી પેઠો. બાઇડી છોકરાં ઢોરને પાછાં વાળવાના કામમાં પડયાં હતાં, ને તેમાં કોઈ બીજું માણસ પણ હતું નહિ,’ તેથી પાએક ઘડી હું એકલો બેઠો, એટલે પાસેના તંબુના ધણીએ આવી મને સલામ કરી આવકાર દીધો, ને ચાકરને બોલાવી મારે સારૂ તરત તાપણી કરાવી. ચાકરે એક મોટો ખાડો ખોદી તેમાં બળતણ નાંખ્યું, ને વસ્તેવ મૂકી ફૂંક મારી એટલે ઝટ ભડકો થયો. હું ત્યાં મારી શેતરંજી પાથરીને ખુશીથી બેઠો. એ જગા ઘેટાંને તથા બ-

કરાંનાં બચ્ચાંને બાંધવાની હતી, ને પાસેનો ખંડ સ્ત્રીઓનો હતો. લાકડાની ખુંટીઓ ભોંયમાં દાટેલી હતી તેની સાથે પેલાં બચ્ચાંને બાંધ્યાં, ને જે છેક નાનાં હતાં તેમને છૂટાં રમતાં રહેવા દીધાં. મોટાં ઘેટાં ને બકરાં હતાં તેમને વેગળે હાંકી લેઈ ગયાં, ને તેની આસપાસ કૂતરાંની ચોકી મેલી. એ કૂતરાં બહુ જાગૃતિથી ચોકી કરતાં હતાં. અમારા ને બૈરાં છોકરાંના ઓરડા વચ્ચે બરૂનો ચક હતો ને તે પર કપડું નાંખ્યું હતું. સ્ત્રીઓ ત્યાં ઝટ ઝટ રોટલા ઘડતી હતી અને ચૂલે નાંખી ઉતારતી હતી; વળી તે વેળા માંહોમાંહે વાતો પણ તેવી જ ઝડપથી કરતી હતી. જમવાની વેળા થઈ, ત્યારે સઘળા મરદોએ તંબુના બારણા આગળ ઘૂંટણીએ બેશી કેટલીએક મિનિટ સુધી પ્રાર્થના કરી. એટલામાં બાઈડીઓએ હુના હુના રોટલા ને દૂધ લાવી સૌનાં ભાણાં પીરસ્યાં. બાર રોટલી ને એક મોટું ચલાણું ભરી મીઠું દૂધ મારી આગળ મેલ્યું. મને પણ ભૂખ એવી કકડીને લાગી હતી કે તે બધું અડાવી ગયો. આખી રાત ઘણો વરસાદ વરસ્યો. પણ મેં તો જરાએ જાણ્યું નથી. તાપણીમાં લાકડાની એક ગાંઠ નાંખી હતી તેણી મેર પગ કરીને હું પોહોડયો તેથી એવું સુખ વળ્યું કે આખી રાત ઊંઘ આવી, તે સવાર પડી ત્યારે આંખ ઊઘડી."

વળી મનુજીએ એવું કહેલું છે કે, "જે મનુષ્ય પરાયા ઘેર માત્ર એક રાત્રિ પણ વાસ કરે, તેને અતિથિ કહેવો. એક ઘરમાં બે તિથિ એટલે બે દિવસ વાસ કરે નહિ, તેટલા માટે જ તેનું અતિથિ નામ પડયું છે." વળી એમ પણ કહેવાય છે કે, "અતિથિ" એટલે જેના આવ્યાની તિથિ મુકરર નથી, ગમે ત્યારે આવે તે. અતિથિ કયારે આવશે તેનું કાંઈ નક્કી હોતું નથી, તે ઉપરથી તેનો એવો અર્થ કરવો કાંઈ ખોટો નથી. પરંતુ અત્યારે હું કેવળ એવા પ્રકારના મ-

નુષ્યોને જ અતિથિ કહેતી નથી. પણ જેઓ કોઈ કારણને લીધે અથવા મિત્રતા કે સગપણના સંબંધથી થોડા સમયને માટે પણ આપણે ઘેર આવે તેમને પણ હું અતિથિમાં જ ગણું છું.

અતિથિ અભ્યાગત એટલે મેમાન પરોણાની બરદાસ્ત ચાકરી સંબંધો કેટલીક ધ્યાનમાં રાખવા જોગ વાતો પણ કહી સંભળાવું છું તે સદા સ્મરણમાં રાખજે.

(૧) સંસારમાં સર્વની અવસ્થા કાંઈ સમાન હોતી નથી તેથી અતિથિ આવે ત્યારે તેને ષોડશોપચારે અનેક પ્રકારની આગતા સ્વાગતાથી ભોજન કરાવવાનું અને ઉત્તમ શય્યા વગેરે આપવાનું સર્વનાથી બની શકે એ સંભવતું નથી. પરંતુ તેનું યથોચિત-ઘટે તેવું-સન્માન અને આદર સત્કાર કરવાનું તો બધાનાથી બની શકે તેમ છે. તેટલા માટે પોતપોતાની અવસ્થા પ્રમાણે અન્ન પાનાદિનો-ખાવાપીવાનો-બંદોબસ્ત કરવો અને નમ્રતાપૂર્વક મીઠાં વચનોથી તેની સાથે વાતચીત કરીને તેને સુખી કરવાના ઉપાય યોજવા એ સર્વ ગૃહસ્થાશ્રમીઓનું કર્તવ્ય છે.

" **મનુજીએ એવું કહ્યું છે કે, "જો કદાપિ એક જ વખતે બહુ અતિથિઓ આવી ચડે, તો તેમાંથી 'જે જે મનુષ્ય જેવા જેવા દરજ્જાના હોય તે તે પ્રમાણે તેમને બેસવાને આસન, વિશ્રામાર્થ સ્થાન એટલે નિરાંતે આરામ લેવાની જગ્યા-સુવાને માટે ખાટલા ગોદડાં વગેરે જે આપી શકાય તેવી શય્યા ઈત્યાદિ આપવું, અને બીજી બધી ઘટે તેવી સેવા કરીને તેમને સંતોષ ઉપજાવવો. અર્થાત્ ઉત્તમ પંક્તિના મનુષ્યને ઉત્તમ પ્રકારનું, હલકી પંક્તિના મનુષ્યને હલકા પ્રકારનું અને સમાન પંક્તિના મનુષ્યને સરખા પ્રકારનું આસન અને માન વગેરે આપવું; સર્વની બરદાસ્ત એક સરખી રીતે ના કરવી."**

( ૨ ) અતિથિ આવ્યો હોય તો તેને જમાડયા પહેલાં પોતે જમવું એ દોષ ભરેલું તેમજ રીતિ વિરૂદ્ધ પણ છે. **મનુસંહિતામાં** કહ્યું છે કે, "જે ગૃહસ્થ અતિથિથી માંડીને ચાકર સુદ્ધાં સર્વ માણુસોને ભોજન કરાવ્યા વિના પોતે તેમના પહેલાં ભોજન કરે છે, તે જાણતો નથી કે, મૃત્યુ પછી તેને કૂતરાં અને ગરધેણો ભક્ષણ કરશે. પરંતુ નવોઢા–તરતની પરણેલી–સ્ત્રી, પુત્રવધુ એટલે દીકરાની વહુ, કન્યા, બાલક, રોગી અને ગર્ભવતી સ્ત્રીને અતિથિના પહેલાં પણ ભોજન કરાવવું. એમ કર્યાથી પાછો પ્રત્યવાય બેસે–દોષ લાગે–એવો વિચાર ગૃહસ્થે કરવો નહિ."

દ્રૌપદીનું આખ્યાન-કથા-વાંચીશ તો તારા જાણવામાં આવશે કે, તે રાજકન્યા અને રાજરાણી હોવા છતાં પણ પોતે જાતે અતિથિની સેવામાં તત્પર રહેતી એટલું જ નહિ, પણ જો કદી માત્ર એક જણ અતિથિ પણ અનાહારે–જમ્યા વિનાનો–રહ્યો હોય, તો તે આહાર કરતી–જમતી–નહિ. તે યુધિષ્ઠિરાદિ પાંડવોની સાથે વનવાસમાં ગઈ હતી ત્યાં પણ તેણે અતિથિનો સત્કાર કરવાના તેના વ્રત–નિયમ પૂર્વક આચરણ–માં અન્યથાચરણ કર્યું નહોતું–ફેરફાર પડવા દીધો નહોતો.

૩. દુનિઆને દેખાડવાને માટે અતિથિના આહાર વગેરેને સારૂ પોતાની અવસ્થા કરતાં વધી જાય એવી રીતની ગોઠવણ અને ધામધુમ કરવી તે અનુચિત છે. એમ કરવામાં મુખ્ય બે દોષ થાય છે. પહેલો દોષ એ કે, જેને માટે એ પ્રમાણે અવસ્થા–ગજુ, ગુંજાશ, શક્તિ–હોય તે કરતાં વધારે ગોઠવણ અને ધામધુમ કરવામાં આવી હોય, તે માણસ તેથી લજ્જિત થાય છે–શરમાય છે–અને અંતઃકરણમાં વ્યથિત થાય છે–એટલે તેનું મન દુખાય છે અથવા ખોટું લાગે છે. અને બીજો દોષ એ છે કે એવી રીતે ગજા ઉપરાંત ગોઠવણ

અને ધામધુમ કરવા જતાં ઘરધણી પૈસા સંબંધી પીડામાં આવી પડે છે; અને તેથી કરીને સઘળા દિવસ એવી એક સરખી વ્યવસ્થા નહિ કરી શકાયાથી આખરે તેને અનાદર દેખાડવાની ગરજ પડે છે.

અતિથિ જે કેટલાક દિવસ આપણે ઘેર રહે, તે બધાએ દિવસ જેથી કરીને તેના અન્ન પાનાદિનો બંદોબસ્ત એક સરખી રીતે થઈ શકે, તેનો પ્રથમથી જ સંપૂર્ણ વિચાર કરીને ચાલવું જોઇએ આ સંબંધી એક રમુજી ટૂચકો મને યાદ આવ્યો છે તે અત્યારે તને કહી સંભળાવું છું. બીજે કોઈ પ્રસંગે એ વાત વખતે તેં સાંભળી પણ હશે.

**"हरिर्विना हरिर्जातः विना पीठेन माधवः ।**
**कदन्नैः पुण्डरीकाक्षः प्रहारेण धनंजयः" ॥**

આ સંસ્કૃત જોડકણાની મતલબ એવી છે કે, હરિ, માધવ, પુંડરીકાક્ષ અને ધનંજય એ નામના ચાર જણ જમાઇઓ એકઠા થઇને સાસરે ગયા. ત્યાં પહેલે દિવસે તો તે બધાને બડી ધામધુમ અને ઠાઠમાઠની સાથે જમાડયા. પરંતુ તે પછીના દિવસે એવી ધામધુમ અને ઠાઠમાઠ કરવાની સસરાનામાં શક્તિ નહિ હોવાથી, માત્ર સાધારણ અન્ન શાક વગેરે તેમને ખાવા આપ્યું. તે ખાણામાં ઘીનો છાંટો સરખો પણ ના જોયાથી હરિ અનાદરનો ભાવ સમજી જઇને પોતાને ઘેર ચાલતો થયો. પછી ત્રીજે દિવસે બેસવા માટેનું આસન જેવું જોઇએ તેવું ના મળ્યું તે જોઇને માધવે પણ ત્યાંથી મૂઠીઓ વાળી-જતો રહ્યો. અને ચોથે દિવસે કધાન એટલે કાસકુસ જેવું ખાણું ખાવાનું મળ્યાથી પુંડરીકાક્ષ પણ ત્યાંથી ચાલતો થયો. પરંતુ ધનંજય તો આવો બધો ફેરફાર અને અનાદરનો ભાવ પ્રત્યક્ષપણે જોવા છતાં પણ સસરાનું ઘર છોડીને ગયો નહિ, તેથી આખરે તેને પ્રહાર કરીને-માર મારીને-કાઢી મૂકયો.

હવે લક્ષ્મી બેન ! તું વિચાર કરી જો, કે એ જમાઇઓની સાસુ અને ઘરની ગૃહિણીએ જો પ્રથમથી જ પોતાની પૈસા સંબંધી સ્થિતિનો સંપૂર્ણ વિચાર કરીને આહારાદિનો બંદોબસ્ત કર્યો હોત, અને પહેલે દિવસે જો અધિક આડમ્બર--ઘણો ઠાકમાઠ--દેખાડયો ના હોત, તો ઘીની ખોટ, ફાસફુસ જેવું અન્ન અને યોગ્ય આસનનો અભાવ--ખામી--વગરેથી થયેલી ગરબડ અને ધમાચકડીમાંનું કશુંએ બનવાનો સંભવ નહોતો. સારાંશ કે, એવી એવી બાબતોમાં ગૃહિણીઓની વિચારશક્તિની ખામીને લીધે અનેક સ્થળે આખરે એવો અનાદર અને અસંતોષનો ભાવ જોવામાં આવે છે.

૪. અતિથિને આવ્યાનો કાંઈ સમય અસમય નથી. તોપણ ઘણુંખરૂં દિવસે બપોર વિત્યા પછી સાંજના પહોરે કિંવા મોડી રાત્રે તેના આવવાનો વિશેષ સંભવ છે. એવા અતિથિના આવ્યાથી જે ગૃહિણી અસંતુષ્ટ અથવા દિલગિર થાય, તેના ઘર સામું લક્ષ્મી ઝાંખીને પણ જોતી નથી, તો પગ તો કયાંથી જ મૂકે !

બેન ! મેં એવી અનેક ગૃહિણીઓ જોઈ છે કે જેઓના મનથી દિવસ કે રાત્રિ કશા લેખામાં નહિ હોતાં અતિથિને પોતાને ઘેર આવેલો જોઇને જ તેમને આનંદ ઉત્પન્ન થાય છે; અને હસતે મ્હોડે તથા વિશેષ ઉત્સાહની સાથે તેની સેવા સુશ્રુષા ચાકરી--બરદાસ્ત--કરવા મંડી પડે છે. વળી એટલું જ નહિ, પણ આખો દિવસ રાત્રે જંપ્યા વિના પરિશ્રમ કર્યા પછી જ્યારે જમવાને બેઠી હોય તેવે વખતે પણ અતિથિના આવી પહોચ્યાથી તેઓ કદી પણ નાખુશ કે અસંતુષ્ટ થતી દેખાતી નથી. તેવી સ્ત્રીઓ પોતે આહાર નહિ કરીને પણ અતિથિને આહાર કરાવી શકયાથી જાણે વધારે તૃપ્ત થતી હોય એમ સમજે છે.

તેમજ વળી એવી પણ અનેક અકર્મણો--દુર્ભાગિનીઓ--છે, કે

વખતે હો કે કવખતે હો, પણ અતિથિને આવેલો જોતાં જ જાણે તેમના માથા પર વિજળી તૂટી પડયા જેવું થાય છે. તેવી સ્રીઓ નાખુશ અને અસંતુષ્ટ થઇને પોતાના મનની આગથી પોતે જ બળીને ખાખ થઈ જાય છે. વળી એવા ગૃહિણીઓનાં છોકરા છોકરીઓ પણ તેમની માનું જોઇને સાંકડા મનનાં અને એકલપેટાં–આપસ્વાર્થી–ઉછે છે. અતિથિ અભ્યાગત જનોની યથાઘટિત સેવા સુશ્રુષા દ્વારા ઘરમાં જેવી ઉદારતા અને સજ્જનતા--માણસાઇ--ની શિક્ષા--કેળવણી અથવા ઉપદેશ--આપી શકાય છે, તેવી શિક્ષા હજારો ઉપદેશથી પણ અપાવાનો સંભવ નથી.

૫. જે આતિથ્ય ગ્રહણ કરે છે--એટલે જે કોઇને ત્યાં અતિથિ રહીને તેની સેવા સુશ્રુષાનો અંગિકાર કરે છે-તે તેટલા વખતને માટે તે ગૃહસ્થનો શરણાગત અને આશ્રિત છે. તેટલા માટે જેથી કરીને અતિથિની સ્વાધીનતાના ઉપર અનુચિત આધિપત્ય--ઉપરીપણું--કરાય નહિ, અને તેની સ્વેચ્છા અને પ્રવૃત્તિની વિરૂદ્ધ--એટલે તેના સ્વભાવ અને મરજીથી ઉલટું--કોઈ પણ કામ કરવાની તેને ગરજ પડે નહિ, તે વિષે સાવચેત રહેવું જોઇએ.



# ઉપદેશ આઠમો.

## વ્યવસ્થા અને સુંદરતા.

" To the business man, Time is money; but to the business woman, Method is more—it is peace, comfort domestic prosperity."

*Smiles.*

" ઘરની વ્યવસ્થાથી અને તેની ચોતરફના સ્થાનના સુસજ્જિતપણાથી, કેવળ દર્શકો એટલે જોનારાઓની આંખોને જ આનંદ ઉત્પન્ન થાય છે, એમ નથી; પણ એથી કરીને ઘરની અંદર રહેનારાં પરિવારનાં માણસો વિશેષ આરોગ્ય અને સુખી થાય છે, તથા સર્વ કામકાજ અતિ સહજ અને સારી વ્યવસ્થાથી કરી શકાય છે."

**વામાબોધિની.**

વ્યવસ્થા એ કામકાજનો પ્રાણ અને સુંદરતાનું મૂળ છે. કોઈ એક પંડિતે કહ્યું છે કે," નિયમી એટલે નિયમ પ્રમાણે ચાલનાર અને વ્યવસ્થાને ચહાનાર મનુષ્યોની ગતિ ગગનવિહારી નક્ષત્રો--આકાશમાં ફરતા ગ્રહ તારાઓ--ની પેઠે સદાકાળ એક સરખી રહે છે. એવો માણસ સર્વ કામકાજ સારી રીતે ચલાવીને શાન્તિ–સુખ ભોગવે છે, લોકમંડળીના વિશ્વાસ અને આદરને પાત્ર થાય છે, અને કોઇપણ કામનો કારભાર તેના હાથમાં સોંપતાં કોઇને પણ સંદેહ ઉપજતો નથી."

એક જણ અંગ્રેજ ગમે તેટલો દરિદ્રી--ગરીબ અથવા નિર્ધન

કાં નથી હોતો, પણ તેના ઘરની અંદર પ્રવેશ કર્યાથી, ઘરને સજ-વાપણું અને જાણુસ આવને યોગ્ય વ્યવસ્થાથી રાખેલી જોઇને આંખો ઠરે છે, તથા બે ઘડી ત્યાં બેસવાની ઇચ્છા થાય છે. ઘરની બહાર પણ બધે ઠેકાણે જાણે સુંદરતા જ હોય તેમ લાગે છે. સુંદર સુંદર ફૂલના છોડ અને વૃક્ષ વેલાઓથી તેનું વાસસ્થાન--રહેવાનું સ્થળ--એવું સુસજ્જિત હોય છે કે, તે જોયાથી જાણે ઋષિ મુનિઓનો પવિત્ર આશ્રમ હોય એવો ભ્રમ થઈ આવે છે.

અને એક આપણા દેશી--ગુજરાતી--ના ઘરમાં જાઓ, તો જોવામાં આવશે કે, સઘળું અવ્યવસ્થિત અને નયન મનને અભાવ ઉત્પન્ન કરનારૂં છે. આનું કારણ એ છે કે, આપણા લોક ધનવાન હોવા છતાં પણ શી રીતે સુખથી વસી શકાય, તે જાણતા નથી અને વ્યવસ્થા તથા સુંદરતાની રૂચિ તેમને હોતી નથી. ઘણી વખતે એમ જોવામાં આવે છે કે જ્યાં સુંદર સુંદર સરસામાનની ખોટ હોતી નથી, ત્યાં વ્યવસ્થાની ખામીને લીધે એવી સુંદર ચીજોની શોભા અને રળિઆમણાપણું ખીલી નીકળતું નથી.

લક્ષ્મી-ચરિત્રમાં લખ્યું છે કે, “જે ગૃહિણી આમળાં વડે ચોટલો ચોળે છે, ગોમય એટલે ગાયના છાણ વડે ઉચ્છિષ્ઠ એટલે એંઠા અથવા આભડછીટવાળા અને અપવિત્ર સ્થાનાદિને લીંપીને સ્વચ્છ અને પવિત્ર કરે છે, શુદ્ધ સફેદ વસ્ત્ર પહેરીને ખીલેલું કમળ ધારણ કરે છે તથા સાયંકાળે શંખધ્વનિ કરે છે-શંખ ફૂંકીને વગાડે છે-અને પોતાના ઘરને સુસજ્જિત કરી રાખે છે, તે લક્ષ્મીની પ્રિયપાત્રી એટલે વ્હાલી છે.” વળી બીજે એક સ્થળે એવું લખ્યું છે કે, “ કોઈ પણ ગૃહિણીએ મલિન એટલે મેલાં ગંદાં અને અપવિત્ર વસ્ત્ર પહેરવાં નહિ; જેથી કરીને શરીરમાંથી દુર્ગંધ નીકળીને કોઇને પણ દુઃખદા-

યક થઈ પડે તેવું આચરણ આચરવું નહિ; શરીરના જે ભાગ ઉપર જેવાં ઘટે અને શોભે તેવાં ઘરેણાં ગાંઠાં પહેરવાં અને અંગે સુગંધવાળા પદાર્થોનું લેપન કરીને--ચોળીને--કંઠે અને કેશે--ગળામાં અને અંબોડા-માં--સુવાસિત પુષ્પોના હાર તોરા પહેરવા."

વ્યવસ્થાની ચાહના એ મનુષ્યના મનનો એક મુખ્ય ગુણ છે. એ ગુણના અભાવથી જીવન અસુખ અને અશાન્તિના ઠેકાણ રૂપ થાય છે. જેના કામમાં વ્યવસ્થા નથી, તેના હાથથી કોઇ પણ ભારે કામ પાર પડી શકે નહિ. કારણ કે તેના જીવનનો ઉદ્દેશ, વિચાર અથવા કાર્ય એ સર્વ અસ્થિર હોય છે.

જો, આ અસીમ બ્રહ્માંડમાંનું સર્વ કાંઈ કેવું સારૂં વ્યવસ્થિત અને સુંદર છે! એમાં કોઈ પણ ઠેકાણે અવ્યવસ્થાનું ચિહ્ન માત્ર પણ તું જોવા પામીશ નહિ. તે જ પ્રમાણે આપણા પ્રત્યેકનાં ઘરની પણ સારી રીતની વ્યવસ્થા હોવાની ખરેખરી આવશ્યકતા છે. જે ઘરમાં વ્યવસ્થા નથી, તેવા ઘરના કરતાં અરણ્યમાં વસવું વધારે સુખ અને શાન્તિદાયક છે.

એમ ધારો કે, ઘરની ગમે તે ચીજ ગમે ત્યાં રાખીએ, તેને મૂકવાનું કોઈ મુકરર ઠેકાણું નથી; આજ અહિં તો કાલે પણ એમ પડી રહે છે. અને જો કોઈ એક જણશની જરૂર પડે, તો આખા ઘરની અંદર ખોળાખોળ કરતાં ફરવું પડે છે. આ બધું કેવું કંટાળો ઉપજાવનારૂં અને દુઃખદાયક છે તે દરેક સુગૃહિણીથી સમજી શકાય તેમ છે. ઘરનો સરસામાન જે ઠેકાણે જોઇએ ત્યાં અને બરાબર નિ-યમસર રાખીને ઘરની વ્યવસ્થા જાળવી રાખ્યાથી ઘરની સુંદરતામાં વધારો થાય છે અને કામકાજ કરવામાં પણ સગવડ પડે છે.

સઘળાં ઘરમાં કાંઈ કિંમતી સરસામાન હોય નહિ, તેમ સઘળા

લોક કાંઈ સારી મોટી રળિઆમણી હવેલીઓમાં રહી શકે પણ નહિ. પરંતુ જો ગૃહિણીઓનામાં ઘરની વ્યવસ્થા સંબંધી કુશળતા હોય, તો સામાન્ય ઘર પણ છેક સાધારણ સરસામાનથી સારૂં દેખાવડું અને ગમે તેવું થઈ શકે છે. કિંમતથી જ કાંઈ સુંદરતાનો વધારો થતો નથી; પણ સ્વચ્છતા નિર્મળતા અને વ્યવસ્થા એ જ સૌંદર્યનું મૂળ છે.

મનુષ્ય સૌંદર્ય-પ્રિય છે એટલે સુંદરતા મનુષ્યને પ્રિય લાગે છે. સુંદર વસ્તુ જોયાથી કોઇના ઉપદેશ કર્યા વગર પણ મનમાં હર્ષ ઉપજે છે અને અંતઃકરણના નીચ ભાવ દૂર થઈ જાય છે.

એમ ધારો કે, કોઈ સ્ત્રીનામાં ઇશ્વરદત્ત રૂપ લાવણ્ય છે એટલે જન્મથી જ તે સારી રૂપાળી અને શિક્કાદાર-ખુબસૂરત-છે; તે સાથે વિવિધ પ્રકારનાં ચિત્ર વિચિત્ર વસ્ત્રાલંકાર પણ પહેર્યા છે, અને સુંદરતા વધારવાને માટે જે જે જોઇએ તે સઘળું છે. પરંતુ કયી ચીજ કયાં પહેરવી જોઇએ અને કેવો ઠાઠમાઠ કરવો જોઇએ તેનું જ્ઞાન તેને નથી. આથી કરીને તેણે ચોટલાનો અંબોડો વાળીને આગલી બાજૂ તરફ રાખ્યો છે, સારી શોભાયમાન સાડી છે તે જેમ કેળના થાંભલા ઉપર વીંટે તેવી રીતે કેડ આગળથી લપેટતાં લપેટતાં છેક માથા સુધી લેઈ જઇને શરીરનો સઘળો ઉપરનો ભાગ તેનાથી ઢાંકી દીધો છે, હાથનાં કાંકણ અને પગના તોડા ગળામાં પહેર્યાં છે, તથા ગળામાં પહેરવાનો ચંદનહાર પગે બાંધી દીધો છે અને કાનનાં લોળિયાં, લોલક અને વાળીઓ એ બધું હાથને કાંડે લટકાવી દીધું છે.

હવે કહે વારૂં, આવા દેખાવની સારી રૂપાળી ખુબસૂરત અને ઘરેણાં ગાંઠાં પહેરેલી સ્ત્રીને જોઇને તારા મનમાં કેવો ભાવ ઉત્પન્ન થશે? એને જોવાથી જે મનમાં હર્ષનો ઉદય નહિ થતાં, વસ્ત્રાલંકારના અઘટિત ઉપયોગને માટે ઉલટો અસહ્ય અણગમો ઉત્પન્ન થાય,

અને એવું અજ્ઞાનપણું જોઇને શરમથી માથું નીચું ઘાલવાની મરજી થઈ આવે, તો પછી ઘરના સરસામાનનો અઘટિત ઉપયોગ અને અવ્યવસ્થા જોઇને અણગમો નહિ ઉપજવાનું અને શરમ નહિ લાગવાનું કારણ શું?

"લક્ષ્મી તે જ ઘરમાં વાસ કરે છે, કે જે ઘરમાંનો સરસામાન સદા સારી વ્યવસ્થાથી અને સાફસુફ રાખેલો હોય, જે ઘરમાં સુગંધ મસમસી રહી હોય અને જેમાંની પ્રત્યેક વસ્તુ આંખોને આનંદ ઉપજાવનારી હોય." આ રીતના લક્ષ્મી–ચરિત્રમાંના ઉપદેશ વિષે તને કહી ચૂકી છું. પરંતુ દુઃખની વાત છે કે, આપણે લક્ષ્મી–ચરિત્રમાંના એવા સદુપદેશનો ખરો ઉપયોગ નહિ કરતાં માત્ર કોજાગર લક્ષ્મીપૂજાના દિવસે જ લક્ષ્મીના આવ્યાની આશાથી ઘરની વ્યવસ્થા અને સુંદરતાની તજવીજ કરીએ છીએ.

વ્યવસ્થા અને સુંદરતા સંબંધી નીચેની કેટલીક હકીકત લક્ષમાં રાખવા જોગ છેઃ—

૧. જુદી જુદી ચીજોને માટે ઘરની અંદર જુદી જુદી જગ્યા મુકરર કરેલી હોવી જોઇએ. એક દિવસ જે ચીજને જ્યાં રાખી હોય તે ચીજને પછી હમેશાં તે ને તે જ નક્કી કરેલે ઠેકાણે રાખવી જોઇએ. સઘળા સરસામાનના ઉપયોગ અને અનુકૂળતા પ્રમાણે તેમને મૂકવાને સારૂ ઘરની અંદરની જુદી જુદી જગ્યાઓ ઠરાવી રાખવી જોઇએ. અને એ કામમાં ગૃહિણીને સુંદરતાની રુચિ અને વ્યવસ્થા કરવાના કામની માહિતી હોવાની જરૂર છે.

કયે ઠેકાણે કયી ચીજ મૂકી રાખ્યાથી કામની સગવડતા અને સુંદરતાની વૃદ્ધિ થશે, તેનો વિચાર કરીને જગ્યા મુકરર કરવી જોઇએ. નહિતો પછી જો તમે તમારી ચાબીઓ મૂકવાની જગ્યા બેઠકખાના

અથવા દિવાનખાનામાં નહિ ઠરાવતાં તેમને રસોડામાં રાખો, અને પાણિઆરાની જગ્યા રસોડા પાસે નહિ રાખતાં બેઠકખાનામાં નક્કી કરો, તો તે કેટલું અઘટિત અને અગવડ ભરેલું થઈ પડે, તે સહજ સમજી શકાય તેમ છે.

મારા એક સગા પાસેથી મેં સાંભળ્યું છે કે, તેના ભાઈએ બેઠકખાનાને માટે એક ભારે કિંમતનું ટેબલ ખરીદ કરીને ઘેર મોકલી દીધું હતું. પણ તેની મૂર્ખી ધણિઆણી એવા ટેબલની કિંમત અને ઉપયોગ સમજી શકી નહિ, તેથી તેણે તે દાણા ભરવાના ઓરડામાં મૂક્યું અને દાળ ચોખા વગેરે સીધા સામાનની માટલીઓ તેના ઉપર ગોઠવી દીધી. ત્યારબાદ કેટલાક દિવસ પછી તેણે ઘેર આવીને એ ટેબલ વિષે પરપૂછ કરવા માંડી, ત્યારે બાઈ સાહેબે એવો ઉત્તર દીધો કે, તેને સારે ઠેકાણે ગોઠવ્યું છે અને તે જેવા જોઇએ તેવા કામમાં આવ્યું છે. દાળ ચોખા વગેરે સીધા સામાનની માટલીઓ મૂકવાને તે ઘણું ઉપયોગી હોવાથી તેને દાણા ભરવાના ઓરડાની અંદર મૂક્યું છે. ગૃહિણીના આવા બોલ સાંભળીને તે ગૃહસ્થ તો ચૂપ થઇ ગયો અને બહુ ખેદ પામતાં પામતાં આપણી-સ્ત્રીઓની-મૂર્ખતા વિષે વિચાર કરતો બેશી રહ્યો.

ઘરનો સરસામાન રાખવાને માટે જુદી જુદી જગ્યા મુકરર કરેલી ના હોય, તો કામ કાજની અંદર કેટલી બધી અગવડ નડે છે, અને વખતે કોઇવાર તો મહા અનર્થનું કારણ થઈ પડે છે, તે સંબંધી એક બનાવની હકીકત અત્યારે તને કહ્યા વિના મારાથી રહી શકાતું નથી.

એક વખત હું ફરતી ફરતી એક ગૃહસ્થને ઘેર જઈ ચડી અને ત્યાં જોયું તો તેના ઘરમાં ભારે ગરબડાટ મચી રહ્યો હતો. ઘરનાં

બધાં માણુસો આમ તેમ દોડાદોડ અને નાશભાગ કરી રહ્યાં હતાં. કોઇએ દોરડું દોરડું, કોઇએ લાવો આપો, અને કોઇએ છરી આપો છરી, એમ બોલી બોલીને બૂમાબૂમ કરી મૂકી હતી; અને વળી કોઈ કોઇ તો થાંભલે બાંધેલા દોરીના બંધ છૂટા નહિ કરી શકાયાથી તેને તોડી નાખવાને માટે જોરજોર તાણુાતાણુ કરી રહ્યાં હતાં. એવામાં પડોશના બીજા ઘરમાંથી એક સારા માણુસને એક દોરડું હાથમાં લેઇને ઝપાટાબંધ કૂવા તરફ દોડી જતો જોઇને, હું પણુ તેની પાછળ પાછળ ધસી ગઈ. અને ત્યાં જઇને જોયું તો એક બાર ચૌદ વરસની ઉમ્મરનો છોકરો કૂવામાં પડેલો હતો. તેને બહાર કાંડવાને માટે દોરડાં લાવીને કૂવામાં નાંખતા નાંખતામાં તો તે છોકરો ઘણુંક પાણી પી જઈ ગુંગળાઇને અચેતન થઈ ગયો હતો અને જોત જોતામાં તેનો પ્રાણુવાયુ દેહમાંથી બહાર નીકળી ગયો—તે મરી ગયો. ત્યારબાદ પાછળથી એવું જાણુવામાં આવ્યું કે, એ ગૃહસ્થના ઘરમાં દોરડાં, છરીઓ વગેરે કશાની કાંઈ ખોટ નહોતી; પણુ કયી ચીજ કયાં પડેલી છે તેનું કશું ઠેકાણું નહિ હોવાને લીધે, વખતસર દોરડાં એકઠાં કરીને લઈ જવાયાં નહિ તેથી આવો વિશેષ શોચનીય—અત્યંત ખેદકારક—બનાવ બન્યો હતો.

૨. પ્રયોજન વગરનો સરસામાન ખરીદ કરી લાવવો એ જેમ અયોગ્ય ખર્ચ છે, તેમ તેથી ઘરની ગોઠવણુ અને વ્યવસ્થામાં પણુ બહુ અંતરાય આવે છે. તેટલા માટે યોગ્ય વિચાર કરીને કરકસરથી ખરચ કરનારી બુદ્ધિમાન ગૃહિણીઓએ કદી પણુ પ્રયોજન—ખપ—કરતાં વધારે જણુસ ભાવ વેચાતી લેવી નહિ; પણુ ઉલટું જો એવી વધારાની જણુસો ઘરમાં પડેલી હોય તો તે વેચી નાંખીને પૈસા કરી લેઈ સાચવી રાખવા.

આપણામાંની અનેક ગૃહિણીઓના ઘરમાં પ્રયોજન કરતાં વધારે પુષ્કળ સરસામાન જોવામાં આવે છે, અને ઘણી વેળાએ તો એવો સરસામાન મૂકવા ગોઠવવાને ઘરમાં પૂરતી જગ્યા પણ હોતી નથી. જે ઘરની અંદર બે ત્રણ પેટીઓ હોય તો કામ ચાલી શકે, તે ઘરમાં દશ પંદર કે વખતે તેથી પણ વધારે નાની મોટી પેટીઓ અને પટારા એકઠાં કરી રાખેલાં દેખાય છે. એમાંની કેટલીક પેટીઓ વગેરે તો વખતે છેક નકામી અને ભાગેલી તૂટેલી પણ હોય છે; અને અગ્નિ દેવને તેની આહુતિ આપી હોય-એટલે બળતણને ઠેકાણે બાળી મૂકી હોય-તો ઉલટું એક દિવસની રસોઇનું કામ ચાલે, તે સિવાયના બીજા કોઇપણ કામમાં તે ખપ લાગી શકે એવો સંભવ હોતો નથી. આમ હોવા છતાં પણ માત્ર દેખવા દેખાડવાને સારૂ જ એવા સામાનને ઘરમાં રાખી મૂકીને નકામી જગ્યાની સંકડાશ વેઠવા સાથે સાપ વિંછી વગેરે જનાવરોને ભરાઈ રહેવાનું ઠેકાણું કરી આપવામાં આવે છે.

જે ઘરમાં ૪-૫ પડદા અથવા ચક હોય તો કામ ચાલી શકે, તેવા ઘરમાં ૧૦-૧૫ જૂના ફાટયા તૂટયા પડદાઓ લટકાવી મૂકયા હોય છે અથવા કોઈ એક ઠેકાણે એકઠા કરીને ઢગલો મારી મૂકી ઊંદર છછુંદરને આશ્રય-સ્થાન કરી આપવામાં આવે છે, કિંવા ઘરમાં વાયુ-પ્રવેશનો—પવનને આવવાનો-માર્ગ રોકી રાખીને આરોગ્યતાને હાનિ પહોચાડવામાં આવે છે. એ જ પ્રમાણે બીજી બધી વસ્તુઓને માટે સમજી લેવું. હવે તું જ વિચાર કરીને જો, કે જણસ ભાવ વગેરે ઘરની અંદર ભરીને તેને એક ગુદામ-વખાર-જેવું બનાવી દીધું હોય, તો પછી તેની ગોઠવણ અને વ્યવસ્થાનો સંભવ શી રીતે રાખી શકાય ?

૩ વસ્તુઓની કિંમતના ઉપર નજર નહિ રાખતાં નાની મોટી સઘળી ચીજોને અતિ યત્નની સાથે સાચવી રાખવી જોઇએ. અનેક સ્થળે ભારે કિંમતના પદાર્થો સુંદરતાની વૃદ્ધિ કરી શકતા નથી; પરંતુ સ્વચ્છતા અને નિર્મળતા જ હમેશાં જણુસ ભાવ વગેરેની શોભા સુંદરતામાં વધારો કરે છે.

કોઇપણ જણુસને વાપર્યા પછી તેને બરાબર સાફસુફ કર્યા વિના કદી પણ ઠેકાણે મૂકી દેવી નહિ. જે વખતનું કામ તે જ વખતે નહિ કર્યાથી તે કામ ઘણુંખરૂં અધુરૂં જ રહી જાય છે, એ વાત અગાઉ પહેલાં અનેકવાર તને કહી સંભળાવી છે. વળી જણુસ ભાવ વગેરે અપરિષ્કાર—સાફસુફ કર્યા વિનાની—અવસ્થામાં ઘણા વખત સુધી પડી રહ્યાથી, કેવળ શોભા સુંદરતાને હાનિ પહોચે છે અને તે વડે કરવાનું કામ એમનું એમ પડયું રહે છે એટલુંજ નથી, પણ તેવી જણુસ પણ નકામી થઈ જાય છે.

એમ ધારો કે, એક છરી વડે કેરી કાપીને પછી તેને તેવી ને તેવી અસ્વચ્છ અવસ્થામાં રહેવા દીધી. પછી દશ દિવસ કેડે તેનો (છરીનો) ફરીને ખપ પડયાથી જોયું, તો કેરીના રસને લીધે તેનાં ઉપર એટલો બધો કાટ વળેલો છે કે તેને સાફસુફ કરવાને મહેનત કર્યા છતાં પણ પ્રથમના જેવી કરી શકાતી નથી. અને કદાપિ તેને પ્રથમ જેવી હતી તેવી કરવાનું સંભવિત હોય, તોપણ એટલું તો નક્કી છે કે, જે કામ વખતસર કર્યાથી બે મિનિટની અંદર બની શકત, તે કામ કરવાને પછી આપણે બે કલાક જેટલો વખત નકામો ગુમાવવો પડશે.

વળી બીજી એક રીતે વિચાર કરી જુઓ, કે તમારા પડદાની આડ અથવા મચ્છરદાની એક ઠેકાણેથી જરા ફાટી ગઈ છે. હવે

જે વખતે એ ફાટેલું તમારા જોવામાં આવ્યું તેજ વખતે માત્ર બે ત્રણ મિનિટની અંદર તમે તેને સાંધીને ઠીક કરી શકો. પરંતુ જો તેમ નહિ કરતાં પછી કરીશું, એવી દીર્ઘસૂત્રતા–બહુ ધીમે ધીમે ઘણો વખત ગાળીને કામ કરવાની ટેવ–ને આધારે રહો, તો કેટલાક દિવસ વિત્યા બાદ વખતે એવું જોવામાં આવશે કે, તે ચીજ મરામત કરવાને અયોગ્ય થઈ પડી છે–સાંધીને ઠીકઠાક કરી શકાય તેવી રહી નથી–અથવા તો મૂળના બે ત્રણ મિનિટના કામને માટે હવે તમારે ત્રણ ચાર કલાક જેટલો વખત ગુમાવવો પડશે.

૪. ઘરની ગોઠવણ અને વ્યવસ્થાની સાથે આરોગ્યતાના સંરક્ષણનો બહુ નિકટનો સંબંધ રહેલો છે. તંદુરસ્તી જાળવવાને માટે ઘર બરાબર સાફસુફ અને પ્રકાશ તથા પવનને અંદર આવી શકવાને અડચણ પડે નહિ તેવું હોવાની અત્યંત અગત્ય છે. તેટલા માટે ઘરમાંના સામાનને એવી રીતે ગોઠવીને મૂકવો કે જેથી કરીને પ્રકાશ અને પવન ઘરમાં આવવામાં કશીએ અડચણ નડી શકે નહિ.

ઘરનો કોઇપણ ભાગ જણસ ભાવ વગેરેથી એવી રીતે રૂંધી રાખવો નહિ, કે તેથી જણસ ભાવની નીચેનો ભાગ સાફસુફ કરવાને હરકત પડે. દરરોજ ઘરના દરેક ખૂણે ખોચરેથી વાળી ઝાપટીને સાફસુફ કર્યા વિના રહેવું નહિ.

રહેવાના ઘરના ભોંયતળિયા પર–જમીન ઉપર–પાણી ઢોળાય નહિ તે વિષે ખૂબ કાળજી રાખતાં રહેવું. કેમકે જો ઘરમાં પાણી ઢળીને ભીનું અથવા ભેજ થયેલો હોય, તો તેમાં રહેનારાં માણસોને શરદી અને તાવ વગેરે રોગો થઈ આવવાનો ઘણો સંભવ રહેછે.

શયનગૃહ એટલે સુવાનો ઓરડો અથવા ઘરના જે ભાગમાં સુઈ રહેતાં હોઇએ તે ભાગ અને શય્યા એટલે ખાટલા, ગોદડાં, ચાદરો,

બિછાનાં વગેરે સ્વચ્છ અને નિર્મળ રાખવાની ખરેખરી અગત્ય છે. શય્યા અપરિષ્કાર–મેલી કે ગંદી–હોય તો તેમાં સૂઈ રહ્યાથી નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. વળી એવી શય્યામાં સૂતાથી સારી ઊંઘ આવવાનો પણ સંભવ નથી. એથી શારીરિક અને માનસિક એ બંને પ્રકારનું દુઃખ અને નુકસાન થાય છે, તેથી તે ઉપર વિશેષ લક્ષ રાખવાની ખરેખરી જરૂર છે. જો કદાપિ નિત્ય ન બની શકે તો એકાદ દિવસને આંતરે પણ સવ ખાટલા ગોદડાં તડકામાં તપવવાં અને ઉપર પાથરવાની ચાદરોને ધોઈધોઈને સ્વચ્છ કરતાં રહેવું.

૫. દરરોજ સવારમાં વહેલાં ઉઠીને ઘરની અંદરથી અને બહાર આંગણા વગેરેમાંથી કચરો પૂંજો વગેરે વાળી ઝાડીને સ્વચ્છ કરી નાંખવું અને બારણા આગળ ગાયના છાણ અને પાણીનો હાથ ફેરવીને પવિત્ર કરવું. આરોગ્યતાના સંરક્ષણને અર્થે એટલે વાયુ–પવન–ની અંદરના દોષ–બગાડ–દૂર કરવાને માટે ગાયનું છાણ ઘણું ઉપયોગી છે. અને એમ લાગે છે કે આવા ગુણને લીધે જ હિંદુશાસ્ત્રકારોએ ગાયના છાણવડે અબોટ દેવાનું અને ઘરની અંદર લીંપવાનું કહેલું છે.

ઘરની અંદરના ભાગમાં ગોઠવણ અને વ્યવસ્થા કરવી એ જેમ ગૃહિણીનું કર્ત્તવ્ય છે, તેમજ ઘરની ચારે બાજૂની જગ્યા પણ બરાબર સાફસુફ અને ચોખ્ખી રાખવી એ પણ તેનું જ કામ છે. ઘરની આસપાસની જગ્યામાં કોઈપણ પ્રકારનો કચરો પૂંજો કે ગંદવાડ નાંખવો કે રાખવો નહિ. અસ્વચ્છતા અને ગંદવાડ વગેરે જેમ આરોગ્યતા–તંદુરસ્તી–ને નુકસાન કરે છે, તેમ મનની સ્ફુર્ત્તિ—ચપળતા—અને ઉચ્ચભાવમાં પણ તે અડચણ કરનાર થઈ પડે છે.

ઘણે ઠેકાણે સાંજને વખતે સુખડનો ભૂકો અગર અગરબત્તી કે લોબાન સળગાવીને તેનો ધૂપ દેવમંદિરમાં અને ઘરના બીજા ભાગોમાં

ફેરવવાનો રિવાજ હોય છે. આ રિવાજ આરોગ્યતાના સરંક્ષણના એક ઉપાય તરીકે ઘણો ઉપયોગી છે. વાયુની અંદરના બગાડનું શોષણ કરવામાં અને દુર્ગંધને ટાળવામાં એવા ધૂપની સુગંધ બહુ કાર્યકારી છે. પરંતુ બહુ દિલગિરીની વાત છે કે, હાલની શીખેલી ભણેલી ગૃહિણીઓમાંની ઘણીએક સ્ત્રીઓ કુસંસ્કારના જ્ઞાનથી એવા સઘળા સુનિયમો અને ઉપકારી-લાભકારક-રીતિ રિવાજો અઘટિતપણે ફેરવી નાંખતાં કિંવા બંધ કરી દેતાં જરાએ અચકાતી નથી. આરોગ્યતાના સંરક્ષણ અને વૃદ્ધિને માટે ઉપયોગી થઇ પડે એવી કેટલીક ક્રિયાઓ અને રીતિઓને ધર્મ-કર્મની અંદર ભેળવી દેવામાં પ્રાચીન વિદ્વાનોએ જે ગૂઢ અને સ્તુતિપાત્ર હેતુ રાખેલો છે, તે બરાબર સમજ્યા વિના તેમાં અયોગ્ય ફેરફાર કર્યાથી કે બિલકુલ બંધ કરી દીધાથી કશો લાભ નહિ થતાં કેવળ નુકસાન જ થાય છે.

૬. ઘરનો સરસામાન જે ઠેકાણે જોઇએ તે ઠેકાણે અને બરાબર નિયમસર ન રાખ્યાથી જેમ ઘરની શોભા આણી શકાતી નથી, તેમ તેથી ઘરની અંદરના પ્રત્યેક સ્થાન ઉપર નજર પડતી નહિ રહ્યાથી-દરેક જગ્યા બરાબર ન જોઈ શકાયાથી, હમેશાં વાળીઝાડીને સાફસુફ અને ચોખ્ખી રાખવાને પણ અડચણ પડે છે. આમ થયાથી ઘરની અંદરના ઘણાક ખૂણા ખોચરા કચરા પૂંજા વગેરેથી ભરાયેલા રહે છે. પછી એવે ઠેકાણે સાપ વિંછી વગેરે ભરાઇ રહે છે અને ઘણીક વાર અનેક સ્થળે એવા ઘરમાં ભરાઈ રહેલા સાપના કરડ્યાથી ઘરની અંદરના કોઈ કોઇ માણસોનાં મોત થતાં પણ સાંભળવામાં આવે છે. તેટલા માટે ઘરમાં એક હાથ જેટલી જગ્યા પણ એવી રીતે છેક ઢંકાયેલી અને કચરો પૂંજો ભરાઈ રહે તેવી રહેવા દેવી નહિ.

કોઇ કોઈ ગૃહિણીઓ આળસને લીધે કે પછી અજ્ઞાનપણાને લીધે ખાટલા વગેરે બારણા આગળના ઓટલાને અઢેલીને-લગોલગ-મૂકે છે. તેથી ફાડેલા કાગળના કકડા કે એવી બીજી કા'ડી નાંખવાની કચરા જેવી ચીજો ઉડીને કે અથડાતી અથડાતી આવીને ત્યાં ભરાઇ રહે છે. તેમજ ઘરમાંથી વાળી કા'ડેલા પૂંજાનો પણ ઘણો ભાગ ત્યાં જઇ પડે છે એથી આંગણા આગળ ઉકરડા જેવો ગંદવાડ થયાને લીધે માખો મગતરાં બણબણાટ કરી મૂકે છે, અને વારેવારે પવનના સપાટાથી ઘરની અંદર આવીને પણ બહુ ત્રાસ ઉપજાવે છે. વળી જ્યાં રહેવું કે બેસવું ત્યાં થુ થુ કરવું અને નાક નસીકવું એ તો જાણે તમારો સ્વભાવસિદ્ધ સ્વાભાવિક ધર્મ જ છે!

૭. જો બની શકે તેમ હોય તો ગૃહસ્થ માત્રે ઓછામાં ઓછા પાંચ ખંડવાળું ઘર કરાવવું કે રાખવું જોઇએ. કારણ કે જોઇતી જગ્યાની ખોટને લીધે ઘરના સરસામાનની ગોઠવણ અને વ્યવસ્થા કરવાની તથા કામકાજ કરવાની પણ સગવડ થઈ શકતી નથી. એ પાંચ ખંડ નીચે પ્રમાણેના કામને માટે વહેંચી દેવા જોઇએ (૧) બેસવા ઉઠવાનો, (૨) રાંધવાનો, (૩) જમવા બેસવાનો, (૪) સૂવાનો અને (૫) જણસ ભાવ અને અનાજ તથા સીધુ સામાન ભરી મૂકવાનો. આવી રીતના પાંચ ખંડવાળું ઘર કરાવવાની જેમને સગવડ કે જોગવાઈ ન હોય તેમણે બે ત્રણ કે જેટલા ખંડ હોય તેમાં જ એ પ્રમાણે વિભાગ અને વ્યવસ્થા કરીને કામ ચલાવી લેવું જોઇએ.

બેન લક્ષ્મી! ઘરની વ્યવસ્થા અને શોભામાં વૃદ્ધિ કરવી એ ગૃહિણીઓનું એક મુખ્ય કર્તવ્ય કર્મ હોવા છતાં પણ હવે અત્યારે એ સંબંધી કાંઈ વધારે વાત તને કહી સંભળાવવાની મારી મરજી

નથી. હમણાં હમણાં આપણામાં કેટલીક નવલ કથાઓ વિદ્વાનોના હાથે લખાય છે તેમાંની કેટલીકમાં સુગૃહિણીઓનાં સારાં સારાં આખ્યાન છે તે એક વાર વાંચીને સમજી લેવાથી તને સારો ફાયદો થશે એમ હું ધારૂં છું. ગૃહિણીના ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખવાના ગુણને લીધે કુપથગામી-આડે માર્ગે ચાલનાર અથવા દુરાચરણી-અને કોઈની પણ બીક ન રાખનાર કે કોઇના કબ્જામાં નહિ રહેનાર એવા સ્વામીઓ, સાધુ એટલે સજ્જન અને વશીભૂત થઈ શકે છે, તથા અશાન્તિ એટલે કજિયા કંકાસ વગેરેથી રાત દિવસ ગાજી રહેતાં ઘર પણ પૂર્ણ શાન્તિ-સુખવાળાં થઈ જાય છે, એવાં એવાં અનેક દૃષ્ટાંતો તારા જોવામાં આવશે. અને એ દૃષ્ટાંતો ઉપરથી ઘરની વ્યવસ્થા શી રીતે કરવી જોઇએ તે પણ તું જાણી શકીશ.

---

## ઉપદેશ નવમો.

---

### સંતાન-પાલન એટલે બાલ-રક્ષણ-વિધિ.

---

" शरीरमाद्यं खलु धर्मसाधनम् ॥"

कालिदास..

" પ્રેમનું પહેલું જગત્ વિવાહ એટલે લગ્ન કરવું તે, અને બીજું જગત્ સંતાન એટલે છોકરાનું મુખ દેખવું તે છે; આવા ઉપાય વડે જગત્કર્ત્તા પરમેશ્વર કેવળ સ્વાર્થપર-આપસ્વાર્થમાં અંધ થયેલાં-મનુષ્યોને પણ નિઃસ્વાર્થ કરે છે. મતલબ કે બદલાની કંઇપણ આશા ર-

ખાવ્યા વિના એવાં માણસો પાસે પણ જગદીશ્વર છોકરાંનું પાલણ પોષણ અને રક્ષણ કરાવે છે."—

गृहधर्म.

"The physical health of the rising generation is entrusted to Woman by Providence; and it is in the physical nature that the Moral and Mental nature lies enshrined."

*Smiles.*

---

બેન લક્ષ્મી! વયોવૃદ્ધિની સાથે સાથે મનુષ્યનાં કર્ત્તવ્ય કર્મોની સીમા પણ ક્રમે ક્રમે ઘણી વધતી રહે એવો પ્રકૃતિ-કુદરત-નો નિયમ છે. વિચાર કરો જો, કે જ્યારે તું બાળક હતી ત્યારે સંસારની કશી પરવા રાખતી નહોતી; બે ત્રણ વખત ખાવાનું મળ્યાથી, મનગમતાં ઘાઘરી હોઇણાં વગેરે લુગડાં પહેરવા પામ્યાથી, અને બે ચાર નાની ઘરેણાની જણસો ઘાલીને ફરતી ફર્યાથી સુખી રહેતી હતી. જો મરજીમાં આવતું તો એકાદ કલાક ચોપડી લેઈને વાંચવા ભણવા બેસતી, અને જો તેમાંથી જીવ ઉઠી જાય તો ચોપડીઓને ગમે ત્યાં રઝળતી રખડતી નાંખી દેઇને રમવા દોડી જતી. તેમજ જો મનથી ઠીક લાગે તો થોડી થોડી વાર ઘરનાં કામકાજ કરવામાં મને જરાતરા મદદ કરતી, નહિતો આ ઘર ને પેલું ઘર કરી કરીને દહાડો કાઢતી હતી. તે વખતે તું એમ ધારતી હોઈશ કે આવી રીતે હસતાં ખેલતાં જ સઘળી જીંદગી ગુજારીશ. પણ અત્યારે હવે તે ભાવ રહ્યો નથી.

લગ્ન થયા પછી તારા જીવનમાં યુગાન્તર જેવો-જુગ બદલાઇ

જાય તેવો-ફેરફાર થઈ ગયો છે. હાલમાં હવે તું કર્ત્તવ્યની દાસી બની ગઇ છે. અત્યારે તું ગૃહિણી થઈ છે તેથી ઘરનાં અસંખ્ય કર્ત્તવ્ય કર્મો દરરોજ તારે કરવાં પડે છે. પતિ પ્રત્યેનું કર્ત્તવ્ય, પરિવારની અંદરનાં બીજા આત્મીય બંધુ બાંધવ જનોના પ્રત્યે કર્ત્તવ્ય, અતિથિ અભ્યાગત જનોના પ્રત્યે કર્ત્તવ્ય, પાડા પડોશી અથવા બીજા સાધારણ મનુષ્યો પ્રત્યે કર્ત્તવ્ય, ગૃહપાલિત-ઘેર રાખીને પાળવામાં આવતાં પશુ પક્ષીઓના પ્રત્યે કર્ત્તવ્ય, અને સાંસારિક વ્યય એટલે ઉપજ ખરચ તથા ઘરની ગોઠવણ અને વ્યવસ્થા વગેરેનું સંરક્ષણ અને પરિદર્શન એટલે દેખરેખ ઇત્યાદિ અસંખ્ય પ્રકારનાં કર્ત્તવ્યોનો બોજો તેં માથા ઉપર લેઈ લીધો છે. આમ હોવાથી જ હું કહું છું કે તું કર્ત્તવ્યની દાસી છે.

વળી વિચાર કરીને જો, તો આટલેથી પણ કાંઈ તારાં કર્ત્તવ્ય કર્મોની સીમા નક્કી થઈ નથી એમ સમજાયા વિના રહેશે નહિ સમયના વિતવા અને ફરવાથી, વયોવૃદ્ધિની સાથે સાથે તું વળી સંતાન-છોકરાં--ની મા થઈ છું. તેથી તે સંતાનોનું પાલન પોષણ તથા તેમની શિક્ષા એટલે કેળવણીનો બંદોબસ્ત વગેરે સંતાન પ્રત્યેના કર્ત્તવ્યનો બોજો પણ ક્રમે ક્રમે તારા માથા ઉપર આવી પડ્યો છે. અને એવી રીતે તું પરની--પારકાની-થયાથી, પરાયા સુખ દુઃખની અંદર તારૂં સુખ દુઃખ વિમિશ્રિત--શેળભેળ-થયાથી, આપસ્વાર્થીપણાનું મૂળ ઉખડી ગયું છે.

સંતાનના ઉપર સ્નેહ રાખવો અથવા સ્નેહની સાથે સંતાનનું પાલન કરવું એ માતાનું કર્ત્તવ્ય છે, તે વાત કોઇને પણ ઉપદેશ કરીને સમજાવવી પડે તેવી નથી. જગતના સરજનહાર એટલે પેદા કરનાર અને પાલનકર્ત્તા કરુણામય પરમેશ્વરે જ તેની વ્યવસ્થા કરી રાખેલી છે. છોકરૂં જન્મ્યાની પહેલાથી જ તેણે જનની--માતા--ના હ-

દયની અંદર એવી જાતના સ્નેહનું બીજ વાવી મૂક્યું છે કે, છોકરૂં અવતરતાની સાથે જ માતાના હૃદયની અંદર વાવી રાખેલા એ બીજમાંથી ઉત્પન્ન થયેલી માયાલતા -માયા રૂપી વેલ--થી તેનું (માતાનું) હૃદય દુચ્છેદ્ય--છેદાય કપાય નહિ તેવા -દૃઢ બંધનવડે બદ્ધ-બંધાયેલું થઇ પડે છે. સંતાનનું સ્નેહમય મુખ જોતાં વેંત જ તે પોતાનાં સઘળાં દુઃખ કષ્ટ ભૂલી જાય છે; અને કોઇએ ઉપદેશ કર્યા વિના તથા કોઇના તેડાવ્યા બોલાવ્યા વિના પોતાની મેળે જ સંતાનના પ્રતિપાલનરૂપ દાસીપણાના કામમાં લાગી--જોડાઇ-જાય છે.

પણ વળી હું સંતાન અવતરવાની વાત પણ શા માટે કરૂં છું, તે ગર્ભમાં હોય ત્યારથી--ગર્ભ રહ્યાની ખાત્રી થાય તે સમયથી જ-ભવિષ્યના એટલે આગળ ઉપર અવતરનારા-સંતાનના સુખ દુઃખની ચિંતાનો પ્રવાહ અજ્ઞાતસારે--અંજાણપણે અથવા સમજવામાં ન આવે તેવી રીતે--માતાના હૃદયની અંદર વહેતો રહે છે, એ વાતનાં ઉદાહરણોની કાંઇ ખોટ નથી. તારો આ બાળો જ્યારે પેટમાં -ગર્ભમાં--હતો, ત્યારે તારા ભાવી સંતાનના સંબંધી એક સ્વપ્નાની જે વાત તેં મારી આગળ કરી હતી, તે જ મારા આ કહેવાનું યથેષ્ટ--જેવું જોઇએ તેવું પ્રમાણ છે. આખા જગત્‌માં બીજાં બધાંને માટે પણ એવી જ રીતે સમજવું.

સંતાનના સુખ અને ઉન્નતી--ચડતી કળા--ની ઇચ્છા સર્વ કોઇ રાખે, એ વાત સત્ય છે; પરંતુ તેમના પાલનપોષણ અને કેળવણીનો બંદોબસ્ત તથા વ્યવસ્થા કેવા પ્રકારે કર્યાથી તેઓ આજીવન--જીવે ત્યાંસુધી-આખી ઉમ્મર-સુખ સ્વચ્છંદથી જીંદગાની ગાળવાને સમર્થ થઇ શકે, તે બાબતમાં તો ઘણુંખરાંને અજ્ઞાન જોવામાં આવે છે. આપણે ઘણી વેળાએ પુત્ર કન્યાઓનું કલ્યાણ કરવા જતાં ઉલટું તે-

મનું અકલ્યાણ કરી બેસીએ છીએ. પુત્ર કન્યાઓના દીર્ઘ જીવન–લાંબા આવરદા––ને માટે માતા પરમેશ્વરની પ્રાર્થના કરતી રહે છે, એ વાત કોણ કબૂલ નહિ કરે? પરંતુ તે છતાં કેવા પરિતાપ––દુઃખ–ની વાત છે કે એવી શુભાકાંક્ષિણી––કલ્યાણની ચહાનારી––જનનીના દોષથી જ અસંખ્ય શિશુ સંતાનો અકાળે કાળના કોળિયા થઈ પડે છે––મૃત્યુ પામે છે. માતૃપ્રદત્ત એટલે માતાએ આપેલા વિષનું પાન કરીને–ઝેર પીને* વાસાની અંદર જ તેઓ આ સંસારની જીંદગીની લીલા આટોપી લેછે.

કોઈ એક ડાક્તરી પુસ્તકની અંદર મારા વાંચવામાં આવ્યું છે કે, પૃથ્વી પરનાં રૂપિએ દશ આના કરતાં પણ વધારે ભાગ જેટલાં, એટલે આખી પૃથ્વી પરનાં માણસોની બસ્તીના સરખા ૧૬ ભાગ કરીને તેમાંના ૧૦ ભાગ લીધાથી જેટલી સંખ્યા થાય તે કરતાં પણ કંઈક વધારે સંખ્યા જેટલાં માણસો બાળપણમાં જ મૃત્યુ પામે છે; અને બાળ–રક્ષણ–વિધિની બાબતમાં પ્રસૂતિઓ––જણનારીઓ––નું અજ્ઞાન-પણું, એ જ આવી રીતના શોચનીય––ખેદકારક––અકાળ મૃત્યુનું કારણ છે. જનની પોતાના દોષથી જ પોતાના પ્રાણથી પણ પ્રિય અને હૃ-દયના ધનરૂપ પુત્ર કન્યાઓને અકાળે કાળને ઘેર મોકલી દે છે, એ વાતનો વિચાર કર્યાથી કોની આંખોમાંથી આંસુ નહિ પડે વારૂ?

પરમેશ્વરની કૃપાથી તું છોકરાની મા થઈ છે. અને સંતાનના પ્રતિપાલન રૂપ કર્ત્તવ્યનો ભાર ભગવાને તારા માથા ઉપર નાંખી દીધો છે. તેટલા માટે આજ તને સંતાન–પાલન સંબંધી કેટલીક વાત ક-હેવાને માટે આવી છું. અને આશા રાખું છું કે તું એ બધી વાત બરાબર ધ્યાન દેઇને સાંભળીશ, અને તે પ્રમાણે સંતાનોનું પ્રતિપા-

*વિષ તુલ્ય પ્રાણઘાતક થઈ પડે એવી માતાની દોષભરી વર્તણુક અને વ્યવસ્થાથી.

ધાન કરવામાં સદા નિમગ્ન રહીશ. સંતાનના પ્રત્યેના માતાના કર્તવ્યના મુખ્ય બે પ્રકાર છેઃ—પહેલું કર્તવ્ય સંતાનનું પાલન અને બીજું સંતાનની શિક્ષા—કેળવણી—તે માટે નિયમ અને વ્યવસ્થા તથા તેમના ચરિત્રનું ગઠન એટલે ચાલચલગતનું બંધારણ કરવું. એમાંના બીજા એટલે સંતાનની શિક્ષા અને ચરિત્ર ગઠનના સંબંધમાં આગળ ઉપર બીજા કોઈ વખતે સવિસ્તારથી કહી સંભળાવીશ. આજ માત્ર સંતાનપાલન સંબંધી જ કેટલીક વાત કહું છું.

૧. સંતાન ગર્ભસ્થ થાય એટલે ગર્ભે રહે ત્યારથી જ તેની શારીરિક-દેહની—ઉન્નતિ અવનતિ પ્રસૂતિ--જનની--ની આરોગ્યતાના ઉપર સંપૂર્ણ આધાર રાખે છે. ગર્ભાવસ્થામાં જનની જો નિરોગી અને સબળ હોય તો તે નિરોગી અને સબળ સંતાન પ્રસવ કરે છે. અને પક્ષાન્તરે એટલે એથી ઉલટું જો તે રોગવાળી અને દુર્બળ હોય, તો તેને રોગી અને દુર્બળ બાળક અવતરે છે. એવાં જન્મથી જ રોગી સંતાનોને વધારે દિવસ જીવતાં રહેતાં જોવામાં આવતાં નથી; અને જો કદાપિ કોઈ જીવે છે તો તેઓ ચિરકાલ-હમેશાં—રોગી અને દુર્બળ અવસ્થામાં અતિ-કષ્ટભેર દિવસ ગાળે છે. તેટલા માટે ગર્ભાવસ્થાથી જ સંતાનની આરોગ્યતાના રક્ષણને અર્થે વિશેષ સાવધાન રહેવાની આવશ્યકતા છે.

આજકાલ કોઇ કોઇ પ્રસૂતિને સંતાનના હિતની ઇચ્છાથી સહેજસાજ સાવધાન રહેતી જોઇએ છીએ ખરી; પરંતુ અજ્ઞાનપણાને લીધે એવી સાવધાનતાનું ફળ ઘણેક ઠેકાણે ઘણુંખરું અશુભ ઉપજે છે. આ બાબતનાં દ્રષ્ટાંત સર્વત્ર જોઇ શકાશે.

વહુને ચંડતો દહાડો થયો છે એટલે અધરણી છે એવી વાત પરિવારનાં બધાં માણસોના જાણવામાં આવ્યા પછી તેને પાંજરામાંના પાળેલા પોપટની પેઠે માથા પર હાથ પંપાળી પંપાળીને રા-

ખવામાં આવે છે. તે વખતથી પછી તેનાથી તરખલું તોડીને કડકા સરખા પણ જાણે થઈ શકવાના નહિ. આવી રીતના વ્યવહારથી તે ઘેન રાણી—અધરણીવાળાં વહુ મા—આળસુ અને એદી જેવાં બની જઈ રાત દિવસ કુચિન્તામાં, તેમાં વિશેષે કરીને પ્રસવકાળના ભયની ચિન્તામાં ચકચૂર રહ્યાથી દિવસે દિવસે તેનાં તન અને મન દુર્બળ થતાં જાય છે. અને પરિશ્રમના અભાવથી તેની ભૂખ મરી જઈ અજીર્ણ વગેરે રોગના ઘર જેવી તે થઈ રહે છે. વળી કેટલેક ઠેકાણે એથી કેવળ ઉલટો જ વ્યવહાર જોવામાં આવે છે. એટલે વહુ ભારેવાઇ—અધરણી વાળી કિંવા ગર્ભવંતી–હોવા છતાં પણ તેને હદ ઉપરાંત પરિશ્રમ આખો દહાડો અને મોડી રાત સુધી કરવો પડે છે. તેથી એવા બેહદ પરિશ્રમ અને રાત્રિના ઉજાગરા વગેરે અનિયમોને લીધે તેના ગર્ભનો સ્રાવ અથવા પાત થઈ જાય છે—એટલે અધુરે ગર્ભ ગળી પડે છે અથવા કસુવાવડ થાય છે. આમ થયાથી તે બિચારી ઓનું શરીર હમેશને માટે નિર્માલ્ય અને રોગિષ્ટ થઈ જાય છે અને એવી ઘણીક તો કમોતે મરી પણ જાય છે.

ગર્ભાવસ્થામાં કેવી રીતે ચાલ્યાથી તથા કેવા કેવા નિયમો પાળીને આહાર વિહારાદિ કર્યાથી, ભાવી સંતાનનું ખરેખરૂં મંગળ–કલ્યાણ–થઈ શકે, તે સવિસ્તર કહેવા જતાં આજ બીજી કશીએ વાત કહેવાનો વખત મળશે નહિ. વળી તારી પાસે "સૂયાણી" તથા "મા અને છોકરાં" એ બે પુસ્તકો છે, તેમાં એ બાબત સંબંધી જેવો સહજ, સરળ અને સુંદર ઉપદેશ આપેલો છે, તે કરતાં સહજ અને સુંદર રીતે એવો અતિશય કઠણ અને ગુરૂતર વિષય તને કહી સંભળાવીને સમજાવવાનું, ગમે તેટલો પ્રયત્ન અને પંડિતાઈ કર્યા છતાં પણ, મારાથી બની શકશે નહિ. એ બે પુસ્તકો તેં વાંચેલાં

તો છેજ; તે છતાં પણ વળી ના હોય તો એક વખત ફરીને લક્ષ પૂર્વક સમજીને વાંચી જજો.*

૨. ગર્ભ હોય તે વેળાની પ્રસૂતિ—ગર્ભવાળી સ્ત્રી—ની આરોગ્યતાના ઉપર જેમ ગર્ભમાંના સંતાનની શારીરિક ઉન્નતિ અવનતિનો આધાર રહેલો છે, તે જ પ્રમાણે છોકરૂં અવતર્યા પછી પણ તેમનો એ સંબંધ સહસા—એકદમ—છૂટી જતો નથી. જ્યાંસુધી બાળક ધાવતું હોય છે ત્યાંસુધી માતા અને સંતાનનો એવો સંબંધ અખંડિતપણે ચાલ્યા કરે છે.

દાંત ફૂટે—ઊગે—ત્યાંસુધી માનું ધાવણ એ જ એક માત્ર સંતાનના આહારની ચીજ છે. તેથી જો કોઇ પણ કારણથી માના ધાવણની ખોટ ના પડે—જોઈએ તેટલું ધાવણ આવ્યા કરે—તો પછી બાળકના શરીરના રક્ષણને અર્થે બીજા કોઈ પણ પ્રકારના ખોરાકનું પ્રયોજન પડતું નથી. પણ જો કદાપિ કોઈ કારણને લીધે માનું ધાવણ મળી શકતું ના હોય અથવા જોઇએ તે કરતાં ઓછું ધાવણ આવતું હોય, તો લગભગ તેના—માતાના—જેટલી ઉમ્મરની સબળકાય—એટલે શરીરે સાજીતાજી—અને સંતાનવતી એટલે ધાવતા છોક-

*"ધાત્રી—શિક્ષા" એ નામના એક અપૂર્વ પુસ્તકનું ભાષાંતર આ પુસ્તક રચનારના તરફથી જ તૈયાર કરવામાં આવે છે. તેમાં એ વિષયનાં આજ સુધીમાં પ્રકટ થયેલાં સર્વ નાનાં મોટાં પુસ્તકો કરતાં બહુ જ સરલ અને સર્વોત્કૃષ્ટ ઉપદેશ પ્રશ્નોત્તર રૂપે આપેલો છે. સહેજસાજ વાંચતાં શીખેલી મૂંખ જેવી સ્ત્રી પણ એની મતલબ અનાયાસે સમજી શકે તથા તે પ્રમાણે કાર્ય પણ સહજ કરી શકે એવી સરલ રચના કરેલી છે.

રાવાળી ખવડાવનારી રાખવી, કિંવા તેવી ખવડાવનારી વખતે મળી ના શકે, તો ગધેડીના અથવા ગાયના દૂધમાં પાણી અને જરાક પતાસું કે સાકર નાંખીને તે પાતા રહેવું. ઘણી મીઠી ગળી ચીજો નાના બાળકને કદી પણ ખાવા પીવા દેવી નહિ. વળી કોઈ કોઈ ઠેકાણે બકરીનું દૂધ પણ બાળકોને પાય છે, અને તે પણ કાંઈ ખોટું નથી; તોપણ ગધેડી અને ગાયનું દૂધ પાતું વધારે સારૂં અને બંધબેસતું છે.*

કેટલાંક છોકરાં બે ચાર વરસનાં થયા છતાં પણ ચાલતાં શીખતાં નથી. તેમને થોડા દિવસ ગધેડીનું તાજું દૂધ થોડું થોડું પીવડાવ્યાથી ટાંટીઆ આવીને તેઓ ઉભાં થાયછે અને દોડે છે.

૩. દાંત ઉગ્યા એટલે બાળકો કઠણ વસ્તુઓ ખાવાને શક્તિમાન—લાયક—થયાં, એમ સમજીને દંતુડિયો ફૂટવાની સાથે સાથે જ તેમને સખ્ત ચીજો ખાવાને આપવી—ખવરાવવી—ઉચિત નથી. ઘણાં બાળકોને એક વરસની ઉમ્મર થતામાં દાંત ઉગવા માંડેછે. પરંતુ તેઓ બે, ત્રણ વરસનાં થાય ત્યાંસુધી તેમને જેટલું જોઇએ તેટલું દૂધ ખાવાને આપી શકાય, તો પછી અન્ન વગેરે બીજા કોઈપણ કઠણ ખોરાકનું એટલું બધું પ્રયોજન પડતું નથી. ખાસ બાળકોને માટે જ વિલાયતથી "કૉર્ન ફ્લોર" નામનો એક જાતના હલકા અનાજનો લોટ આવે છે તે તથા આરારૂટ કે સહેજસાજ કાંજી વગેરે

* ગોરક્ષા સંબંધી સુરતમાં પ્રગટ થતા એક માસિકમાં એવું લખ્યું હતું કે, એક નાના બાળકને બકરીનું દૂધ પાઈને ઉછેર્યું હતું તે મોટો માણસ થયા પછી પણ બકરીની પેઠે જ છીંકતો અને બીજી કેટલીક એવી ચેષ્ટાઓ કરતો હતો. એવી રીતે બકરીના દૂધની અસર થાય છે. પણ ગાયના દૂધથી કદીએ હાનિ નહિ થતાં લાભ જ થાયછે.

હલકા પદાર્થ દૂધની સાથે આપવામાં આવે તો કાંઈ ખોટું નથી. દૂધના જેવો ઉત્કૃષ્ટ–સર્વથી શ્રેષ્ટ–અને સર્વગુણસંપન્ન–એટલે ખોરાકની અંદર જે જે ગુણ જોઇએ તે સઘળા ગુણ ઓછેવત્તે અંશે હોવાવાળો–ખોરાક બીજો કોઈ નથી.

૩–૪ વરસની ઉમ્મરનું થયા પછી બાળકને દિવસમાં ચાર વાર ખવરાવ્યાથી ચાલી શકે. સવારમાં રોટલી કુલકી અથવા રોટલો અને દૂધ અથવા થોડુંક ઘી ને રોટલો વગેરે એવું કાંઈ સહેજસાજ નાસ્તા જેવું ખવરાવવું; અને દશેક વાગે જે રસોઈ બધાને માટે થાય તે ધરાઇને ખાવા આપવી. પછી ત્રીજે પહોરે એટલે બેએક વાગ્યે કાંઈ સહેજસાજ ખોરાક આપવો–રૂંઢો કરાવવો–અને સંધ્યાકાળ થતા પહેલાં વાળુ કરાવી દેવું. દરરોજ અને દરેક વખતે લગભગ એક સરખી જાતનો અને સરખા ગુણનો ખોરાક નહિ આપતાં ફરતાફરતી ખાણું ખવરાવવું એ આરોગ્યતા અને શરીરની પુષ્ટિને માટે બહુ જરૂરનું છે. એકલાં દાળભાત જેવો હલકો ખોરાક ખાવાથી બાળક જેવાં જોઇએ તેવાં પુષ્ટ અને બળિષ્ઠ થઈ શકતાં નથી. મુખ્યત્વે કરીને એટલી વાત હમેશાં બરાબર ધ્યાનમાં રાખવી કે સાદો અને પુષ્ટિકારક ખોરાક આરોગ્યતાના સંરક્ષણ અને બળની વૃદ્ધિને માટે બહુ જ માફકનો છે.

બાળક અકરાંતિયું કે ટળકવું થઈ જાય નહિ તેની ખૂબ તજવીજ રાખવી. ગળચી ગળચીને ખાવાની ટેવવાળાં છોકરાં "હાથપગ દોરડી ને પેટ ગાગરડી" જેવાં થઈ જાયછે. માટે પ્રથમથી જ તેને મિતાહાર–માફકસર ખાવા–ની ટેવ પાડવી. ઘણી માતાઓ એવી જોવામાં આવેછે કે બાળક બિચારૂં ખાવાને નાની ના કહ્યા કરે તે છતાં પરાણે પરાણે તેને આટલું ખાઈજા, આટલું ખાઈજા એમ કહી

કરીને ઠાંસી ઠાંસીને ખવરાવેછે અને બકારી ખાધા છતાં પણ તેનો કેડો મૂકતી નથી. તેમાં પણ જો કોઈ પરભારે ઘેર મિષ્ટાન્ન વગેરે જમવાનું હોય તો ત્યાં આગળ તો તેવા બાળકના પૂરેપૂરા ભોગ મળે છે. 'દાળ ભાત વગેરે તો રોજ ઘેર ખાવાનાં છે માટે આ (લાડુ પૂરી વગેરે જે હોય તે દેખાડીને) ખૂબ ઉડાવ. એના બદલે ભાત ઓછો ખાજે અથવા બિલકુલ ના ખાઈશ.' આમ કરી કરીને તેને પરાણે ખવરાવેછે, અને તેથી ઘણી વેળાએ ઘણાં બાળકો માંદાં પણ પડેછે. માટે એવી કટેવ બાળકને કદી પાડવી નહિ, એટલુંજ નહિ, પણ તે પોતાની મેળે દબાવીને ખાવા જાય તો તેને સમજાવીને વારવું. વળી બાળકને ટળકવું થવા ના દેવું. કોઈનું છોકરૂં કાંઈ ચીજ ખાતું હોય તેના સામું જોઈ રહેવું અને નજર નાંખ્યા કરવી એ ટળકવાવેડા કહેવાયછે. એવી કટેવ પણ ઘણી વેળાએ માતાઓના દોષથી બાળકો શીખે છે. કેટલીક માતાઓ જાણી જોઇને કોઈ કાંઈ સારી ચીજ ખાતું હોય ત્યાં બાળકને ધકેલે છે—પરાણે મોકલે છે—અને પછી રહેતે રહેતે તે પોતાની મેળે જ એમ રઝળતાં શીખે છે. સારાં માણસો તો બાળક જાણીને વખતે એવા છોકરાને થોડું ઘણું આપેછે; પણ કેટલાંક ભૂંડી ગાળો દઇને હાંકી કાઢેછે તેથી એવું છોકરૂં વીલે મ્હોડે અને વખતે રડતું રડતું પાછું જાયછે. એમ ટળકવાવેડા કરીને ખાવાની ટેવથી ઘણાં છોકરાં નહિ ખાવાનું ખાધાને લીધે માંદાં પડેછે, અને મંદવાડમાં કાંઈ કુપથ્ય ખાધામાં આવે તો વખતે મરી પણ જાય એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. જે ચીજ ખાવાપીવાની વૈદ્ય કે ડાક્ટરે મના કરેલી હોય, તેવી ચીજ એવાં છોકરાં છાનાંમાનાં ખાય છે અને દુઃખી થાય છે.

૪. આપણી આરોગ્યતાના સંરક્ષણને માટે શુદ્ધ વાયુનું જેટલું પ્રયોજન છે તે કરતાં પણ બાળકોની તંદુરસ્તી સાચવવાને સારૂ વિશુદ્ધ વાયુ–ચોખ્ખી હવા–ની વધારે અગત્ય છે. વિશુદ્ધ અને પુષ્કળ વાયુના સેવનનો અભાવ જ ઘણાં બાળકોના અકાલમૃત્યુનું મુખ્ય કારણ હોય છે. આપણે મોટાં માણસો એક મિનિટની અંદર ૭૦–૮૦ વાર શ્વાસોશ્વાસ લેઇએ મૂકીએ છીએ, પરંતુ તેટલા જ વખતમાં નાનાં બાળકોને ૧૨૦–૧૪૦ વાર સુધી શ્વાસોશ્વાસ લેવા મૂકવાની જરૂર પડેછે. પરંતુ બહુ દુઃખની વાત છે કે કુસંસ્કારને લીધે આંધળા બની ગયેલા આપણા દેશી લોકો સુવાવડી સ્ત્રીને અને તેના કુમળા બાળકને સૂર્યનો પ્રકાશ અને પવન બિલકુલ લાગી શકે નહિ તેવી જગ્યામાં પૂરી રાખવાને માટે બને તેટલી તજવીજ અને મહેનત કરેછે! પણ બેન! તું એવા એવા સામાજિક કુસંસ્કારોને આધીન થઈ જઇને પ્રાણાધિક–પ્રાણથી પણ વધારે-પ્રિય સંતાનોના મૃત્યુનું કારણ કદી ઉત્પન્ન કરતી નહિ.

રહેવાના ઘરની અંદર જેથી કરીને વાયુ–હવા–જોઇએ, તેટલા ખુલાસાથી આવજા કરી શકે અને બાળકો દરરોજ સાયંકાળે–સાંજને વખતે–ખુલ્લી જગ્યામાં ફરીહરીને વિશુદ્ધ વાયુ સેવન કરવાને સમર્થ થઈ શકે-ચોખ્ખી ખુલ્લી હવામાં મરજી મુજબ રમતાં કૂદતાં ફરે–એવી રીતનો સારો બંદોબસ્ત કરી રાખવાને બનતી તજવીજ કરવી જોઇએ. અન્ન/પાણી વિના તો વખતે લોકો કેટલીક વાર સુધી ચલાવીને જીવતાં રહી શકે; પરંતુ વાયુના અભાવે-હવા વિના–જીવનવાયુ–પ્રાણરૂપી પવન–એક પળવાર પણ દેહની અંદર રહી શકે નહિ.

શરીરના રક્ષણને માટે ચોખ્ખી હવાની પેઠે ચોખ્ખા પાણીની અગત્ય પણ કાંઈ ઓછી નથી. સંસ્કૃત ભાષામાં જળનું બીજું

નામ જીવન છે. વિશુદ્ધ જળપાનથી-ચોખ્ખું પાણી પીવાથી પરિપાક-પાચન-શક્તિની વૃદ્ધિ થાય છે, શરીરની અંદર જોઇતા જળરૂપ પદાર્થોની ખોટ મટી જાય છે, અને તાપ-ગરમી-નો ઘટાડો થઇને શૈત્ય-ઠંડકનો વધારો થાય છે.

જળનો બાહ્યપ્રયોગ એટલે ચોખ્ખા પાણીથી નહાવું એ પણ આરોગ્યતાના સંરક્ષણને માટે અતિશય અગત્યનું છે. નાના બાળકને સહેજસાજ હુના પાણીએ અથવા બાળક જો સંપૂર્ણ સબળ અને શરીરે નિરોગી હોય તો સારા ચોખ્ખા ઠંડા પાણીથી દરરોજ નિયમપૂર્વક નવરાવતા રહેવું જોઇએ. સ્નાન કર્યાથી શરીરના બળ અને સ્ફૂતિનો વધારો થાય છે; તે સિવાય સઘળાં લોમકૂપ-રૂવાંટાંનાં છિદ્ર-સાફ નિર્મળ રહેવાથી શરીરની અંદરના દૂષિત-બગડેલા, વિકારવાળા નિરૂપયોગી-પદાર્થો ધમાકારે-પરસેવાના રૂપે અનાયાસે બહાર નીકળી જઈ શકે છે.

૫. તાપ તડકા અને ટાઢ વગેરેથી શરીરનું રક્ષણ કરવાને માટે લુગડાં પહેરવાનું પ્રયોજન છે. તેટલા માટે શિયાળો, હુનાળો વગેરે ઋતુઓના ફેરફાર પ્રમાણે લુગડાં પણ જેવાં ઘટે તેવાં જાડાં ઝીણાં અથવા શરીરને ઠંડું કે ગરમ રાખે તેવાં પહેરવાં જોઇએ. પરંતુ જે વખતે જેવાં જોઇએ તેવાં વસ્ત્ર પહેરવાં એટલું જ સમજી કે કરીને બેશી રહેવું નહિ, પણ તે તમામ લુગડાં બરાબર સાફ સ્વચ્છ અને સારાં ચોખ્ખાં હોવાની ખરેખરી અગત્ય છે. તેટલા માટે બેન! તું તારાં છોકરાંને સ્વચ્છ કર્યા વગરનાં મળમૂત્રવાળાં મેલાં ગંદાં લુગડાં પહેરાવીને કદી પણ તેમના મૃત્યુનું કારણ ઉત્પન્ન કરતી નહિ. તેમ તારાં પોતાનાં અને તારા સ્વામીનાં પણ તમામ લુગડાં લત્તાં બરાબર સાફસુફ અને નિર્મળ રાખવામાં જરાએ આળસ કે ગફલત કદી થવા દેતરા નહિ.

મેં એવી અનેક આળસુ સ્વભાવની અકર્મણ્ય સ્ત્રીઓ જોઈ છે કે જેઓ છોકરાં એક જ લૂગડામાં અથવા બળોતિયામાં ત્રણ ચારવાર હગે મૂતરે નહિ ત્યાંસુધી જીવ જતે પણ એવું લૂગડું કે બળોતિયું બદલવાનું મન કરતી નથી. પણ ઉલટું તેનું તે જ લૂગડું કે બળોતિયું વારેવારે ઉલટાવી ઉલટાવીને તેમાંજ છોકરાને ઢબુરી રાખેછે. પરંતુ એમ કર્યાથી બાળકોને ઝેરની અંદર ડબોવવામાં આવે છે, એ વાતનો તેઓ એકવાર પણ વિચાર કરી જોતી નથી, એ બહુ જ દુઃખ પામવા જોગ છે.

મળમૂત્ર એ શરીરમાંના વિષ સિવાય બીજું કંઇએ નથી; તેટલા માટે મૂર્ખ માતાઓ જે આળસની ગુલામ જેવી બની જઇને પ્રાણ જેવા પ્રિય શિશુ સંતાનને એવી વિષશય્યા-ઝેરના બિછાનામાં સુવાડી રાખે છે, અને પોતાના શરીરનું વિષપાન કરાવીને-એટલે પોતાના ગંદા ગોબરા શરીરનું ઝેર જેવા ગુણવાળું ધાવણ ધવડાવીને-ક્રમે ક્રમે તેનો મૃત્યુકાળ નજીક લાવી મૂકેછે, એમ કહેવામાં શી હરકત છે? ઘણાંક ઉપાયહીન-પરાધીન લાચાર-શિશુઓને એવી રીતે માતૃદત્ત-માએ-પાએલું વિષપાન કરીને માનવલીલા આટોપી લેવી પડેછે. તેટલા માટે તું પ્રાણાન્તે-જીવ જતાં-પણ સંતાનને એવા અસ્વચ્છ અને મળ મૂત્રવાળા મેલા ગંદા બિછાના કે ઘોડિયા પારણામાં સુવાડીશ નહિ અને મેલાં ગંદાં લૂગડાં કદી પહેરાવીશ નહિ.

૬. જો કદી છોકરૂં કોઈ જાતના જબરા રોગથી પીડા પામે છે તો તેવે વખતે માતા બહુ આકુળી ઉતાવળી અને અધીરી બની જાય છે. એવી વેળાએ બાળકનો રોગ મટે અને તે સાજું થાય તેને માટે તે (માતા) ના કરી શકે એવું કામ કશુંએ નથી; એટલું જ નહિ, પણ જો જરૂર જણાય તો તેને માટે પોતાનો પ્રાણ સુદ્ધાં

આપી દેવાને તે આનાકાની કરશે નહિ. તે છતાં એ બધા રોગ ઘણે ભાગે તેની ગફલત કિંવા અસાવધપણાનું અને અજ્ઞાનતાનું ફળ હોય છે, અને જો તે મનથી ધારીને વખતસર યત્ન અને ઉદ્યોગ કરત તો બાળકને એવું રોગી અને દુઃખી થવા ના દેત, એ વાતનો વિચાર પહેલેથી કરતી નથી. માતાના જે જે દોષોથી બાળકો એવાં રોગી અને દુઃખી થાય છે, તેમાંના કેટલાક મુખ્ય મુખ્ય દોષો વિષે આજ સંક્ષેપમાં કેટલીક વાત તને કહી દેખાડું છું.

(૧) ડાકટર લોકો કહે છે કે ઉદાસીન કે રોગવાળાં હોઇએ અથવા મન ભમતું કે કોઈ બાબતના વિચારમાં છેક ગુંથાઈ ગયેલું હોય, તેવી વેળાએ બાળકને ધવડાવ્યાથી તેને અજીર્ણ વગેરે રોગની ઉત્પત્તિ થાય છે. તો હવે જોઇએ વારૂ તું જ કહે કે, અત્યારસુધીમાં કેટલી વાર તેં ખરા નિશ્ચિંત મનથી અને સંતોષીપણે છોકરાને ધવડાવ્યો છે? બીજા કોઇની વાત કરવાની મારી મરજી નથી; પણ માત્ર તને જ આજ સુધીમાં અનેક દિન અને અનેક વાર ઉદાસ ચિત્તે અનાદરની સાથે ઉગ્રચંડાના જેવા ભાવથી—જોઇને ડર લાગે તેવા ક્રોધથી ધુંધવાઈ રહેલા મનથી—છોકરાને ધવડાવતાં મેં જોઈ છે. "હું ઘરસંસારના કામકાજથી બાવરી બની ગઈ છું તેનો વિચાર કર્યા વિના જ છોકરૂં શા માટે અત્યારે ધાવવાને માટે રડે છે?" આવાં આવાં પાયા કે ઢંગધડા વગરનાં છેક નમાલાં કારણો તારા જેવી હલેતી ઉમ્મરની માતાઓ, છોકરાને એવે કવખતે ધવડાવવાના સંબંધમાં દેખાડે છે. એટલે જાણે એવી ઘણીકાની ધારણા એવી જણાય છે કે, છોકરાને ધવડાવવું એ તો જાણે તેમનાં કામકાજની અંદર ગણત્રીમાં જ નથી!

(૨) આખા દિવસમાં બાળકને ૮—૧૦ વખત અવશ્યે ધવડાવવું જોઇએ. એ નિયમનું અન્યથાચરણ કર્યાથી એટલે એ નિયમ

પ્રમાણે ન ચાલ્યાથી અથવા એથી ઉલટું ચાલ્યાથી બાળકનું શરીર જેવું જોઇએ તેવું પુષ્ટ અને બળિષ્ટ થઈ શકતું નથી. પરંતુ તારા જેવીઓમાંથી એવી કેટલી છે કે જેઓ કલાક અને મિનિટનો અથવા ઘડી પળનો હિસાબ ગણી ગણીને છોકરાને ધવડાવે છે? છોકરૂં તરસ્યું થયાથી-ગળું સૂકાઈ ગયાથી-રડવા માંડે નહિ, ત્યાંસુધી તેના નસિબમાં ધાવવાનું મળતું નથી. આ ઉપરથી એક કહેવત જેવું કહેવાય છે કે, "રડતું છોકરૂં દૂધ ખાય ને ના રડે તે ગોટિલાં ખાય." જે છોકરાને ઘણું રડવાની ટેવ હોય છે, તે રાત દહાડો થઇને વખતે, સો વાર ધાવવા પામે છે, અને એમ ઘણું ધાવ્યાથી-ધાવણનો અધિક આહાર કર્યાથી-માંદુ પણ પડે છે; અને જે છોકરાને ઘણું રડવાની ટેવ હોતી નથી, તે આખો દહાડો અને રાત મળીને બે ચાર વખત જ ધાવવા પામ્યાથી અલ્પાહારને લીધે-પેટપૂર ધાવણ નહિ પામ્યાથી-દુર્બળ અને અસુસ્થ-લથડેલી તંદુરસ્તીવાળું-થઈ પડે છે.

(૩) છોકરૂં રડવા માંડે એટલે તેના રડવાનું ખરૂં કારણ ખોળી નહિ કા'ડતાં તેને ધવડાવવા જ માંડવું એ તમારામાં એક જાતનો જાણે રોગ થઈ પડયો છે. તેને રડતું છાનું રાખવાનું એ તમારે એક જબરામાં જબરૂં હથિયાર હોય એમ સમજાય છે. પણ વખતે હદ ઉપરાંતના આહારથી એટલે જોઇએ તે કરતાં ઘણું વધારે ધાવણ ધાવ્યાથી તેનું પેટ ફૂલ્યું-ચડયું-હોય છે અને તેની પીડાથી તે રડતું હોય છે અથવા બીજા કોઈ એવા પ્રકારના અસુખને લીધે તે રડેછે, કે જે અસુખવાળી અવસ્થામાં તેને ધવડાવવું જ ના જોઇએ. પરંતુ તમે એવી રીતે ખરૂં કારણ શોધી કા'ડવાની તજવીજ નહિ કરતાં વિપરીત વ્યવસ્થા-ઉલટું આચરણ-કરોછો, તેથી બાળકના રોગમાં વધારો થાય છે અને વખતે કોઈ કોઈવાર તે તેના મોતનું કારણ

પણ થઈ પડે છે. ભૂખ સિવાય બીજા પ્રકારના દુઃખ અને પીડાથી પણ બાળક રડી શકેછે, એ વાત ધ્યાનમાં રાખીને તેને ઉછેરવું જોઇએ નાનું બાળક બોલી શકતું નથી અથવા કોઈ પ્રકારના ઇશારા કે નિશાની કરીને પણ તેના શરીરનું દુઃખ કે પીડા જણાવી શકતું પણ નથી. તેથી કરીને રડવું એજ તેનાં દુઃખ, પીડા અને અભાવ-જેની જરૂર હોય તેની ખોટ-વગેરે જણાવવાનો એક માત્ર ઉપાય છે. પણ જે માતાઓ બુદ્ધિમાન હોય છે તેઓ તેના એમ રડવામાંથી જ સકળ પ્રકારના અભાવ, દુઃખ અને પીડા વગેરે સમજી શકેછે. રડતી વખતની છોકરાની અંગચેષ્ટા ઉપરથી તેની કેટલીક પીડાઓનું પારખું થઈ શકે છે.

(૪) જો બાળકને સાધારણ કફ અથવા ઉધરસ કે હાંસો થયો હોય, પેટમાં પીડા થઈ હોય, કિંવા સહેજ તાવ આવ્યો હોય, તો શરૂઆતમાં તેને તમે તુચ્છ ગણી કાઢીને લેખવતાં નથી. પણ સાધારણ અથવા સહેજસાજમાંથી જ મોટા અથવા વધારે બારેની ઉત્પત્તિ થઈ શકેછે, એ વાતનું ઘણીવાર તમને ભાન કે જ્ઞાન રહેતું નથી. તેમાં પણ વિશેષે કરીને નાના બાળકના કોમળ શરીરે તો સામાન્ય પીડા પણ વધારે દુઃખદાયક અને જોતજોતામાં જીવલેણ જેવી થઈ પડે છે, તે તમારાથી સમજી શકાતું નથી. તેટલા માટે જ તને કહુંછું કે, બાળકને સહેજસાજ અસુખ થયાથી-તેનું શરીર જરાતરા બગડ્યાથી-પણ તેને સાધારણ સમજીને અવગણના નહિ કરતાં-શા લેખામાં છે એમ નહિ માનતાં-વિશેષ સાવચેતી અને સાવધાનતાથી તેને ટાળવાના-મટાડવાના-ઉપાય કરવાને નિરંતર યત્ન અને ઉદ્યોગ કર્યા કરવો.

(૫) છોકરાને જેમ બને તેમ વધારે ખવડાવવાની ઇચ્છા એ

બીઓનો એક બીજો મોટો દોષ છે. કહેવત છે કે "નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન સારો." એ વાત અક્ષરે અક્ષર ખરી છે. કારણ કે મૂર્ખ માણસના દોષનો કાંઈ પાર હોતો નથી. તે જ પ્રમાણે મૂર્ખ જનનીનો સ્નેહભાવ પણ અનેક સમયે મહા અનર્થનું કારણ થઈ પડે છે. તેઓ એમ ધારે છે કે બાળકને જેમ વધારે ખવરાવીશું તેમ તે વધારે બળવાન અને તાજુતમ થશે. એટલે જાણે કે આહારની અંદર જ તેમનો સઘળો સ્નેહભાવ સમાઈ જતો જણાય છે. જો કોઈ પ્રકારનો મનગમતો ખોરાક મળ્યો હોય, તો તે જેટલો હોય તેટલો બધોએ છોકરાના પેટમાં ઘાલી શકયાથી–છોકરાને ખવડાવી દેઈ શકયાથી તેઓ ખરી સુખી થાય છે.

એક વખત હું એક વિવાહને ટાણે પીરસવાને રહી હતી, તે વખતે ત્યાં મારા જોવામાં એવું આવ્યું હતું કે, એક મૂર્ખ માતાએ તેના ૬–૭ વરસના છોકરાને એવી રીતે ગળાસુધી ઠાંસી ઠાંસીને ખવરાવ્યું હતું કે, તેનાથી બરાબર સીધા બેશી શકાતું પણ નહોતું; તે છતાં પણ તેની મા તેને બીજું વધારે ખવરાવતાં બંધ રહેતી નહોતી. વચ્ચે વચ્ચે તે છોકરો બકારીઓ ખાતો હતો અને કોઇ કોઇવાર મહા મહેનતે પરાણે પરાણે "હવે ખાઈ શકાતું નથી મા" એમ કહીને રડતો પણ હતો. તે છતાં તેની માયાળુ (!) માતા એમ કહેતી હતી કે "આ મિષ્ટાન–પકવાન–તો તારે ખાવું જ પડશે; પેટ કાંઈ પાતળું છોડું નથી કે ફાટી જશે!" અને બેન! તને શું કહું, તેણે એવાં એવાં જુક્તિબંધ વચનો કહી, છોકરાને હા ના કરતો બંધ કરી દેઇને, જેટલું પકવાન તેના ભાણામાં પડ્યું હતુ તે બધુંએ ધીમે ધીમે તેને ખવડાવી દીધું!! પછી પેટના ભારને લીધે તે છોકરાથી ચાલી શકાય તેમ રહ્યું નહિ, એટલુંજ નહિ, પણ તેનાથી ટટાર ઉભા

પણ રહી શકાતું નહોતું; તોપણ મૂર્ખ માતા હરખાતી હરખાતી તેનો હાથ પકડીને ત્યાંથી લેઈ ચાલી. એ બાળકનું એવું વિષમ કષ્ટ અને શોચનીય અવસ્થા તથા તેની માની મૂર્ખતા જોઇને હું તો ક્રોધ અને દુઃખથી પગથી તે માથા સુધી બળી જવા લાગી.

પણ બેન! છોકરાંને એમ અધિક આહાર કરાવવાની ઈચ્છા એ માતાઓનો એક સાધારણ દોષ છે; તેથી એવા દાખલાઓની કાંઈ ખોટ નથી. છોકરૂં માંદું થયું હોય ત્યારે વૈદ્યે તેને ઉપવાસ કરાવવાનું એટલે કંઇપણ ખાવાનું નહિ આપવાનું કહ્યું હોય, અને સાધારણ ખોરાક પણ તેને અતિશય નુકસાન કરતા થઈ પડશે, એમ વારે વારે તે કહેતો ગયો હોય, તે છતાં મૂર્ખ માતાને કલ્યાણ અકલ્યાણ—સારા માઠા પરિણામ–નું જ્ઞાન નહિ હોવાથી, ખાવાને માટે છોકરૂં રડવા માંડે તે તેનાથી સહન થઈ શકે નહિ, એટલે ઘરની અંદરના બીજા કોઇપણ માણસના જોવા કે જાણવામાં ના આવે તેવી રીતે રોટલી, ભાત વગેરે ગમે તે કુપથ્ય એટલે જે ખાવાનું બાફક ના આવે અને નુકસાન કરે તેવું ખવરાવી દેછે. પછી તે બાળકને ઓસડ વેસડનો કશો ગુણ લાગતો નથી અને દહાડે દહાડે તેના રોગમાં ઉલટો વધારો થતો રહેછે. આવા દોષને લીધે અનેક ઠેકાણે અનેક છોકરાંનું અકાલમૃત્યુ થાય છે.*

*દાક્તરે મના કર્યો છતાં દયા લાવીને દરદીને ખોરાક આપ્યાથી જે વિષમ ફળ ફળે છે તેનો અનુભવ આ લખનારને એક વખત થયો હતો. એના એક ઉમ્મર લાયક ભાઈને કોઇ વિકટ વ્યાધિની ચિકિત્સાને માટે સરકારી દવાખાનામાં રાખવો પડયો હતો. ત્યાં ગોરા દાક્તરે તેની વ્યાધિનો ઘટતો ઉપચાર કર્યા પછી એવી આજ્ઞા કરી હતી કે લાગટ ત્રણ દિવસ સુધી માત્ર

વળી એવી રીતના છોકરાંને ખવરાવ્યાના દોષ જ ઘણાખરા રોગનું કારણ હોય છે. એવા દોષથી બચપણમાં તાવ શરીરમાં ઘર કરે છે તે પછી ઘણુંકરીને જીંદગી પર્યંત હાડમાંથી હઠતો નથી. તેમજ એથી બાળકોની બરોળ અને તલ્લી રોગિષ્ટ થાય છે તથા વધે છે અને તે જ તેમના અજીર્ણના રોગનું એક મોટામાં મોટું કારણ છે. તેટલા માટે બેન! તું આહારનો વાસ્તવિક ઉદ્દેશ ભૂલી જઇને છોકરાને વધારે ખાણું ખવરાવવાની તજવીજ કદી પણ કરીશ નહિ.

(૬) દેહના રક્ષણને માટે સ્નાન આહાર વગેરે જેમ અગત્યનાં છે, તેમજ શરીરને આરોગ્ય–નિરોગી–રાખવાને અને શક્તિ વધારવાને સારૂ કસરત કરવાની પણ ખરેખરી આવશ્યકતા છે. આયુર્વેદમાં–વૈદક શાસ્ત્રમાં–કસરતની આવશ્યકતા અને તેના ઉપયોગીપણાવિષે ઘણો ઉપદેશ કરેલો છે. એ બધા ઉપદેશનું સવિસ્તર વર્ણન કરતાં બહુ જ લંબાણ થઇ જાય તેમ છે, તોપણ તેમાંની એકાદ વાત તો અત્યારે તને કહી સંભળાવ્યા વિના મારાથી રહી શકાતું નથી.

---

દૂધ અને બરફ સિવાય બીજો કશો ખોરાક એને આપતા નહિ. એ ત્રણ દિવસમાં દવા તરીકે એને રેચક ઓસડ જ આપતા હતા તેથી રેચ થયા કરતો હતો અને અંનનો પરસેવો સરખો પેટમાં જતો નહોતો તેથી તે બહુ દુઃખી અને નિર્માલ્ય થતો હશે એમ જાણીને ઘણો જીવ બાળ્યાથી, ત્રીજે દિવસે દાક્તરનાથી છાની સાબુ ચોખાની દૂધમાં કરેલી કાંજી થોડા ચમચા તેને આપી. પણ એ ચોરી છાની રહી નહિ. એટલા ખોરાકથી પણ એનું પેટ ચડ્યું અને લાચાર બનીને લજ્જાથી અવનત મુખે દાક્તરની પાસે જઈ અપરાધ નિવેદન કરી યોગ્ય ઉપાયોથી તેને આરામ કરવાની આજીજી કરવી પડી હતી.

આયુર્વેદમાં એવું લખેલું છે કે, "પોતાનું હિત ઇચ્છનાર દરેક મનુષ્યે સઘળી ઋતુની અંદર શક્તિના અર્ધ પરિણામ જેટલી-એટલે અડધું બળ અજમાવીને-કસરત કરવી એ તેમનું કર્તવ્ય છે. × × × કસરત કર્યાથી શરીરનું હલકાપણું, કામ કરવાની કુશળતા, ધૈર્ય-ધીરજ-અને શ્રમ તથા દુઃખ સહન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે અને દોષનો ક્ષય થઈ એટલે શરીરમાં જે બિગાડ કે વિકાર થયા હોય તે ટળી જઈ-અગ્નિની વૃદ્ધિ થાય છે-પાચન શક્તિ વધે છે × × × કસરત કરનાર માણસોને તેમના શત્રુઓ બળ કરીને દુઃખ દેઈ શકતા નથી. સર્પ જેમ ગરૂડ પક્ષીની પાસે જઈ શકતો નથી, તે જ પ્રમાણે જેનું શરીર કસરતથી રગડાયેલું અને પગ વડે ઘસાયલું હોય, તેને કોઇપણ પ્રકારનો વ્યાધિ-રોગ-ઘેરી શકતો નથી."

તેટલા માટે, જેથી કરીને છોકરાંના શરીરની ચાલના-ખુબ હીલચાલ-થઈ શકે તેવી અવસ્થા કરવી જોઇએ. છેક બચપણમાં તો માબાપને એ વિષે કાંઈ કરવું પડે તેમ નથી, કારણ કે બાળકો બિછાનામાં પડયાં પડયાં સ્વાભાવિક રીતે જ પોતાના હાથ પગ હલાવ્યા ઉછાળ્યા કરે છે, અને તેથી જ તેમને જેટલો જોઇએ તેટલો શારીરિક પરિશ્રમ થાય છે. એ અવસ્થામાં તેને ઘણીવાર સુધી ખોળામાં કે કેડમાં બેસાડેલું કે તેડેલું રાખવું નહિ એ જ માત્ર કરવાનું છે.

બાળકો જ્યારે ઉભાં થઇને ચાલે છે અને ફરી હરી શકે છે, તે વખતે પણ તેમની અંગ-કસરતને માટે માબાપે કાંઈ કરવાનું હોતું નથી. માત્ર તેમની મરજીમાં આવે તેવા કામમાં અટકાવ નહિ કરતાં, તેમની ગતિ વિધિ-એટલે રહેણી કરણી અથવા હીલચાલ કે જાઆવ-તપાસતા રહેવું જોઇએ, કે તેમને કાંઈ વાગી બેસે નહિ.

છોકરાં ચાર પાંચ વરસની ઉમ્મરનાં થયા પછી તેમને રીતસર

કસરત કરતાં શીખવાડવાની જરૂર છે. પરંતુ તમારામાંની ઘણીએક તો, એ બાબતમાં બાળકોની હોંસ વધારવાનું તો બાજૂ પર રહ્યું, પણ ઉલટું તેઓ ઘરમાંથી બહાર નહિ નીકળતાં કેવળ લખવા ભણવામાં જ નિરંતર રોકાયેલાં રહે, કિંવા ના ચાલે પથારીમાં જઈ પડીને ઊંઘે, તેની જ તજવીજ રાખ્યા કરોછો. વળી કેટલીક તો અભિમાનભરી એમ પણ બોલે છે કે, "જો અમારાં છોકરાંને હલકા લોકનાં છોકરાંની પેઠે દોડાદોડ અને નાશ ભાગ કરવી હોય, તો તેમને સારા માણસોને ત્યાં જન્મ લેવાની—અવતરવાની જરૂર શી હતી? વેતરા કે મજુરનું કામ કરીને પેટ ભરવું હોય તો શારીરિક શક્તિ સામર્થ્યનું પ્રયોજન છે ને? બાપુ! લખો ભણો, તમારે એવી કસરત બસરત કરવાની કશી દરકાર નથી."

વળી કોઈ કોઈ તો, સુરજનો તડકો લાગીને છોકરાનું મ્હો મલિન થઈ જાય, અને કોઈ પ્રકારનો આઘાત થાય—કાંઈક વાગી બેસે—તો છોકરૂં દુઃખ પામે, એવા એવા વિચાર કરીને છોકરાને ઘરની બહાર જવા દેતી નથી. પછી વખત જતાં એવાં માવડીઓયાં નિર્માલ્ય છોકરાં (છોકરા અને છોકરીઓ) સંસારના નકામા જીવ જેવાં (ઓપુરૂષા) થઈ રહેછે. એવો અન્યાયયુક્ત આદર અને અભિમાન આપણી અશિક્ષા અને મૂર્ખતાનાં જ ફળ છે, એ કહેવાની કશી જરૂર નથી; નહિતો માણસ માત્ર એમ સમજવું જ જોઈએ કે, શરીરની આરોગ્યતા જાળવવાના ઉપાયો યોજવા એ આપણું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે. અને તેવા કારણથી જ કવિ—કુલ—ચૂડામણિ—કવિઓમાં સૂર્ય જેવા—કાળિદાસે કહ્યું છે કે, "શારીરિક ધર્મ—સાધન એ જ મનુષ્યોનું પ્રથમ અને મોટાંમાં મોટું કર્તવ્ય છે."

સંતાનોનાં મનની ઉન્નતિ કરવાને માટે ઉપાય અને યત્ન ક-

રવા, તેના કરતાં તેમના શરીરની આરોગ્યતાની વ્યવસ્થા કરવી અને દહાડે દહાડે તેમનાં શરીર વધારે સારી હાલતમાં આવતાં જાય તેવા ઉપાય યોજવા, એ પિતામાતાનું પ્રથમ અને મુખ્ય કર્ત્તવ્ય કર્મ છે. સદા રોગી, સુશિક્ષિત, જ્ઞાનવાન, પણ અકર્મણ્ય એટલે કશા કામનાં નહિ એવાં સંતાનોના કરતાં, અશિક્ષિત અને અલ્પબુદ્ધિનાં પણ કાર્યક્ષમ એટલે પરિશ્રમ કરવાને લાયકનાં છોકરાં અવશ્યે સંસારનાં ઘણાં ઘણાં પ્રયોજન પાર પાડી શકેછે. પરંતુ ઘણીક મૂર્ખ માતાઓ છોકરાંની આરોગ્યતાના ઉપર જરાએ નજર નહિ કરતાં, રાત દહાડો કેવળ લખવા ભણવાને માટે જ તેમને સતાવ્યા કરેછે.

૭ સામાન્ય સામાન્ય પીડાઓના ઓસડ ઉપચાર કરવા સંબંધી ગૃહિણીઓને જ્ઞાન હોવાની આવસ્યકતા છે. છોકરાંને સહેજસાજ અસુખ થાય તે વખતે પણ ડાક્ટર કે વૈદ્યને તેડાવવો પડે, તો તો ઘરસંસાર ચલાવવાનું પણ ઘણાંકને બહુ મુશ્કેલ થઈ પડે. કારણ કે બાળકો તો હિંડતાં ચાલતાં જરા નરમ થઈ જાય, અને તેવી દરેક વખતે ડાક્ટર કે વૈદ્યને તેડાવવામાં આવે તો ખરચનો કાંઈ શુમાર ના રહે. પહેલાંની ઘરડી ગૃહિણીઓમાંની ઘણીએક છોકરાંના એવા સાધારણ મંદવાડનાં ઓસડ વેસડ કરવાના કામમાં માહિતગાર હતી; તેથી કરીને બાળકને સાધારણ ઉધરસ અથવા ખાંશીનો ઠાંસો કે તાવ કિંવા અજીર્ણનો ભરાવો થાય તો ઘણુંકરીને ડાક્ટર કે વૈદ્યની કશી દરકાર રહેતી નહિ.

આજકાલ ડાક્ટરી દવાદારૂનો પ્રચાર—ફેલાવો—ઘણો થઈ ગયો છે. એમ થવું એ આપણા ભરતખંડની ઉન્નતિનું કે અવનતિનું કારણ છે. તે વિષે હાલ હું કાંઈ કહી શકતી નથી. તોપણ ડાક્ટરી ઓસડોમાંનાં ઘણાંક ઝેરી જેવાં હોય છે એ વિષે તો કોઈને પણ સંદેહ

રહ્યો નથી. તેટલા માટે છોકરાંને તેવાં ઓસડો ખવડાવતાં પાવડાવતાં ગૃહિણીઓએ–માતાઓએ–વિશેષ સાવચેતી રાખવાની જરૂર છે. ઓસડ ખાવા કે પીવાના માપ કરતાં જરા ઓછું વત્તું લેઈ લેવાય કિંવા એક ઓસડને બદલે બીજું કોઈ ઓસડ ખવરાવી દેવાય કે પવાઈ જાય તો તેથી રોગીનું એકદમ મૃત્યુ થવાનું પણ કાંઈ અસંભવિત નથી. માપ કરતાં વધારે ઓસડ લીધાથી અથવા ચોળવા મસળવા કે લેપ કરવા કિંવા પોતાં મૂકવા વગેરે બાહ્યપ્રયોગનું–શરીરના બહારના–ઉપરના–ભાગ પર લગાડવાનું ઓસડ પી ગયાથી એકદમ મૃત્યુ થયાની અનેક વાતો અનેક સમયે સાંભળવામાં આવે છે. એક સારા કાર્યકુશળ અને અનુભવી દેશી દાકતરે પોતે સરતચૂકથી બીજી કોઈ પીવાની દવાને બદલે વછનાગનો અરક (એકોનાઈટ ટિંક્ચર) પી લીધો હતો; અને પછી શીશી ઉપર ચોંટેલી તેના નામની ચીઠી વાંચીને તેણે જીવવાની આશા મૂકી હતી. પછી તરત જ તેણે પોતાના નોકરો વગેરેને તેડાવીને દવાખાનાનો બંદોબસ્ત કરી દીધો, ઘરનાં માણસોને પણ ચેતાવ્યાં અને જેને જે કહેવું કથવું હતું તે કહ્યું. ત્યારબાદ એક કાગળ પર બનેલી સર્વ હકીકત લખીને તે કાગળ પોતાના ટેબલના ખાનામાં મૂક્યો કે જેથી કરીને તેણે જાણી જોઇને આત્મઘાત કર્યાનો અથવા બીજા કોઇએ તેને છેતરીને ઝેર દેઇ મારી નાંખવાનો વહેમ કોઇને ના રહે. વછનાગનો વિલાયતી અરક ઘણો ઝેરી હોયછે. તેનાં થોડાંક ટીપાં પણ વધારે લેવામાં આવે તો મૃત્યુ થવાની સંભાવના છે; તો આણે તો આશરે એક ઔંસ (હડી રૂપિઆ ભાર) ની શીશીમાં તોલા કરતાં પણ વધારે હતો તે બધોએ પીધો હતો, એટલે તેને ઉગરવાની આશા નહોતી. એના ઉતારને માટે જેટલા ઉપાય કરવા જોઇએ તેટલા તુરતાતુરત કરવાને તે ડા-

ડટરે કશી કચાશ રાખી નહોતી, તોપણ થોડી વાર પછી તેની વાચા બંધ થઈ ગઈ, હાથ પગ તણાવા લાગ્યા અને રહેતે રહેતે જીવ જવાનાં સઘળાં ચિહ્ન થવા માંડયાં. તેનાં બાઈડી છોકરાં અને નોકરો તથા એકાદ બે ખરા મિત્રો જેમણે એ વાત જાણી હતી અને તેથી તેની ખબર કાઢવાને આવ્યા હતા તે બધાંએ તેના બિછાનાની પાસે બેશીને મુંગે મ્હોડે રડયા કરતાં હતાં. તેને ગળે પાણી સરખું પણ ઉતરતું નહોતું અને આંખો ફરી ગઈ હતી; પરંતુ રામ રાખે તેને કોણ ચાખે ! એની ભલમનસાઈ અને ભૂતદયા તથા એનાં બાઈડી છોકરાંના નસીબનું જોર આડે આવ્યાથી, આખો દિવસ અને રાત્રિ એ પ્રમાણે મડદા જેવી સ્થિતિમાં પડી રહ્યા પછી બીજે દિવસે જરા જરા ઝેરનો ઉતાર થયો અને ભાન આવવા લાગ્યું. ખરેખરો આરામ તો ત્યારપછી કેટલાક દિવસ વિત્યા કેડે અને પોતાના જાતિ અનુભવને લીધે ઘણાં ઘણાં ઓસડોનો મારો ચલાવ્યો ત્યારે થયો હતો. આવી રીતે એ ડાકટરી દવા વાપરવામાં ખુદ ડાકટરો પણ ઘણીવાર ગોથાં ખાઈ જાય છે તો પછી આપણા જેવાં અજ્ઞાન બૈરાં આડવું ચૉડ કરી બેસે તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. માટે જો એવી દવાઓ વાપરવાની હોય તો તે દરેકની શીશી ઉપર તેનું પૂરૂં નામઠામ, પીવાની છે કે ચોપડવાની, અને કેટલી પીવી કે ચોપડવી તે બરાબર લખી રાખવું અને દરેક વખતે તે બરાબર વાંચી જોઈને સમજ્યા પછી જ જોઈએ તેટલી વાપરવી. વળી પીવાં અને ચોપડવાની દવાની શીશીઓ એક ઠેકાણે નહિ મૂકતાં જુદે જુદે ઠેકાણે રાખી મૂકવી. જે દવા ઝેરી હોય તેના ઉપર “ઝેર” અથવા “ઝેરી” એવા શબ્દો મોટા અક્ષરે અને તરત નજરે પડે તેમ લાલ શાહીથી લખી રાખવા જોઈએ.

ઓસડ વેસડના કરતાં પણ ઘટતી બરદાસત અને માવજત બરાબર નહિ થઈ શકયાથી અનેક રોગીઓનાં મૃત્યુ થાય છે. મૂર્ખ ઊંટવૈદ્યોનું જોર આજકાલ કંઈક ઓછું થતું જાય છે, તોપણ અજ્ઞાન બૈરાંઓ એવા ફંદામાં ઘણીક વાર ફસાઈ પડેછે. "મૂર્ખ વૈદ્ય યમસ્વરૂપ" અથવા "મૂર્ખના હાથે જીવવા કરતાં વિદ્વાનના હાથે મરવું તે સારૂં છે." એ કહેવતો ધ્યાનમાં રાખવા જોગ છે. ઘણાં માણસો હવે એ વાત સમજવા લાગ્યાં છે, તેમજ વૈદ્ય ડાક્ટરોના ગુણદોષનું વિવેચન કરવાનો આ વખત નથી, એટલે એ સંબંધી વાત પડતી જ મૂકીએ છીએ. મારે કહેવાનું માત્ર એ જ છે કે, જેથી કરીને રોગીની માવજત અથવા બરદાસ્ત ચાકરી થવામાં અને જેમ ઘટે તેમ ઓસડ વેસડ તથા માફક આવે તેવો ખોરાક વગેરે ખવરાવવા પીવરાવવામાં કોઈ પણ પ્રકારની કસર ના રહે, તે ઉપર ગૃહિણીઓએ પૂરેપૂરી નજર રાખવી જોઈએ. કુપથ્ય એટલે માફક ના આવે તેવો ખોરાક ઝેરના જેવી અસર કરે છે. એ વાત ધ્યાનમા રાખીને જ રોગીને બરાબર પરહેજી પળાવીને ખોરાક વગેરે ખાવાને આપવું. સાધારણ ઘરગતુ ઓસડો જો બરાબર સમજીને ઉપયોગમાં લેવામાં આવે તો ઘણી વેળાએ લાંબા દહાડાના રોગમાં પણ વૈદ્ય કે ડાકટરની કશી ગરજ પડતી નથી. આપણાં દેશી વસાણાં અને ઓસડો આપણાં શરીરને સારાં માફક આવેછે અને જ્યારે જોઈએ ત્યારે–ગામડામાં પણ–થોડા મૂલથી મળી શકે છે. માત્ર તેનો જુદા જુદા રોગમાં કેવો ઉપયોગ કરવો તે વૃદ્ધ અને અનુભવી ગૃહિણીઓ પાસેથી જાણી અને શીખી રાખવું જોઈએ. છોકરાંનાં ઘસારવાંનો દાબડો એ સંતાનવતી ગૃહિણીના બચકાની એક મુખ્ય ચીજ ગણાય છે.*

* હરડે (હેડ), કરિયાતુ, રાચળ, મરડાસીંગ વગેરે છોકરાંને હાલત

૮. સર્પ કરડે, હથિયાર વગેરેથી હાથ પગ ઇત્યાદિ કપાય, પડી ગયાથી શરીર ઘણું કચ્ચરઘાણ થાય અથવા હાથ પગ વગેરે ઉતરી કે ભાગી જાય, કિંવા પહેરેલાં લૂગડાં સળગી ઉઠયાથી બળી મરાય વગેરે અકસ્માતના બનાવ બને, તો તેના તાત્કાળિક ઉપાય શા શા કરવા જોઇએ તે અને તેનાં યોગ્ય ઓસડવેસડ જાણી રાખવાની ખરેખરી જરૂર છે. ગૃહિણીઓને એવી એવી બાબતોનું જ્ઞાન નહિ હોવાથી અનેક સ્થળે બાળકોને બહુ બહુ પ્રકારનાં નુકસાન અને દુઃખ ભોગવવાં પડે છે, એટલુંજ નહિ, પણ વખતે તેમનાં મૃત્યુ સુદ્ધાં પણ થાય છે.

બેન લક્ષ્મી ! છોકરાંની આરોગ્યતાના સંરક્ષણને માટે કેવા કેવા નિયમો પાળવા જોઇએ તે વિષે હવે હું તને બીજું વધારે કાંઈપણ કહેવાને ચા'તી નથી. "સ્ત્રી-મિત્ર," "માને શિખામણ" અને "બાળ-રક્ષણ-વિધિ" વગેરે પુસ્તકો તારી પાસે છે, તે બરાબર લક્ષપૂર્વક વાંચીને સમજ્યાથી એ બાબતની ઘણી માહિતી મળી શકશે. "ધાત્રીશિક્ષા" નામનું એક નવું પુસ્તક છપાવાનું છે તે તેના લખનારે મને વંચાવ્યું હતું. એ પુસ્તકમાં આ બાબતનો ઉપદેશ બહુ ઉત્તમ પ્રકારનો છે અને તે સમજીને વાંચ્યાથી બીજું કોઈ પણ પુસ્તક વાંચવાની કે કોઇની સલાહ શિખામણની પણ કશી જરૂર નહિ પડે. થોડા દિવસમાં એ પુસ્તક પ્રકટ થ એટલે તેની એક નકલ હું તને લાવી આપીશ.

---

ચાલતાં પાવા જેવી ચીજોને 'ઘસારવાં' કહે છે. ઘસારવાં એટલે ઘશીને પાવાનાં. એવાં ઘસારવાં એક ડાબડા અથવા કોથળીમાં ભરી રાખીને દરેક સંતાનવતી સ્ત્રી ઘરમાં રાખે છે.

# ઉપદેશ દશમો.

---

## છોકરાંનું શિક્ષણ.

---

"माता शत्रु पिता वैरी येन बालो न पाठितः॥—

चाणक्य.

"સંતાન ઉત્પન્ન કરીને તેમના શરીરનું રક્ષણ અને પુષ્ટિસાધન તથા તેમના ભરણ પોષણને અર્થે ધનનો સંચય, એટલું કર્યાથી જ કાંઈ તેમના પ્રત્યેનાં માતા પિતાનાં સઘળાં કર્તવ્ય કર્મો પૂરાં કરી નાંખ્યાં, એમ નથી. તે ઉપરાંત જે જીંદગીના કરતાં પણ વધારે કિંમતી છે અને જે હોવાથી માનવજીવનનું સાર્થક થઈ શકેછે, તેવું અમૂલ્ય જ્ઞાન અને ધર્મનો ઉપદેશ સંતાનોને આપવો એ જનક જનની–માતાપિતા–નું મુખ્ય કર્તવ્ય કર્મ છે."

शिक्षाप्रणाली.

"One good mother is worth a hundred school masters. In the home she is load-stone to all hearts and load-star to all eyes."

*George Herbert.*

---

લક્ષ્મી બેન! અગાઉ એક દિવસ મેં તને એવું કહ્યું હતું કે, સંતાનના પ્રત્યે માતાનાં કર્તવ્ય બે પ્રકારનાં છે; પ્રથમ સંતાનનું પાલન એટલે સંતાનની શારીરિક ઉન્નતિ કરવાનું, અને બીજું સંતાનના શિક્ષણ અને ચરિત્રના–આચરણના બંધારણનું. એમાંના પહેલા કર્તવ્ય

વિષે તે દિવસે કેટલુંક કહ્યું છે ખરૂં; પરંતુ બીજા સંબંધી કંઇપણ વાત તે વખતે કરી શકાઇ નથી. તેટલા માટે છોકરાંના શિક્ષણ–કેળવણી સંબંધી કેટલીક વાત કહેવાને માટે આજ હું તારી પાસે આવી છું. પરંતુ એમ કરવા જતાં આંધળું આંધળાને રસ્તો દેખાડવાની મહેનત કરે એવું મારા અને તારા સંબંધમાં થાય છે; તેથી એ બાબત તને કઠણ અને અણગમતી લાગે તો તે પણ કાંઇ અસંભવિત જેવું નથી. તોપણ, સંતાનોનું શુભ-કલ્યાણ–ઇચ્છીને જનની અનેક સમયે કઠોર વ્રત નિયમાદિ પાળવાને પણ અસહિષ્ણુ થતી નથી–પાછી હઠતી નથી; તે ઉપરથી હું આશા રાખું છું કે, તું પણ સહિષ્ણુ હૃદયે–સર્વ સહન કરીને અથવા મન મારીને–મારી સઘળી વાત આદિથી અંત સુધી સાંભળવામાં કચવાઇશ નહિ.

ઘર એ જ મનુષ્યનું પ્રથમ અને પ્રધાન–મુખ્ય–વિદ્યાલય છે અને જનનીએ એવા વિદ્યાલયની સર્વથી મુખ્ય શિક્ષક છે. એ વિદ્યાલયમાંજ માનવ–હૃદયની અંદર સકળ પ્રકારના ગુણદોષનાં બીજના ફણગા ફૂટી નીકળે છે.

" કોઇ એક પંડિતે ઘણા અનુભવ ઉપરથી એવું નક્કી કર્યું છે કે, "બાળકો દોઢથી છઠી વરસની ઉમ્મરની અંદર સંસારના પદાર્થોનું અને પોતાની તથા બીજા પરભાર્યાઓની માનસિક પ્રકૃતિ સંબંધીનું જેટલું જ્ઞાન મેળવે છે, તેટલું તે વિષયોનું જ્ઞાન તેની બાકીની બધી જીંદગીની અંદર પણ તે મેળવી શકતું નથી."

વળી કોઇ એક અંગ્રેજી 'પુસ્તકની અંદર મેં વાંચ્યું છે કે, એક સ્ત્રીએ પોતાના સંતાનની ઉમ્મર ચાર વરસની થઇ તે વખતે તેના રહેવાના સ્થળના ધર્મગુરૂની પાસે જઇને એવું પૂછ્યું હતું કે, "ગુરૂ! મારે મારા છોકરાને શિક્ષણ આપવાનું ક્યારથી શરૂ

કરવું જોઇએ તે મને કહો." તેના ઉત્તરમાં તે ધર્મગુરૂએ કહ્યું હતું કે, "બાઈ! અત્યાર સુધીમાં જો તમે તમારા છોકરાને શીખવવાનો-કેળવણી આપવાનો-આરંભ કર્યો ના હોય, તો તેની જીંદગીનાં અતિશય મૂલ્યવાન ચાર વરસ તમે નકામાં ગુમાવ્યાં છે, તેને માટે તમારે અનુતાપ-પસ્તાવો-કરવો ઘટે છે. નાનું બાળક બિછાનામાં કે પારણામાં સૂતું સૂતું માતાના મ્હો સામું તાકીને જોઈ રહી હસવાનો આરંભ કરે છે, તે હસવાની સાથે સાથે જ માતાએ શિક્ષણ આપવા માંડવું એ તેનું કર્ત્તવ્ય છે; કારણ કે તે વખતથી જ શિક્ષણના સમયની શરૂઆત થાય છે."

બાળકોને શિક્ષણ આપવાની રીત મુખ્યત્વે બે પ્રકારની છે:—

પહેલી દૃષ્ટાન્તદ્વારા એટલે દાખલા દેખાડીને શીખવવાની; અને બીજી ઉપદેશદ્વારા એટલે શીખવવાનો વિષય બરાબર કહી દેખાડી સમજાવીને શીખવવાની. એમાંની પહેલા પ્રકારની રીત વિશેષ કાર્યકારી -સફળ થાય તેવી-અને જીવનગત એટલે જીંદગાનીના વ્યવહારને અનુકૂળ છે. આપણે અવતરીએ છીએ ત્યારથી જ એવી રીતે માની પાસેથી નાના પ્રકારના વિષયો સંબંધી શિક્ષણ મેળવતાં રહીએ છીએ. બીજાનું જોઇને તેનું અનુકરણ કરવું એ નાનાં બાળકોનો સ્વાભાવિક ધર્મ-કુદરતી સ્વભાવ-હોવાથી, જે જે તેમના સાંભળવામાં આવે છે તે તે બોલવાનું કરે છે. શિશુઓનાં મન કુમળા છોડના જેવાં કોમળ રહે છે, તેથી કરીને તેમને જેવા ભાવથી વાળવાને ચાહીએ તેવા ભાવ પ્રમાણે વાળી શકાય છે. એ સમયે જે ભાવની મનમાં એકવાર ધારણા થાય છે, તેમાં પછી આખી ઉમ્મર પર્યંત ફેરફાર થતો નથી.

નાનાં બાળકો પરિવારમાંનાં સર્વ માણસો, પિતા, માતા, ભાઈ, બેન વગેરે સંબંધી જનોમાંના પ્રત્યેકની રહેણી કહેણીનું અનુકરણ

કરે છે, તોપણ તેમાંથી માતાના કહેવા કરવાનું અનુકરણ સર્વનાથી વિશેષ થાય છે બીજા કોઇપણ આત્મીયની તુલના માની સાથે થઈ શકે નહિ. કોઈ એક યૂરોપીયન પંડિતે કહ્યું છે કે, "બાળકોની ચાલચલગતનું બંધારણ અને ભવિષ્યની ઉન્નતિ, એક માત્ર માતાના જ દોષગુણ ઉપર આધાર રાખે છે. એ બાબતમાં પિતા કરતાં માતાનું પ્રાધાન્ય-મુખ્યપણું-કબૂલ કરવું પડે છે." વળી તેણે એમ પણ કહ્યું છે કે, "કોઇએક સંચા-ગીરણી-નો અધ્યક્ષ-ઉપરી અમલદાર-તેના કારખાનાના કામને સારૂ જોઇતાં છોકરાં-છોકરા અને છોકરીઓ-ને નોકરીમાં રાખતી વખતે, જેમની માતાઓની ચાલચલગત સારી છે એમ તેના જાણ્યામાં આવતું તેમને તે નિસ્સંદેહ ચિત્ત-કશોએ વહેમ રાખ્યા વિના-દાખલ કરતો હતો."

પૃથ્વી પરના જેટલા મોટા મોટા માણસોનાં જીવનચરિત્ર વાંચવામાં આવ્યાં છે-જેઓ પોતાની અસાધારણ શક્તિના ગુણને લીધે જગતભરમાં વિખ્યાત થયા છે, તેઓમાંના ઘણાખરા મહાપુરૂષો ખુલ્લી-સ્પષ્ટ-રીતે કબૂલ કરી ગયા છે કે, "અમારી જે કાંઈ વિદ્યા, બુદ્ધિ અને ઉન્નતિ જોવામાં આવે છે તેનું મૂળ અમારી માતાઓ જ છે."

જગદ્વિખ્યાત મહાવીર નેપોલીયન બોનાપાર્ટ હમેશાં એમજ કહેતો કે, "સંતાનોનાં ભવિષ્યનાં સુખ દુઃખ અથવા ઉન્નતિ અવનતિ એ સમસ્ત માતાઓના જ ગુણદોષ ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખે છે. મારામાં જે કાંઈ જ્ઞાન છે અને મારી જે ઉન્નતિ જોવામાં આવે છે, તે બધાનું એક માત્ર મૂળ કારણ મારી માતાએ મને આપેલું શિક્ષણ જ છે."

વળી અમેરિકા ખંડનો બીજો એક જણ રાજનીતિજ્ઞ પંડિત એવું કહી ગયો છે કે, "જ્યારે હું નાનો બાળક હતો ત્યારે મારી

મા મારો હાથ ઝાલી મને ઘુંટણભેર બેસાડીને કહેતી હતી કે, 'આપણો પિતા સ્વર્ગમાં છે.' નાનપણની એવી કેટલીક વાતો જો મને હમેશાં યાદ રહી ના હોત, તો હું નિશ્ચય નાસ્તિક થઈ જાત." જગત્‌માં આવાં દૃષ્ટાન્તોની કાંઈ ખોટ નથી. આપણે આપણા પોત પોતાના જીવનમાં માતાએ આપેલા શિક્ષણનાં જે જે ફળ ભોગવીએ છીએ, તે ઉપરથી જ માના ગુણદોષ કેવી રીતે અનાયાસે તથાપિ દૃઢરૂપે આપણા જીવનની અંદર કાર્ય કરતા રહે છે, તે સમજી શકાય છે.

જગત્‌ના ઘણાક જનો એકઠા મળીને હજારો તજવીજો અને તદબીરો કરે, તે છતાં પણ માનું કહેવું ખોટું અથવા અયોગ્ય છે, એવો વિશ્વાસ કોઈપણ રીતે બાળકના મનમાં ઉત્પન્ન કરી શકશે નહિ. મારી અશિક્ષિત માતાએ નાનપણની અંદર ભૂતનો જે ભય મને દેખાડી દીધો છે, તે ભયરૂપી સંસ્કારમાં અત્યારે હવે સેંકડો જાતના શિક્ષણ અને ઉપદેશથી પણ મારાથી ફેરફાર થઈ શક્યો નથી. એ જ પ્રમાણે બીજી બધી બાબતોનું પણ સમજી લેવું.

ઉપદેશના કરતાં માતા પિતાનાં આચરણ અથવા વ્યવહાર બાળકની ચાલચલગતના બંધારણની બાબતમાં ઘણું વધારે કાર્ય કરી શકે છે. એટલું જ નહિ, પણ તેમનો ઉપદેશ એક રીતનો અને કાર્ય-આચરણ-અન્યરૂપ-બીજી રીતનું હોય, તો બાળકો ઉપદેશને છોડી દઇને કાર્ય-કર્મ-અથવા આચાર વ્યવહારનું જ અનુકરણ અને અનુસંરણ કરે છે—તેમના જેવાં આચરણ આચરે છે.

સંતાનોના શિક્ષણ અને ચાલચલગતના બંધારણના સંબંધમાં માતાના કર્તવ્યના મહત્વનો અને આપણી હાલની અશિક્ષિતાવસ્થાનો વિચાર કરી જોતાં, છોકરાંની ઉન્નતિ સંબંધીની આશામાં નિરાશ થવું પડે છે. આપણા દેશમાં મા નથી, એ કાંઈ સાધારણ શરમ

અને દુઃખની વાત નથી! જેમના ઉપર છોકરાંઓની શારીરિક, માનસિક અને નૈતિક-નીતિસંબંધી-એ સકળ પ્રકારની ઉન્નતિનો આધાર રહેલો છે, તેઓ કેવી ગુણવાન અને વિદ્વાન હોવાની આવશ્યક્તા છે, તે વાત કરીને કહી સમજાવવું અસાધ્ય છે.

તોપણ આટલી વાતો તો અવશ્યે ધ્યાનમાં રાખવી જોઇએ કે-

(૧) બાળકો ઉપદેશના કરતાં આચરણનું અનુસરણ વધારે કરે છે. તેટલા માટે તેમની આગળ કદીપણ કોઇપણ પ્રકારનું કુકાર્ય-નઠારૂં કામ-કરવું નહિ અથવા કુવાક્ય-ભૂંડાં વચનો-બોલવાં નહિ. તમે મિથ્યા વ્યવહાર કરો એટલે અયોગ્ય અથવા ખોટી રીતે વર્તો અને બીજાની સાથે અન્યાયથી ચાલો કિંવા તેમને છેતરપિંડી કરો, તો તે જોયાથી તમારાં છોકરાંનાં કોમળ હૃદયમાં તેની છાપ એવી દૃઢ રીતે બેસી જશે કે, પાછળથી હજારો પ્રકારના ઉપદેશ અથવા શિક્ષણ કે ભણતરથી અને ભયથી પણ તેના દોષ દૂર થવાનો સંભવ નથી.

ઘણાં માબાપ બાળકોને અજ્ઞાન-અણસમજુ સમજીને તેમના દેખતાં નઠારાં કામ કે આચરણ કરતાં જરાએ અચકાતાં નથી. પણ જો વિચાર કરીને જોવામાં આવશે તો સમજાશે કે, એમ કરવું એ તેમની મૂર્ખતા સિવાય બીજું કંઇ નથી; કારણ કે બાળકના નિર્મળ સ્વચ્છ હૃદયરૂપી દર્પણની અંદર માબાપના-તેમાં પણ વિશેષે કરીને માના પ્રત્યેક કાર્યનું પ્રતિબિંબ પડયા વિના-દેખાયા વિના-રહેતું નથી.

(૨) નાનાં બાળકોને અનેક પ્રકારની બાબતો વિષે પ્રશ્ન પૂછવાની ઇચ્છા સ્વાભાવિક હોય છે; તેથી કરીને તેઓ કાંઈ જુએ છે અથવા સાંભળે છે તો તે સંબંધી ઘણા ઘણા પ્રશ્નો પૂછ્યા કરે છે. પણ માતાએ તેમના એવા પ્રશ્નોથી કંટાળો કે ક્રોધ નહિ આણતાં, શાન્ત ભાવથી જેવા ઘટે તેવા ઉત્તર આપવા જોઇએ. એમ કર્યાથી

બાળકોની નવું નવું જાણવાની ઇચ્છા ધીમે ધીમે વધતી રહી, સહેજને ભાવે તેમના જ્ઞાનમાં ઘણો વધારો થાય છે.

પણ તેથી ઉલટું બાળકોએ એવી રીતે પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપવામાં કંટાળો કે અણગમો દેખાડયાથી, અથવા કશોએ ઉત્તર નહિ આપ્યાથી, તેમની પ્રશ્ન પૂછવાની ઇચ્છા દહાડે દહાડે ઓછી થતી જાય છે; અને તેથી કરીને શિક્ષણનું એક પ્રકૃત–સ્વાભાવિક દ્વાર–બારણું બંધ થઈ જાય છે. તેટલા માટે જ્યારે જ્યારે બાળકો કોઈપણ બાબત વિષે પ્રશ્ન પુછે–સવાલ કરે–ત્યારે ત્યારે તેમને જેમ ઘટે તેમ સમજણ પાડવામાં કદી પણ કચવાવું કે કંટાળવું નહિ.

( ૩ ) લખવા વાંચવા વગેરે ભણવા ગણવાને માટે બાળકોને બહુ સતાવવાં, અથવા ઓછામાં ઓછાં પાંચ વરસની ઉમ્મર થયા પહેલાં તેમને નિશાળે મોકલવાં, એ અઘટિત છે. એ અવસરે તો માતાએ ઘરની અંદર જ મ્હોડેથી તેમને જેટલું બની શકે તેટલું શિક્ષણ આપવું. જો ઇંગ્લંડ વગેરે સભ્ય દેશોની પેઠે આપણે અહિં પણ નાનાં બાળકો માટેની શાળાઓ હોય, તો ત્યાં તેમને ભણવા મોકલી શકાય ખરાં; પરંતુ જ્યારે આપણા દેશમાં એવી શાળાઓની અને ત્યાં આગળ શીખવવાને માટે જેવી જોઇએ તેવી લાયક શીખવનારીઓની સંપૂર્ણ ખોટ છે, ત્યારે તો એવાં છોકરાંઓને શીખવવાને માટે ઘર એ જ સૌથી સારૂં સ્થાન છે. વળી આપણી શાળાઓની અપકૃષ્ટ શિક્ષાપદ્ધતિ–હલકા–ઉતરતા પ્રકારની શીખવવાની રીત–અને તેમની વ્યવસ્થાના કડક નિયમો, ભણવા ગણવાના કામમાં બાળકોને એવો કંટાળો ઉત્પન્ન કરી દે છે કે, જીંદગી સુધી એ કંટાળાનો ભાવ તેમના હૃદયમાં જોરાવરપણે રહીને, ભણતરની અંદર સુખનો અનુભવ તેમને કરવા દેતો નથી. વળી મા વાતોચીતો કરીને તથા કથા કહાણીઓ કહેવાના

મીશથી જે જે વિષયનું શિક્ષણ આપે છે, તે શિક્ષણ તેમને એવું હૃદયગ્રાહી-અંતઃકરણમાં ઉતરી જાય તેવું-અને કામમાં આવે તેવું થઈ પડે છે કે, સૈંકડો પ્રકારના અભ્યાસથી પણ તેવું ફળ મળવાનો સંભવ નથી.

( ૪ ) જેટલાં છોકરાં થાય તે બધાંનું એક સરખા સ્નેહ અને સરખા યત્નથી પાલણપોષણ કરવું જોઇએ. છોકરાંઓ ઉપરના માતાના સ્નેહભાવમાં કંઈ ફેરફાર હોય અથવા થાય, તો તેથી છોકરાંઓના મનમાં ઈર્ષા, દ્વેષ અને પક્ષપાતપણાના દોષ ઉત્પન્ન થાય છે; અને ભાઈ બેનોમાં પરસ્પરના પ્રત્યેનો પ્રેમભાવ અને ચાહના એ જેવાં જોઇએ તેવાં રહેતાં નથી. તેટલા માટે, સુંદર, રૂપાળાં, કુબડાં, છોકરા, છોકરીઓ, સમજુ અને મૂર્ખ, એવાં બધી જાતનાં સંતાનોને એક સરખા સ્નેહથી જ ઉછેરવાં જોઇએ. એમ કર્યાથી ભાઈ બેનોમાં પ્રેમભાવનો અભાવ-ખૂટકો-પડશે નહિ. આપણામાં જાણે એવો રિવાજ જ પડી ગયો લાગે છે કે, છોકરી કરતાં છોકરા ઉપર વધારે સ્નેહ રાખવામાં આવે છે પરંતુ માબાપે એવો ભિન્નભાવ રાખવો એ અતિશય નીચું અને નિંદાજોગ વર્તન છે અને છોકરા તથા છોકરીઓ બંનેના હકમાં ભારે નુકસાન થવાનું એક મુખ્ય કારણ છે.

( ૫ ) છોકરાં રડે અથવા વખતસર ઊંઘે નહિ, તો તેમને ભૂત પિશાચ અથવા બાધડ કે હાઉની બીક દેખાડવામાં આવે છે, તેના કરતાં છોકરાંના સંબંધમાં વધારે અનિષ્ટકારી-નુકસાન કરનાર-કુચાલ બીજો કોઈ નથી. એથી છેક બચપણથી જ તેમનાં મન સંકુચિત અને ભયભીત થઈ જાય છે, અને તેમની મનોવૃત્તિઓ સ્ફુર્તિવાળી થતી નથી તથા ખીલી શકતી પણ નથી. અંધારાવાળા સ્થાનમાં જતાં કિંવા સહસા કાંઇ ઉચ્ચ સ્વર-બૂમ બરાડા કે ગર્જના-સાંભ-

જ્યાથી ભયને લીધે તેમનું કાળજું ધડકવા માંડે છે. બેન ! જો તું બરાબર વિચાર કરી જોઇશ, તો તારા સમજવામાં આવશે કે, આવા કુચાલ જ આપણા લોકોના બીકણપણાનું મૂળ છે.

રડતા બાળકને એકદમ એવી રીતનો ભય દેખાડવાથી, તેની અવસ્થા એવી વિષમ દુઃખદાયક થઈ પડે છે કે, તે વાત કરીને સમજાવવી અસાધ્ય છે. એમ કર્યાથી બાળક બીહી જઇને સ્તબ્ધ બની જઈ ઝટપટ રોતું રહી જાય છે, એ વાત ખરી, પરંતુ રડવાનો વેગ એકદમ અટકાવવાને અશક્ત થઇ પડ્યાથી તેની છાતી ફાટું ફાટું થઈ જાય છે. તેવી વેળાએ તે આંખો મીંચી દેઇને અથવા માના સાલ્લાના છેડા નીચે મ્હોં સંતાડી દેઇને, એ જ મૂર્ખ માતાના ખોળામાં લપાઈ જવાની તજવીજ કરેછે. એવી રીતના ભયને લીધે જ ઘણાંખરાં બાળકોને નિરાંતે ઊંઘ આવતી નથી; અને જ્યારે ઊંઘતાં હોય છે ત્યારે પણ સ્વપ્નાં જોઈ જોઇને ઝબકી તથા રડી ઉઠે છે.

( ૬ ) બાળકને શાન્ત કરવાના અભિપ્રાયથી ઘણીક માતાઓ ખોટા દિલાસા આપેછે અને લાલચો દેખાડે છે. એટલે એમ કહે છે કે, " ભાઇ ! ( અને છોકરી હોય તો બેન ! ) છાનો રહે બાપુ ! તને પૂરી આપીશ, બરફી આપીશ, ઐા આપીશ, આભલામાંથી ચાંદો ચાંદરણી લાવી આપીશ." આવાં આવાં અનેક સંભવિત અસંભવિત અને મિથ્યા લાલચોનાં વચનો કહીને તેમને શાંત કરવાની તાલમેલ કરેછે.

માનો કહેવામાં કાંઈ ખોટું નથી, માની શક્તિનું કાંઈ માપ નથી—અપાર છે—અને જો તે ચહાય તો ચંદ્ર, સૂર્ય, આકાશ, પાતાળ કે જે કાંઈ જોઇએ તે આણી આપી શકે છે, એવો વિશ્વાસ પહેલાં પહેલાં તો બાળકના મનમાં દૃઢ રીતે રહેલો હોય છે. પણ પછી બે ચાર વખત એવી રીતે છેતરાયા બાદ તે અવિશ્વાસ આણતાં, ખોટી વાત

બોલતાં, છેતરતાં અને બીજાને નિરાશ કરતાં શીખે છે. છોકરાંઓને રમવા ખેલવાને ઠેકાણે ગયાથી જોઈ શકાશે કે, માની એવી ખોટી ખોટી લાલચો અને છેતરપિંડીનો ખેલ ત્યાં કેવી રીતે ભજવાય છે.

(૭) ભય દેખાડાને-વિશેષે કરીને મારઝૂડ વગેરેથી બાળકને વશ એટલે કહ્યાગરાં કરવાની પેરવી કરવી, તે બીજી રીતે કહીએ તો તેમને નિરંકુશ-દાબ અથવા કબજામાં નહિ તેવાં અને ખરેખરી રીતે કહ્યું નહિ કરનારાં-કરવા સરખું જ છે. શિક્ષા કર્યાની બીકથી તેઓ દેખતે ડોળે તો-માબાપની નજર આગળ-અણકહ્યાગરાંના જેવું આચરણ કરી ના શકે, પરંતુ તેમની પુઠ પાછળ એવા આચરણની શેષ સીમા દેખાડે છે. મતલબ કે માબાપ દેખે નહિ તેવી રીતે હદપારનાં અણકહ્યાગરાનાં કામ તેઓ કરે છે. જે બાળકોને પિતા માતા ઘણું મારેછે અથવા તેમનો ઘણો તિરસ્કાર કર્યા કરે છે, તેઓ જ સાધારણ રીતે અણકહ્યાગરાં અને દુષ્ટ તરીકે ઓળખાતાં હોય છે.

તેટલા માટે, સ્નેહ મમતાવડે બાળકોને વશ અને કહ્યાગરાં કરવાં જોઇએ. એવી રીતે વશ થયેલાં છોકરાં માબાપના દેખતાં કે તેમની પુંઠ પાછળ પણ અણકહ્યાગરાંના જેવાં આચરણ આચરવાંનો સંભવ રહેતો નથી. એવું બાળક જો કાંઈ આડું ચાલે તો તેને સ્નેહ મમતાનો જરાક અભાવ દેખાડ્યાથી જ તેને ભારેમાં ભારે શિક્ષા કર્યા જેટલું લાગે છે. "હું અન્યાય કરીશ તો મા મને ચહાશે નહિ અને મારી સાથે બોલશે નહિ" એવું બાળકના જાણવામાં અને સમજવામાં આવી શક્યાથી તે હમેશાં સાવચેત અને સાવધ રહેશે.

એ પ્રમાણે સ્નેહ મમતાથી બાળકોને કબજે રાખવાના જેવી એમને કહ્યાગરાં કરવાની રીત બીજી એકે નથી, એ વાત પ્રથમ પણ ઘણીવાર મેં તને કહી છે. માટે તારે તારાં સંતાનોને એ જ

રીતે કબજામાં રાખવાં. તેમની સાથે કઠોર અને કડક વર્તણુંક ચલાવ્યાથી કિંવા અનુચિત—અઘટિત—ભય દેખાડવાથી કે ખૂબ મારપીટ કર્યાથી તેમના મનની સ્ફૂર્તિ રહેતી નથી. મારફાડ વગેરેની ધાકથી નિરંતર ડરતાં રહેવાને લીધે તેઓ બીકણ બને છે તથા તેમનો સ્વભાવ પણ કડક અને નીચ થઈ જાય છે. જે ઘરમાં બાળકોનાં મન સ્ફૂર્તિમાં રહેતાં નથી, અને જ્યાં તેઓ નિર્ભય ચિત્તથી ખેલી કુદી શકતાં નથી, એવા જમપુરી જેવા ઘરમાં તેમની મનોવૃત્તિઓ ખીલવાની અને તેજદાર થવાની આશા રખાતી નથી.

૯. જે ચીજ વગેરે બાળકને આપવાનું ઘટારત ના હોય, અથવા જે નહિ આપું એમ એકવાર કહ્યું હોય, તે ચીજ ગમે તેટલું રડે તોપણ તેને આપવી જોઇએ નહિ. તેમની રીસથી કે રડવાથી વશ થઈ જઇને એક દિવસ પણ આ નિયમનાથી ઉલટું આચરણ કર્યાથી તેઓ રડવાને જ તેમનું બળ સમજી બેસે છે, અને માના કહેવાનો અવિશ્વાસ આણતાં શીખે છે. પરંતુ જો તેઓ બે ચાર દિવસ એમ રડાકુટા કર્યા છતાં પણ ધારેલી મતલબ પાર પાડી શકશે નહિ, તો પછી અયોગ્ય માગણી કદિ નહિ કરે, અને રડવાને પોતાનું બળ સમજી નહિ બેસે.

૧૦. વિશુદ્ધ—નિર્મળ—રમત ગમત અને આનંદ તથા ગીત અને વાજિત્ર વગેરેથી બાળકોના મનમાં સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે; તેટલા માટે એવી બાબતોથી બાળકોને દૂર રાખવાની તજવીજ કરવી નહિ; પણ ઉલટું તેઓ વિશુદ્ધ ગાયન અને વાજિત્ર વગાડવાનું શીખી શકે તેને માટે યોગ્ય તજવીજ અને ઉપાય કરી આપવા. પરંતુ દરેક કામની હદ હોય છે, તે પ્રમાણે એવા ગાવા બજાવવામાં પણ બાળકો કેવળ મસ્ત બની જઇને તેના રૂડા હેતુની હદ ઉલ્લંઘન ના કરે તે ઉપર નજર રાખતાં રહેવું જોઇએ.

૧૧. બાળક કદિ કાંઈ અન્યાયાચરણ કરે અથવા તેને કાંઈ કટેવ પડેલી જોવામાં આવે, તો તે એક જ દિવસમાં એટલે જાણવામાં આવે કે તરત જ તે છોડાવવાની તજવીજ કરવી કિંવા તેને માટે ભારે શિક્ષા કરવી તે ઘટારત નથી. એવી કટેવ વગેરેનો દોષ જેમ એક જ દિવસમાં તેને લાગી જતો નથી, તેમજ તે એક દિવસની અંદર દૂર થઈ શકે એ પણ સંભવતું નથી. તેટલા માટે એવા અન્યયાચરણ અને કુલક્ષણના અવગુણ દાખલા દલીલોથી તેને સારી પેઠે સમજાવવાની તજવીજ કરવી જોઇએ. અને એ બાબત તેના સમજ્યામાં બરાબર આવશે એટલે તે પોતાની મેળે જ તેને છોડી દેશે.

૧૨. બાળકના કાંઈ અન્યાય કે વાંકને માટે તેને દમ દેખાડવો હોય કે સજા કરવી હોય, તો તે એકાંતમાં કરવું જોઇએ. બીજાના દેખતાં તેનો તિરસ્કાર કર્યાથી અથવા તેને માર માર્યાથી એવી શિક્ષાનું ફળ ઉલટું થાય છે. તે સિવાય "મૂળાના ચોરને મેચકાનો માર" એ પ્રમાણે હલકા વાંકને માટે ભારે સજા ના થાય તે વિષે વિશેષ કાળજી અને સાવચેતી રાખવી જોઇએ. વાંકનો વિચાર કર્યા વિના સજા કરવી તેના કરતાં તો સજા ન કરવી એ જ સારૂં છે. છોકરાંને શિક્ષા કરતાં માતાના મનમાં જે દુઃખ અને દિલગિરી થાય છે, તે તેઓ સમજી શકે નહિ, તો એવી શિક્ષા કર્યાથી કશો લાભ થતો નથી.

૧૩. સંગતિ-દોષથી એટલે નઠારી સોબતની અસરથી ઘણાં બાળકો દુરાચરણી થઈ જાય છે. ચાર પાંચ વરસની ઉમ્મર થયા પછી બાળકો તેમના સરખી ઉમ્મરના સોબતીઓ અને સહીયરોના ગુણ દોષનું અનુકરણ અને અનુસરણ કરતાં રહે છે. અને તે વખતે તેમની વર્તણુકના ઉપર માબાપના ઉપદેશ અથવા દષ્ટાન્તના કરતાં

સોબતીના આચરણની અસર વધારે કાર્યકારી થાય છે. તેટલા માટે જેથી કરીને તેઓ દુષ્ટ—નઠારાં—છોકરાંની સોબતમાં ભળી શકે નહિ, તે ઉપર માએ વિશેષ નજર રાખતાં રહેવાની આવશ્યકતા છે. કારણ કે, કોઈપણ પ્રકારની કુચાલનો એક વાર અભ્યાસ પડી જાય છે, એટલે તેને સુધારવાનું અનેક સમયે અસંભવિત થઈ પડે છે.

૧૪. બાળકોને ચાકર અથવા ચાકરડીની પાસે ઘણી વાર સુધી રહેવા દેવાં ન જોઇએ. એવી ઘણીક માતાઓ છે, કે જેઓ છોકરાં છોકરીઓને પોતાનાથી દૂર રાખી શકયાથી જ જાણે સુખી થાય છે. અને તેથી અનેક સમયે એવું જોવામાં આવે છે કે ત્રણ ચાર વરસનાં છોકરાં પણ ચાકર કે ચાકરડીની સાથે ખાય છે પીએ છે, અને તેમની સાથે જ સૂઇને કે બેશીને દિવસનો ઘણોખરો ભાગ તેમને ગાળી નાંખવો પડે છે. પરંતુ એમ કરવું તે જેમ નીતિના શિક્ષણમાં અંતરાય નાંખનાર છે, તેમ શારીરિક અને માનસિક અવનતિનું કારણ છે. કોઇએક યુરોપીયન પંડિતે કહ્યું છે કે, "તમે જો તમારા છોકરાને ઉછેરવાનો અને તેના શિક્ષણનો ભાર કોઈ ચાકરના હાથમાં સોંપશો, તો થોડા જ વખત પછી તમને એકને બદલે બે ચાકર મળશે." મતલબ કે છોકરો બીજા ચાકરના જેવો—ગુણ અને આચરણમાં—બની રહેશે.

૧૫. બાળકને ઉપદેશ કરતી વખતે જ્યાંસુધી બની શકે ત્યાં-સુધી જે બાબતનો ઉપદેશ કરવાનો હોય, તે બાબત સંબંધી પ્રત્યક્ષ દાખલા દલીલો દેખાડવાની તજવીજ કરવી અને વાતો તથા કહાણીઓ સંભળાવવાના બહાને નીતિનો બોધ આપવો. "દેવતાને—અગ્નિને—હાથ અડકાડવો નહિ, અથવા દેવતાને અડકી શકાતું નથી" એવો ઉપદેશ કરતી વેળાએ બાળકની એક આંગળીને અગ્નિનો જ-

રાક સ્પર્શ થાય તેમ ધરાવી, તેની દાહક શક્તિ એટલે દેવતાથી હાથ બળે એ વાત સમજાવ્યાથી પછી ફરીને કોઈ દિવસ એ બાબતનો બોધ કરવાની જરૂર રહેશે નહિ.

"જૂઠું બોલવું એ મહા પાપ છે," "ચોરી કરવી એ મોટો અધર્મ છે," એવી એવી રીતે માત્ર મ્હોડેથી બોલી જઈને બોધ કર્યાથી કંઈપણ લાભ થવાની સંભાવના નથી. પણ છોકરાંના મનમાં બરાબર ઠસે, અને જે તેમના જાણવામાં હોય, તેવી વાતો અને કહાણીઓ કહીને એવી એવી બાબતોના ગુણ દોષ સમજાવવા જોઈએ. બાળકોને સ્વાભાવિક રીતે જ વાતો અને કહાણીઓ બહુ વહાલી હોય છે. તેથી તેવા–વાતો અને કહાણીઓના–રૂપમાં ઉપદેશ કર્યાથી તેઓ ધ્યાન દેઈને સાંભળે છે, અને સહેજમાં સમજીને લક્ષમાં રાખી શકે છે.

૧૬. લક્ષ્મી બેન! નાંનપણમાં જ ધર્મ અને નીતિનું શિક્ષણ ના મળે–મા પોતે છોકરાંની ચાલચલગત સારી ન કરે–તો પછી શાળામાં અથવા બીજે કોઈપણ ઠેકાણે તે ખોટ પૂરી પડવાની આશા નથી. તેટલા માટે જ મેં તને છોકરાંના લખવા વાંચવા વગેરેના શિક્ષણની રીત વિષે કશું નહિ કહેતાં, જેથી કરીને તેમનાં ચરિત્ર–ચાલચલગત–નું બંધારણ સારૂં થઈ શકે તે વિષે જ કહ્યા કર્યું છે. "કેળવણી" નામના પુસ્તકમાં લખ્યું છે કે, "શિલ્પ વગેરે હુન્નર કારીગરીની કેળવણીને માટે વખત કવખતનો વિચાર નથી, એ વાત ખરી, પરંતુ ધર્મ અને નીતિની કેળવણી–શિક્ષણ–ને માટે તેવું નથી. એ કેળવણી જો નાંનપણમાં ના મળે, તો પછી આખરે તે મળવાનું છેક મુસ્કેલ થઈ પડે છે."

કેવી રીતથી છોકરાંને લખતાં વાંચતાં અથવા સાધારણ રીતે જેને ભણતર ભણવું કહેછે તે શીખવવું જોઈએ, અને કેવી રીતથી

તેમના મનનું વળણુ અને રોકાણ–પ્રવૃતિ–સમજી જોઇને વેપાર રોજગાર વગેરે કામ ધંધામાં દાખલ કરવાં જોઇએ, એવી એવી સઘળી બાબતોનું પણ માને જ્ઞાન હોવાની આવશ્યકતા છે. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રકટ કરેલું "કેળવણી" નામનું પુસ્તક એ બાબતના સાધન તરીકે બહુ ઉત્તમ ગ્રંથ છે. માટે જ્યારે જ્યારે તને નવરાશ હોય ત્યારે ત્યારે એ પુસ્તક બરાબર સમજીને વાંચી જોવાની હું તને ભલામણ કરૂંછું. અને હાલ તો એવી કેળવણી આપવાની રીત વિષે છેક સંક્ષેપમા થોડી હકીકત માત્ર કહી સંભળાવુંછું.

૧. બાળકોને સર્વથી પહેલાં માતૃભાષા–પોતાની દેશી ભાષાની કેળવણી આપવી જોઇએ. હાલના વખતમાં માન મર્યાદા મેળવવા અને વિજ્ઞાન, શિલ્પ વગેરે વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે, ઇંગ્રેજી ભાષા શીખવાની ખરેખરી આવશ્યકતા છે; છતાં પણ, ગુજરાતી લોકોએ તો ગુજરાતી ભાષા જ પહેલવહેલી શીખવી જોઇએ. પોતાની માતૃભાષા શીખવી એ બાળકોના સંબંધમાં સહજ અને સુખકારી છે. વળી પોતાની ભાષાનું થોડું ઘણું જ્ઞાન થયાથી બીજા દેશોની પરભાષાઓ શીખવાનું પણ સહજ અને સગવડ ભરેલું થઈ પડેછે.

૨. પંડિતોએ મનુષ્યની સઘળી મનોવૃત્તિઓના મુખ્ય બે ભાગ ગણેલા છે. (૧) બુદ્ધિવૃત્તિ, અને (૨) નીતિ અથવા ધર્મવૃત્તિ. તેટલા માટે નાનપણથી જ જેથી કરીને એવા બંને પ્રકારની વૃત્તિઓની જેવી જોઇએ તેવી ચાલના એટલે વપરાશ અથવા ખીલવણી કે ફેરવણી વડે ઉત્કર્ષ–ઉન્નતિ–થઈ શકે, તે ઉપર વિશેષ લક્ષ રાખવું જોઇએ.

પરમેશ્વરે મનુષ્ય માત્રને કેટલીક વૃત્તિઓ આપેલી છે, તે વૃત્તિઓની જોઇએ તેવી ચાલના કર્યાથી તેમની ઉન્નતિ થઈ શકે છે. પરંતુ નાનપણમાંથી જ જોવામાં આવે છે કે, સઘળાં મનુષ્યોની સઘળી

વૃત્તિઓ કાંઈ એક સરખી તેજદાર-જોરાવર-હોતી નથી. કોઈ ચિત્ર ચિતરવામાં, કોઈ ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવામાં, કોઈ તર્કશાસ્ત્રની ચર્ચા અને વિવેચનમાં, તેમજ વળી કોઈ કોઈ સાહિત્ય-ભાષા-શાસ્ત્રનો વિદ્યાભ્યાસ કરવામાં વિશેષ પરિક્રમ કરેછે. તેટલા માટે માબાપે છોકરાંના છેક બચપણથીજ એવી બધી બાબતો ઉપર નજર રાખીને તેમને કેળવણી આપવાનો બંદોબસ્ત કરવો જોઇએ.

૩. લખતાં વાંચતાં વગેરે શીખવ્યા પહેલાં, બાળકો હમેશાં જે જે પદાર્થો જુએ છે તે તે પદાર્થોનાં નામ, આકાર, રૂપ રંગ અને ગુણ વગેરે વિષયોનું શિક્ષણ તેમને આપવું જોઇએ. ધારો કે, બાળકના હાથમાં કાચનો એક કડકો-તખતો-જોઇને તમે પહેલવહેલું તો તે કડકાનું નામ તેને પુછ્યું; એ નામ જો તેનાથી દેઈ શકાય તો ઠીક, નહિતો તમે તે કહી બતાવ્યું; તે પછી ધીમે ધીમે તે સ્વચ્છ, સુંવાળો, બરડ અથવા ઝટ ભાગી જાય તેવો અને કોઈપણ જાતના રંગથી રંગેલો ના હોય તો સ્વાભાવિક રીતે સાદો અને નિર્મળ દેખાય છે. ઇત્યાદિ તેના બધા ગુણ એકે એક તેને સમજાવી દીધા. એમ સમજાવતી વેળાએ માત્ર મ્હોડેથી એ ગુણોનાં નામ બોલી ગયાથી કાંઈ ચાલી શકે નહિ; પણ આંખો આગળ ધરીને તેની સ્વચ્છતા, ઉપર હાથ ફેરવાવીને સુંવાળાશ, અને પછાડી ભાંગીને તેનું બરડપણું વગેરે સિદ્ધ કરી દેખાડીને સમજણ પાડવી જોઇએ. વળી તે વખતે જો બની શકે તેમ હોય, એટલે વિશેષે કરીને જો બાળકોના આગ્રહમાં કાંઈ ઓછાપણું જોવામાં ના આવે તો, તાંબા, પિત્તળ અને કાંસા વગેરે ધાતુનાં વાસણો અને પતરાં વગેરે ચીજોની સાથે તેના ગુણ વગેરેની ભિન્નતા—ફેરફાર—સમજાવી દેવાનો પ્રયત્ન પણ કરવો જોઇએ. તે પછી એવા પદાર્થ શા શા કામમાં વપરાય છે તે, એટલે તેમનો

ઉપયોગ પણ બની શકે તેટલો કહી દેખાડવો તથા સમજાવવો જોઇએ.

૪. શીખવવાની રીતો અનેક પ્રકારની છે; તેમાં પ્રશ્નોત્તરરૂપે એટલે સવાલ જવાબ વડે છોકરાંને શિક્ષણ આપવાની રીત સર્વોત્કૃષ્ટ—સર્વથી ચઢિઆતી—છે. એ રીતિ જેમ સહેજમાં સમજણ પડે તેવી છે, તેમ આમોદજનક પણ છે-એટલે એ રીત વડે શીખવ્વાથી છોકરાં આનંદભેર શીખી શકે છે. ઘણાં-એકથી વધારે-છોકરાંને એક સાથે શીખવવાના કામમાં આ રીતિનો ઉપયોગ કર્યાથી શિક્ષક અથવા શિક્ષાર્થી-વિદ્યાર્થી-શીખનાર-કોઇને પણ કશી અડચણ કે દુઃખ જેવું લાગતું નથી.

એમ ધાર કે, તેં એક શિમળાનું ફૂળ હાથમાં લેઇને શામલાલને પૂછ્યું કે, " **શ્યામ!** કહો જોઇએ, આ ફૂલ શેનું છે ? " તેના ઉત્તરમાં તેણે કહ્યું, " શિમળાનું છે. " તે પછી પાછું તેં પૂછ્યું કે " એનો રંગ કેવો છે ? " ત્યારે તેણે કહ્યું કે " લાલ. " "ધારૂં ત્યારે લોકો આવા સુંદર લાલ ફૂલનો આદર કેમ કરતા નથી?" એમ તેં પૂછ્યું, તેના ઉત્તરમાં તેણે કહ્યું કે, "એ વાતની મને ખબર નથી." તે ઉપરથી પાસે બેઠેલા **રામલાલને** તેં પૂછ્યું, " **રામ!** તું એ કહી શકીશ કે?" ત્યારે **રામલાલે** કહ્યું, "એનામાં સુગંધ નથી તેથી." પછી તેં એ શિમળાનું ફૂલ અને બીજું એક જાઇનું ફૂલ એ બંને **શ્યામલાલના** હાથમાં આપીને તેને કહ્યું "એ બંને ફૂલ તું એકે એકે વારાફરતી સુંઘી જો અને પછી કહે કે કયું ફૂલ કેવું છે." **શ્યામે** એમ કરીને કહ્યું, "**રામે** કહ્યું તેમજ છે ને! આ નાનાં સરખા સફેદ ફૂલમાંથી કેવી મજેની સુગંધ આવે છે, અને આવડા મોટા લાલ ફૂલની અંદર જરાએ સુગંધ નથી!" ત્યારે પાછું તેં તેને

એમ પૂછવું કે "એના જેવા સુગંધ વગરના બીજી કોઇ એક જાતના ફૂલનું નામ તું દેઇશ શકીશ?" તેના ઉત્તરમાં તેણે કહ્યું "ખાખરાના ફૂલમાં-કેસુડામાં-પણ સુગંધ હોતી નથી એમ લાગે છે." તેં કહ્યું, "હા, ઠીક કહે છે."

આવી રીતે બે ત્રણ જાતનાં ફૂલોની પરસ્પર તુલના-સરખામણી-કર્યા પછી રહેતે રહેતે ઘણી જાતનાં ફૂલનાં નામ, ગુણ અને રૂપરંગ વગેરે શીખવી શકાય. તે સાથે વળી એ વાત પણ બની શકે તેટલી સમજાવવાની તજવીજ કરવી જોઈએ કે, જો ગુણ ના હોય તો માત્ર એકલા રૂપનો આદર સત્કાર થઇ શકતો નથી. દાખલાને માટે અત્યારે મેં કેવળ ફૂલની વાત જ તને કહી; પરંતુ એજ પ્રમાણે ફળ, મૂળ, ઝાડ, પાન, પશુ, પક્ષીઓ અને માછલાં વગેરે નાના પ્રકારનાં પ્રાણી પદાર્થો વિષે શિક્ષણ આપી શકાય-શીખવી શકાય. પરંતુ જ્યારે જે વિષેનુ શિક્ષણ આપવામાં આવે, ત્યારે તેના બે ચાર નમૂના મ્હો આગળ રાખવા જોઇએ. "હાથી બહુ બળવાન-જોરાવર-છે અને કોઈનાથી ડરતો નથી" એટલું જ માત્ર કહી દેખાડયાથી વિશેષ ફળ કાંઈ ના થાય. પરંતુ છોકરાને હાથીની પાસે તેડી જઇને તેના આકાર, ચાલ અને બળ વગેરેની પરીક્ષા કરી દેખાડવી જોઇએ. અને જ્યાં જે વસ્તુ કે પ્રાણી ખરેખરૂં દેખાડી શકાય તેમ ના હોય, ત્યાં તેનું રમકડું કે છબી અથવા ચિત્ર પાસે રાખીને તે ઉપરથી બની શકે તેટલી સમજણ પાડવી.

૫ બાળકોને પ્રથમ તો કક્કો બારાખડી વગેરે અક્ષરજ્ઞાન કરાવવું જોઇએ. પ્રથમ કક્કાના અક્ષરો બરાબર કાંડતાં અને ઓળખતાં શીખવ્યા વિના જ એકદમ લખતાં શીખવવાની તજવીજ કરવામાં આવે છે, તે રીત બાળકોના સંબંધમાં-બાળકોને શીખવાડ-

વાની શરૂઆત કરવાને માટે શીખનાર તથા શીખવનાર બંનેને સગવડ ભરેલી નથી. પહેલું તો અક્ષરો બરાબર ઓળખ્યા સિવાય તે લખાવવાની તજવીજ કરવી એ વૃથા વખત ગુમાવવા જેવું છે; અને બીજું, બીજાએ કા'ડેલા અથવા લખેલા અક્ષરો ઉપર વગર સમજે હાથ ફેરવ્યા કરવો એ અતિશય કંટાળો ઉપજાવે તેવું થઇ પડે છે. વળી ત્રીજું એ છે કે, એવા ચાલતા આવેલા રિવાજ પ્રમાણે અક્ષરો બરાબર ઓળખતાં અને તે કા'ડતાં અથવા લખતાં આવડતાં ઘણો વધારે વખત ગાળવો પડે છે, એવી એવી અનેક અડચણો તેમાં રહેલી છે. તેટલા માટે બાળકોને સર્વથી પ્રથમ વર્ણોનો પરિચય કરાવીને એટલે અક્ષરો ઓળખાવીને પછી આગળ લખતાં વાંચતાં શીખવવું જોઇએ.

૬. બાળકોને ક, ચ, ઇત્યાદિ કક્કાના અક્ષર લખતાં શીખવવાની શરૂઆત કર્યા પહેલાં સીધી લીટી, આડી અને તિરકસ લીટી, ત્રિકોણ, ચતુષ્કોણ—ચારખૂણાવાળી અથવા ચોખંડી આકૃતિ—અને ગોળ વર્તુલના આકારો ઇત્યાદિ કા'ડતાં બરાબર શીખવ્યાથી, પછી તેઓ એવા કક્કાના અક્ષર સહેજમાં કા'હાડી—લખી—શકે છે. અક્ષરોના કિત્તા કા'ડી આપી તે ઉપર ઘુંટાવવાની રીત સારી છે ખરી; તોપણ સામટા સઘળા અક્ષરો લખતાં શીખવાડવાની ધમાધમ નહિ કરતાં એકે એક શીખવતા જવું જોઇએ. છોકરૂં જ્યારે બરાબર ક કા'ડી શકે, ત્યારેજ તેને ખ કા'ડતાં શીખવવા માંડવું. વાંકા ચુંકા અને ઢગઘડા વગરના દશ અક્ષર લખી શકે, તેના કરતાં સારી સફાઇથી સુંદર રૂપે એક અક્ષર લખી જાણે તે વધારે સારૂં સમજવું જોઇએ. કારણ કે પહેલેથી જ તેમને વાંકા ટેડા અને ગરબડ ગોટા વાળેલા અક્ષરો લખવાની ટેવ પડી જાય છે, તો પછી પાછળથી ગમે તેટલા

કિત્તા અને કોપીઓ ઘુંટાવ્યા લખાવ્યા છતાં પણ તેમનું લખાણ-લખવાના અક્ષર-જોઇએ તેવું સુધારવાનું કામ બહુ કઠણ છે. કાચી આવડને આગળ દોડાવ્યા કરતાં થોડું પણ પાકું શીખવવું બહુ ડાહાપણ ભરેલું અને છોકરાં તથા શિક્ષક બંનેને બહુ સગવડ ભરેલું તથા લાભકારક નીવડે છે.

૭. કોડીઓ, કચુકા, લખોટા, પૈસા કે એવું કાંઈ લેઈને તે વડે સંખ્યા ગણતાં એટલે સર્વાળા કરાતાં તેમજ બાદબાકી વગેરે શીખવવું એ સારી રીત છે. આંકડા લખીને અથવા મ્હોડેથી બોલીને ગણતાં શીખવ્યાથી, એમ ગણવાનો ઉદ્દેશ શો છે તે બાળકો જરાએ સમજી શકતાં નથી; માત્ર પોપટની પેઠે મ્હોડે કરી રાખે છે. વળી એમ કોડીઓ વગેરે લેઈને તે વડે સંખ્યા તથા ગણવાનું શીખવવાનું આમોદજનક-આનંદ અથવા ગમ્મત ઉપજાવનાર-થવા સાથે બાળકોને તે ઝટ સમજાય છે અને યાદ પણ રહે છે.

૮. હવા ખાવાને માટે બાળકોને બહારના ખુલ્લા પવનમાં ફેરવવાની આવશ્યક્તા વિષે હું અગાઉ એક દિવસ કહી ગઈ છું. એવી રીતે ફરવાનું જેમ તંદુરસ્તી સુધારનાર અને વધારનાર છે, તેમ શિક્ષણ-શીખવવા-ને માટે પણ ઘણું ઉપયોગી છે. આપણા લોકના સામાજિક રિવાજ પ્રમાણે સ્ત્રીઓએ બહાર ફરવા જવાનો રસ્તો-નિયમ નથી; તેથી બાળકોને તેડીને-સાથે લેઇને-બહાર ફરવા જવાનો ભાર-કામ-બાપે અથવા તેવાજ કોઇ આત્મીય-તનના-પુરૂષે માથે રાખવો જોઇએ. એમ બહાર ફરતી વખતે બાળકો ચોતરફ જે જે જુએ છે તે સંબંધી અનેક વાતો પોતાની સાથેના મોટા માણસને પૂછે છે. તેટલા માટે તેમની સાથે જનારે એવી બધી બાબતો તેમને સારી રીતે સમજાવવાને બનતો પ્રયત્ન કરવો જોઇએ. જગદ્વિખ્યાત જૉન

સ્ટુઅર્ટ મિલના પિતાએ એવી જ રીતે નાનપણમાં તેને (મિલને) અનેક જાણવાજોગ વિષયોનું શિક્ષણ આપ્યું હતું.

૧૦. બાળક કોઇપણ પ્રકારનો અન્યાય કે અપરાધ કરે તે તેને જેવી ઘટે તેવી શિક્ષા કરવાની જેમ જરૂર છે, તેમ જો તે કાંઈ સારૂં કામ કે આચરણ કરે તો તેનો ઘટતો બદલો-ઈનામ, શાબાસી વગેરે-આપવાની પણ તેટલી જ આવશ્યકતા છે. તિરસ્કારના કરતાં પુરસ્કાર-ઈનામ વગેરે-ઉન્નતિ કરવાના કામમાં વિશેષ સહાય કરે છે. સારૂં કામ કર્યાનું યોગ ઈનામ-બદલો-ના મળે તો તેવાં કામ કરવાનો ઉત્સાહ વધી શકતો નથી.

બેન ! સંતાનોના શિક્ષણ અને આચરણના બંધારણ સંબંધી માતાના કર્તવ્ય વિષે વિસ્તારથી ચર્ચા કરવા જતાં તો મો'ટા ગ્રંથ જેટલું થઈ જાય; તેમ તે બધું કાંઈ એકાદ દિવસમાં કહી સંભળાવાય એ પણ સંભવતું નથી. તેટલા માટે મારી આજની વાતચીતનો ઉદ્દેશ માત્ર સંતાનોના શિક્ષણ અને ચરિત્રના બંધારણના સંબંધમાં માતાની ફરજ તથા જોખમદારી જણાવવાનો અને એવા કામની મહતા વિષેનું જ્ઞાન ઉત્પંન કરવાનો-એટલે એ કામ કરવું એ માતાનું કર્તવ્ય છે, એ વાત તારા ધ્યાનમાં ઉતારવાનો છે. જોખમદારી અથવા ફરજ અને મહતા ધ્યાનમાં આવ્યા પછી, કર્તવ્ય પાર પાડવાના ઉપાયોની ખોટ પડતી નથી.

